# ગોહિલ વીર હમીરજી.

[ સચિત્ર ઐતિહાસિક નવલકથા ]

લેખક

ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ

અલમ્પુર, વાયા નિંગાળા ( કાઠિયાવાડ. )

પ્રકાશક

જગજીવન શિવશંકર ત્રિવેદી

પુસ્તક પ્રચારક ઓફીસ

૭૪, રીચીરોડ, અમદાવાદ.



પ્રથમ આવૃત્તિ; પ્રત ૧૦૦૦; વિ. સં. ૧૯૭૭. ઈ. સ. ૧૯૨૧.

અમદાવાદ

ખાડીયામાં, જેઠાભાઈની પોળમાં, 'પ્રજાબંધુ' પ્રિન્ટીંગ વર્કર્સમાં

એમ. સી. મોદીએ છાપ્યું.

મૂલ્ય રૂ. ૨॥





# અર્પણ પત્રિકા.

સ્વ. પરમપૂજ્ય પિતાશ્રી!

મારા પર આપના અનેક ઉપકારો થયા છે. મારે માટે આપે અનેક પ્રકારનો શ્રમ વેઠ્યો છે અને મારા શ્રેયઃ માટે નિશદિન ચિંતવન કર્યું છે. તે ઉપકારનું ઋણ ચુકવવાને મારાથી કિંચિત્ પણ સેવા થઈ નહિ. મારા બાલ્ય કાળમાં જ આપે ઇહલોકનો ત્યાગ કર્યો. અત્યારે તો માત્ર આ મારી કૃતિને આપના અમર આત્માને અર્પણ કરીને જ સંતોષ લઉં છું.



લી.

ીરસિંહ.

# વાંચવાલાયક નવલકથાઓ.

**કાશ્મીર અને કેસરી**—(ઐતિહાસિક નવલકથા) પૃષ્ઠ ૨૨૦. પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૧॥. પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહે કાશ્મીરમાં અફઘાનો ઉપર ચ્હડાઈ કરી વિજય મેળવ્યો હતો તેનું રસિક વર્ણન.

**મૂળરાજ સોલંકી**—(સચિત્ર ઐતિહાસિક નવલકથા) પૃષ્ઠ ૩૨૦, પાકું સોનેરી પુંઠું, સાદાં અને રંગીન સંખ્યાબંધ ચિત્રો. મૂલ્ય રૂ. ૩. ગુજરાતમાં સોલંકી વંશની રાજગાદી સ્થાપનાર મૂળરાજ સોલંકીએ પોતાના મામા પાસેથી રાજ્ય લઇ, મામાને તથા બીજાઓને મારી, કેટલાક ઇષ્ટ તેમ જ અનિષ્ટ પરાક્રમો કર્યા હતાં. આ અને બીજા ઐતિહાસિક પ્રસંગોની આ નવલકથા અત્યંત રસિક, બોધક તથા મૂળરાજનાં કાર્યો ઉપર જાણવાજોગ પ્રકાશ પાડે છે.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—સચિત્ર સામાજિક નવલકથા. મૂલ્ય રૂ. ૨. વી. પી. પોસ્ટેજ ૩ આના. પૃષ્ઠ ૩૫૦. સોનેરી પાકું પુંઠું. ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો. યુવાનો અને સ્ત્રીઓના હાથમાં અને પુસ્તકાલયોમાં વિનાસંકોચે આ પુસ્તક મુકાય છે.

**નોકરીનો ઉમેદવાર**—(સચિત્ર સામાજિક નવલકથા) મૂલ્ય રૂ. ૧॥. પૃષ્ઠ ૨૧૫, સોનેરી પાકું પુંઠું. સુંદર ફોટોગ્રાફીક ચિત્રો. મનોરંજક તથા બોધક છે.

**સૌન્દર્ય વિજય**—(ભાગ ૧-૨-૩-૪-૫) રેનોલ્ડઝના રાયહાઉસ પ્લૉ-નું અક્ષરશઃ ભાષાન્તર. વાર્તા મનોહર અને ચિત્તાકર્ષક છે. પાકું પુઠું. પાંચે ભાગની કિં. ૧૦॥

**ગોરા**—ડૉક્ટર રવીન્દ્રનાથની પદલાલિત્યવાળી અને ભાવનામય લેખિનીથી લખાયેલા ગ્રંથની પ્રશંસા કરવાની જરૂર નથી. પાકું પુઠું. કીં. ૨ રૂ.

# પ્રસ્તાવના.

આ નવલકથા કાઠિયાવાડનું એક ચર્ચાયુક્ત ઐતિહાસિક પ્રકરણ સ્પષ્ટ કરવાના અને ગોહિલ વંશના પ્રાચીન સમયના ક્ષત્રિયોનાં શૌર્યવીર્ય પ્રકાશમાં લાવવાના હેતુથી લખી છે. સ્વર્ગસ્થ કલાપીએ "હમીરકાવ્ય" માં (જે હમીરજી ગોહેલ નામથી રા. કાન્તે પ્રસિદ્ધ કર્યું છે) હમીરજીએ મહમ્મદ ગીઝની સાથે લડાઇ કરી એમ જણાવ્યું છે. બીજા કેટલાકનું પણ એવું જ માનવું છે. ઈ. સ. ૧૦૨૪ માં મહમ્મદ સોમનાથજી પર ચઢી આવ્યો, ત્યારે તો હમીરજીનું નામ નિશાન પણ નહોતું તે નીચેની હકીકતથી સ્પષ્ટ સમજાય તેમ છે.

ગોહિલોના મૂળ પુરૂષ સેજકજી ઈ. સ. ૧૨૬૦ માં ખેરગઢ છોડી સૌરાષ્ટ્રમાં આવ્યા અને જુનાગઢના રાહ સાથે સંબંધ જોડી તેના આશ્રયે રહ્યા. આ હકીકત વિસ્તારથી આ પુસ્તકના આઠમા પ્રકરણમાં લખવામાં આવી છે અને સેજકજીથી હમીરજી કેટલામી પેઢીએ થયા તે જાણવા માટે નીચેની હકીકત ઉપયોગી થશે.

સેજકજીના ત્રણ પુત્રો રાણજી, શાહજી અને સારંગજી થયા. તેમણે જુદાં જુદાં સંસ્થાનો બાંધ્યાં. બીજા સાથે અત્યારે આપણો સંબંધ નહિ હોવાથી, સારંગજીની જ હકીકત લઇએ. સારંગજીના જસોજી અને જસાજીના નોંઘણજી તથા ભીમજી થયા. નોંઘણજીને સંતતિ ન હોવાથી ભીમજી ગાદીએ આવ્યા અને તેમના દુદોજી, અરજણજી અને હમીરજી એ નામે ત્રણ કુમારો થયા. આ સંક્ષિપ્ત હકીકતથી વાચકો જોઇ શકશે કે ઈ. સ. ૧૨૬૦ માં સેજકજી આવ્યા અને તેની ચોથી પેઢીએ હમીરજી થયા. એક સો ને આઠ વરસમાં રાજાઓની ચાર પેઢી થાય તે અસંભવિત નથી, માટે જ હમીરજી ૧૩૬૮ માં કે જ્યારે ઝુફરખાન સોમનાથજી પર ચઢી આવ્યો ત્યારે વિદ્યમાન હતા.

કાઠીઆવાડ સર્વસંગ્રહ પ્રકરણ ૭ માં લખ્યું છે કેઃ-"ઈ. સ. ૧૩૯૧ માં ઝુફરખાન બીન-વઝીર-ઉલ-મુલ્ક ગુજરાતનો સુબો થયો. કાંઠા ઉપરના મુલકના સ્થાનિક ઠાકોરોમાં બંડ કરવાનાં ચિન્હો જણાયાથી એકદમ ઈ. સ. ૧૩૯૮ માં તેમની સામે તે પંડે ચઢ્યો. સઘળાનો પરાભવ કરી સોમનાથજીના દહેરાનો તેણે ત્રીજી વખત નાશ કર્યો. આ લડાઇમાં હમીર ગોહિલ અને વેગડો ભીલ હણાયા." ગુજરાત સર્વસંગ્રહમાં પણ ઝુફરખાન સોમનાથજી પર ઇ. સ. ૧૩૯૮ માં ચઢી આવવાનું લખેલ છે.

"રાસમાળા" માં મહમ્મદ બેગડો ઇ. સ. ૧૪૯૦ માં ચઢી આવ્યો ત્યારે હમીરજી અને વેગડો હતા એમ લખેલ છે, પણ કેટલીએક હકીકત જાણ્યા પછી અને બીજા પાત્રોની સમકાલિનતાનો નિર્ણય કર્યા પછી, એ જ યોગ્ય લાગે છે કે હમીરજી મહમ્મદ ગીઝની કે બેગડાના સમયમાં નહોતા, પણ ઝુફરખાનના સમયમાં જ હતા. મહમ્મદ ગીઝનીના વખતમાં હમીરજી નહોતા એ વાત તો રા. કાન્તે "હમીરજી ગોહેલ" ની પ્રસ્તાવનામાં પણ સ્વીકારી છે. ભાટ-ચારણો વગેરે પોતાની વાર્તાઓમાં હમીરજી મહમ્મદ ગીઝની સામે લડયા એમ કહે છે, પણ બારોટનો ચોપડો જોતાં એ હકીકતને પુષ્ટિ મળતી નથી. વળી વોટસન સાહેબ કૃત કાઠીઆવાડ સર્વસંગ્રહમાં પણ સ્પષ્ટ લખ્યું છે; તેથી ઇ. સ. ૧૩૯૮ માં હમીરજી મરાયા એ વાત અમને વિશેષ વાસ્તવિક લાગે છે. અમને જે હકીકત મળી આવી તે વાચકો સન્મુખ રજુ કરવાનો આ પુસ્તકમાં યત્ન કર્યો છે.

આ પુસ્તકની હકીકત મેળવી આપવામાં જેમણે જેમણે સહાય કરી છે તેમનો અને જે પુસ્તકોમાંથી મદદ મળી છે તેના લેખકોનો ઉપકાર માનવાની તક લઉં છું.

રાજપૂત વિદ્યાલય.
ભાવનગર,
તા. ૧-૧-૨૧.

લિ. ભવદીય
ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ,
હાઉસ માસ્તર, રા. વિ.

## અનુક્રમણિકા.

# ગોહિલ વીર હમીરજી.

## પ્રકરણ ૧ લું.

### પ્રયાણ.

સૂર્યકિરણની પ્રખર ધારા વર્ષી રહી છે. તેજસ્વી સૂર્યનારાયણે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું છે. ક્રોધાવેશમાં આવેલો મહારથી જેમ સામેના સૈન્યપર અતુલ બાણની વૃષ્ટિ કરે છે તેમ ભગવાન અર્ક પોતાનાં પ્રચંડ કિરણો પૃથ્વિપર ફેંકે છે. ઇન્દ્રજીતે જેમ શ્રી રામચન્દ્રની સેના સામે વિમાનપર ચઢી બાણવૃષ્ટિથી સૈનિકોને છુપાવવાની ફરજ પાડી હતી, તેમ અત્યારે સૂર્યકિરણોના પ્રહારથી મનુષ્યો શીતળ છાયા શોધવા લાગ્યા, પક્ષીઓ ઝાડની ડાળીઓમાં ભરાવા લાગ્યાં, મૃગ વગેરે જંગલી પશુઓ પોતાનો ખોરાક શોધવો તજીને અહીં તહીં ભરાવા લાગ્યા. સિંહ જેવાં ક્રુર પ્રાણીઓની ભયંકર અને હૃદયને કમ્પાવનારી ગર્જનાઓ ક્યાંય શ્રવણે સંભળાતી નથી; આવી રીતે જંગલમાં ચમત્કાર હતો તેવીજ રીતે ખેતરોમાં પણ તેમજ હતું. કૃષિકારો પોતાનાં કામો કરી ખેતરોમાંથી પોતાના ઘર તરફ આવવા લાગ્યા રસ્તામાં તેમના ડચકારા, બળદોની ખરીઓના ખખડાટો અને ઝીણાં રજકણો પવનની સાથે મળી ઉડતા જણાતા હતા. પોતાને ઘેર જઈ આરામ લેવાની ઉતાવળથી બળદોને દોડાવી એક બીજાની આગળ જવા કૃષિકારો હરિફાઈ કરતા હતા. તેઓ થોડી વારમાં પોતપોતાને સ્થાને ગયા એટલે રસ્તો નિર્જન અને નિરવ હતો. અત્યારે રસ્તે કોઈ આવાગમન પણ

કરતું નહોતું. સરોવરનો ભાસ કરાવનારૂં મૃગજળ જ્યાં ત્યાં દ્રષ્ટિગોચર થતું હતું. આવા મધ્યાન્હના સમયમાં બસેંહ ઘોડેસ્વારો અને તેમનો નાયક રસ્તે ચાલતા જણાય છે.

ઘોડા ખરેખરા કાઠીઆવાડી અને ઉંચી ઓલાદના હતા. દરેક ઉપર સોનેરી સાજ નાખેલા હતા. ઘોડેસ્વારો તરૂણ અને દેખાવડા હતા. તેમના ચ્હેરા ઉપરથી માલુમ પડતું હતું કે, એ કોઇ રાજપૂત સૈનિકો છે. દરેકની કમર પર તરવાર હીંચકી રહી હતી. ભાલાંઓ ઝળકી રહ્યાં હતાં. સર્વના ચ્હેરા ઉદાસ અને વિયોગી જણાતા હતા. તેમાં ક્રોધનો સંચાર થએલો જણાતો હતો. દરેકે મુખ ફરતા બોકાનાં ( કપડાં ) બાંધી લીધેલાં હતાં અને પોતાના નેતા તરફ દયા અને પ્રેમની દ્રષ્ટિથી જોતા હતા. ક્યાં જવું છે તે કોઇના મનમાં નિશ્ચિત નહોતું. પોતાના નેતા ઉપરજ સર્વ આધાર રાખી ચાલતા હતા. સર્વે નિરવ હતા તેથી શૂન્યકારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. તેમાં એકાએક શૂન્યકારનો ભંગ કરી એક સ્વાર બોલ્યોઃ

"તેજસિંહ ! આપણે જવાનો કાંઇ નિશ્ચય કર્યો છે ? આપણે સૌ ક્યાં જઇશું ?" એક સ્વારે પ્રશ્ન કર્યો.

"હજીસુધી કાંઇ નિશ્ચય નથી. આપણો નેતા જ્યાં લઈ જાય ત્યાં જવાનું છે, અને આપણા નેતાને જ્યાં ભાગ્ય લઇ જાય ત્યાં જવાનું છે કેમકે આપણું ભાગ્ય આપણા નેતા સાથે જોડાએલું છે. માટે આપણે તે વિષે કાંઈ ચિંતા કરવાની નથી." ઉત્તરમાં તેજસિંહે કહ્યું.

"પણ આપણ સર્વને આશ્રય આપે તેવું તો આટલામાં કોઇ રાજ્ય પણ નથી અને હોય તો પણ આટલામાં ન રહેવાની આપણા નેતાને પ્રતિજ્ઞા છે, તેથી આપણને હવે જન્મભૂમિનો સર્વથા ત્યાગજ કરવો પડશે." માનસિંહે નિઃશ્વાસ સાથે નિરાશાથી ઉદ્‌ગાર કાઢ્યો.

"અરે! માનસિંહ! તમે આટલા બધા નિરાશ કેમ થાઓ છો? હાલમાં બન્ને બંધુઓને અણબનાવ થયો છે. તે લાંબી મુદ્દત રહેવાનો નથી. થોડા દિવસ પછી અરજણજી પોતાના ભાઈને મનાવી લેશે, એટલે આપણે સુખેથી આપણી જન્મભૂમિમાં પાછા આવીશું." વચમાં બીજા ઘોડેસ્વાર વીરસિંહે આશ્વાસન સાથે ભવિષ્યનિર્ણય સૂચવ્યો.

"મારા બહાદુર રજપૂતો! તમે શા માટે આટલા બધા અધીરા બનો છો? શું રાજપૂતોને પોતાની પ્રતિજ્ઞા કરતાં જીવન વ્હાલું છે? પ્રતિજ્ઞા માટે હરિશ્ચન્દ્રે પોતાનું રાજ્ય અને જાતિનો પણ ત્યાગ કર્યો. નળરાજાએ પણ શું કર્યું? તે શું તમો જાણતા નથી? આપણા વડિલો પાન્ડવોએ કેટલો શ્રમ વેઠયો હતો? તે શું મહાભારતની વાતથી અજ્ઞાત છો? આપણા પૂર્વજો મારવાડથી સૌરાષ્ટ્રમાં આવ્યા અને આપણે પાછા મારવાડમાં જઈ રહેશું! આપણા વડિલો મારવાડથી નિકળ્યા ત્યારે નિશ્ચય હતો કે તેમને સૌરાષ્ટ્રમાં ગીરાસ મળશે? છતાં અપરિચિત ભૂમિમાં આવી પોતાની સત્તા વધારી. તો આપણે આપણા વડિલોની જન્મભૂમિમાં જઈ સત્તા કેમ ન વધારીએ? વળી આપણો-રાજપૂતોનો-શું ધર્મ છે, તેનો ખ્યાલ કરો. વડિલ આજ્ઞા શિરોવંધ માનવી જોઈએ, તો મારા જેષ્ઠ બન્ધુએ જે આજ્ઞા કરી છે, તે મારે પાળવીજ જોઈએ, કેમકે લક્ષ્મણ અને ભરતજી જેવા ક્ષત્રિય કુળદીપક શૂરવીરોએ ભ્રાતૃભક્તિ માટે ઐહિક સુખોનો ત્યાગ કર્યો હતો. ભીમાર્જુન વગેરેએ યુધિષ્ઠિરનો બોલ એક પણ ઉત્થાપ્યો નહોતો. વિક્રમાદિત્યે ભર્તૃહરિની આજ્ઞા શિરોવંધ માની સ્વભૂમિનો ત્યાગ કર્યો હતો. માટે રાજપૂતોએ વડિલ આજ્ઞા તે દેવ આજ્ઞા માની તેનું યથાર્થ પાલન કરવું તે યોગ્ય છે. માટે મારા વડિલ બન્ધુએ જે મને આજ્ઞા કરી છે કે "મારી કીર્તિ સાંભળ ત્યાં રહીશ નહિ" તો મારાથી આટલામાં રહેવાયજ કેમ? વળી તેમની

પાસે મેં પ્રતિજ્ઞા કરી છે કે "તમારૂં નામ સાંભળીશ તેટલામાં રહીશ નહિ." આવી પ્રતિજ્ઞા કર્યા છતાં આટલામાં રહું તો હું પાપનો ભોક્તા થાઉં. વળી દરેક મનુષ્યે સત્યવક્તા થવુંજ જોઇએ કેમકે સત્યથી તમામ સુખો મળે છે. જે મનુષ્ય સત્યવક્તા છે તેનું આયુષ્ય, ધન, કીર્તિ અને વચનસિદ્ધિ અવિચળ રહે છે. સત્ય સર્વ સુખોનું મૂળ છે. સત્ય એજ મહાન વ્રત છે, તપ છે, અને મોટામાં મોટું તીર્થ છે. પ્રાચીન કાળના ક્ષત્રિયોની જ્વલંત કીર્તિ અત્યારસુધી જેવી ને તેવી ટકી રહી છે, તેનું મૂળ કારણ તેઓની સત્યતાજ છે. જેનું સત્ય ગયું તેનું સર્વસ્વ ગયું. વચન પાલન માટે રાજપૂતોએ સર્વસ્વનો ભોગ આપવો પણ પોતાનું વચન મિથ્યા થવા દેવું નહિ. સત્ય વચની મનુષ્ય આખા જગતને પોતા તરફ આકર્ષે છે બધાને વશ કરી શકે છે. તેનામાં અપૂર્વ સામર્થ્ય અને સાહસ વિદ્યમાન રહે છે. તેના ગુણો શત્રુઓ પણ મુક્ત કંઠે ગાયા કરે છે. માટે સત્યનો મહિમા એટલો બધો છે કે, મારા ક્ષુદ્ર જ્ઞાનથી તેનું યથાર્થ વર્ણન થઇ શકે નહિ. તેથી સત્યને છોડી ભવિષ્યનો વિચાર કરવો નહિ. સત્ય ધારણ કરવાવાળાને અષ્ટ સિદ્ધિઓ આપોઆપ આવી મળે છે અને સત્ય ભાષણથી વચનસિદ્ધિ મળે છે. માટે કહ્યું છે કે:—

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥

"મન, વચન અને કર્મવડે સત્યનું પાલન કરવાથી વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. માટે ભવિષ્યની ચિંતા તો આપણે કરવી જ નહિ. જેમ ભવિષ્યમાં લખ્યું હશે તે પ્રમાણે થયા જ કરશે.

"રાજપૂતોએ ભવિષ્યનો વિચાર કરવાનો જ નથી તો શું રાજપૂતો ભવિષ્યનો વિચાર કરી વૈમનસ્યને પ્રાપ્ત કરશે? કદી નહિ. યુદ્ધમાં જતા પહેલાં પોતાનું શરીર રહેશે કે નહિ? કાંઇ વાગશે કે કેમ? બળવાન સાથે

મ્હારાથી યુદ્ધ થઇ શકશે કે કેમ? મારૂં પાછળથી શું થશે? હું યુદ્ધમાં મૃત્યુ પામીશ તો મ્હારાં સ્ત્રી-પુત્રોની શું સ્થિતિ થશે? મારો ગીરાસ, મ્હારો વૈભવ પછી કોણ ભોગવશે? શું રાજપૂતોએ આવી રીતે ભવિષ્યનો વિચાર કરવો યોગ્ય છે? માટે મ્હારા શૂરવીર બન્ધુઓ! કોઇ દિવસ આવી રીતે ભવિષ્યનો વિચાર કરવો જ નહિ કે ચિંતા કરવીજ નહિ. ચિંતા કરવાથી કાંઈ પણ ફળ પ્રાપ્તિ થતી નથી. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

चिंतया नश्यते रूपं चिंतया नश्यते बलं ।
चिंतया हर्यते ज्ञानं व्याधिर्भवति चिंतया ॥

"ચિંતાથી રૂપ નાશ પામે છે, ચિંતાથી બળ નષ્ટ થાય છે, ચિંતાથી જ્ઞાન મંદ થાય છે, વળી ચિંતાથી અનેક પ્રકારની ઉપાધિઓ ઉત્પન્ન થાય છે. ચિંતા કરવાથી સાર્થક શું? સર્વ રીતે ચિંતા સુખના ઉચ્છેદનું મૂળ છે તો ચિંતા છોડી, ઇશ્વર ઉપર આધાર રાખી પોતાનાં કાર્યક્રમમાં સર્વેએ પ્રવૃત્ત રહેવું. ગમે તેવી વિપત્તિ હોય તોપણ શૂરપુરૂષે પોતાનું ધૈર્ય ખોવું નહિ. મહારાણા યુધિષ્ઠિરે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છતાં પોતાનું ધૈર્ય તજ્યું નહોતું. ઉત્સાહ અને ખંતથી પોતાના રાજપૂત ધર્મમાં અડગ રહ્યા. અનેક છત્રપતિઓએ પણ સહિષ્ણુતાનો ત્યાગ કોઇ દિવસ કર્યોજ નહોતો અને પોતાના પરાક્રમથી આર્યત્વને ટકાવી શક્યા. ઘણા વીર પોતાના ગૌરવ માટે પ્રાણની પણ દરકાર રાખ્યા વિના દ્રઢતાથી પોતાના ઉદ્યોગમાં મચ્યા રહ્યા, તો ફરીને પોતાની સમ્પત્તિ મેળવી શક્યા. શું આ મહાન્ પુરૂષોએ પ્રથમથી જ ભવિષ્યનો વિચાર કર્યો હતો? વિપત્તિ મહાન પુરૂષોને માટે જ સરજાઈ છે, કાયરોને માટે નહિ.

विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमः ॥
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ । प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥

"વિપત્તિમાં ધૈર્ય, ચડતીમાં ક્ષમા, સભામાં વાણીની પ્રવીણતા, યુદ્ધમાં પરાક્રમ, કીર્તિની ઇચ્છા, અભ્યાસનું વ્યસન, એ મહાન્ પુરૂષોનાં સ્વભાવસિદ્ધ લક્ષણો છે.

"મારા બહાદુર રાજપૂતો! તમો સર્વ રાજપૂત ધર્મમાં કુશળ છો માટે વિશેષ ઉપદેશ દેવો પડે તેમ નથી. તો આટલા ઉપદેશથી સંતુષ્ટ થઈ પોતાના રાજપૂત ધર્મમાં આસક્ત રહેજો." આવી રીતે પોતાના સરદારોને ઉપદેશામૃતનું પાન કરાવી હમીરજી શાંત રહ્યા.

રાજપૂત સરદારો પોતાના નેતાના ઉપદેશથી આનંદમાં આવી એકી સાથે જયઘોષ કરી કહેવા લાગ્યા કે,

"ઠાકોર! જ્યાં આપનું ભાગ્ય લઇ જશે ત્યાં અમો પણ સાથે સુખ–દુઃખના ભાગમાં શામેલ રહેશું, કારણકે અમારો સાચ ધર્મ (સ્વામિ ધર્મ) શું છે, તે અમો સારી પેઠે જાણીએ છીએ." આવી રીતે વિવિધ વાર્તાલાપ કરતા સૌ ચાલતા થયા.

ઉત્તર દિશા તરફ પ્રયાણ કરતાં કાઠીયાવાડ ઝાલાવાડ અને ગુજરાત ઉલ્લંઘી મારવાડની સરહદપર તેઓ આવી પહોંચ્યા.

*ગઢાળી છોડયે લગભગ એક માસ થયો છે. લાંબા પ્રવાસથી ઘોડા થાકી ગયા છે. ઘોડેસ્વારો પણ સ્વારીથી કંટાળી ગયા છે. સર્વનાં મુખપર પ્રવાસની મલિનતા અને શરીરની કૃશતાનો આવિર્ભાવ થએલો જણાય છે. ગાઢ જંગલમાં ઝાડોનાં ઝુંડોનો છેડો આવી રહ્યો છે. આગળ શુષ્ક અને રેતાળ પ્રદેશ આવવાનો હોવાથી વિશ્રાન્તિ લેવાનો તેઓએ વિચાર કર્યો.

---

* ભાવનગર વઢવાણ લાઇનના ધોળા જંકશનથી સાત માઇલને આશરે.

એક પાસ સરોવરની શિતળ લહરીઓ સાથે મંદ પવનની સંમિશ્રિત શરીર સાથે સ્પર્શ કરીને અવર્ણ્ય આનંદ ઉત્પન્ન કરે છે. સરોવર પણ સુરમ્ય અને વિશાળ છે. ચોમેર વિશાળકાય વિટપો સરોવરપર ઝુમી રહ્યા છે. તેનાં નીલવર્ણ પ્રતિબિંબો ત્રાટક દૃષ્ટિએ મંહાલયો હોય તેવો ભ્રમ ઉત્પન્ન કરે છે. તરૂપરથી પડતાં પકવ ફળોનો જળમાં આઘાત થવાથી ચક્રાકૃતિઓ થાય છે. તે સાથે પવનનું સંઘર્ષણ થવાથી જળ ત્વરિત ગતિથી હલન ચલન કરવાથી અનેક સર્પો ચપળતાથી દોડતા હોય તેવું ભાન થઇ આવે છે. આવું મનોહર તલાવ અને તરૂલતાની શિતળ છાયની રમણિયતા માર્ગક્રમણ કરતા આપણા પથિકોને દૃષ્ટિગોચર થતાં વિશ્રાંતિ લેવાનો નિશ્ચય કરી તેઓ નજદીક આવ્યા. પોતાના નેતાનો હુકમ મળતાં પોતપોતાના અશ્વોને વૃક્ષ તળે બાંધી હમીરજી પાસે આવ્યા અને ઘાંસીયા પાથરી ગોળ કુંડાળું કરી મધ્યમાં હમીરજીને રાખી વીરાસન વાળી બેઠા.

જેષ્ઠ માસનો પ્રખર તાપ લહરીઓ સાથે વિગ્રહ કરી, પવન સાથે શિતળતાનો સંયોગ થએલો જોઇ, પોતાનું બળ અજમાવવા મિથ્યા પ્રયત્ન કરે છે. ઘડીકમાં પ્રબળતાથી પવનને પોતાનો સંગી બનાવી તે ઉષ્ણતાનો વચમાં વચમાં અનુભવ કરાવે છે. તેના આઘાતને અટકાવવા પથિકો મુખ આડા રૂમાલો દઇ મુખ લુમાવે છે અને સરોવરમાંથી આવતી શિતળ લહરીઓનો આસ્વાદ લેતાં આનંદ ગોષ્ટિ કરે છે. ઘણા યુવકો જરાતરા વિશ્રાંતિ લઇ અશ્વોને પ્રવાસમાં ચઢેલી રજથી સ્વચ્છ કરવા તળાવમાં જઈ ધમારે—હવરાવે—છે. પોતાના હાથ પગ ધોઇ જળપાન કરી તેઓ તૃષા નિવારણ કરે છે અને પાછા હમીરજી પાસે આવી બેસે છે.

જેતસિંહઃ—" સામંતસિંહ! આપણો રાજપૂત ધર્મ કે જે ઠાકોરે રસ્તામાં જ કહી સંભળાવ્યો તેનો પ્રતિધ્વનિ હજી મારા શ્રવણમાંથી

જતો નથી, કેમકે એવા ઉપદેશામૃતનું પાન કરવું મને ઘણું જ ગમે છે."

સામંતસિંહઃ-" તમારૂં કહેવું યથાર્થ છે. ઠાકોરે જે ઉપદેશ આપ્યો તે ખરેખર મનન કરવા યોગ્ય છે. આપણું કર્તવ્ય પણ એજ છે કે આપણા સ્વામીનો ઉપદેશ સદા માન્ય રાખી તેની આજ્ઞા પ્રમાણે વર્તવું."

"શૂરવીરો! તમારા જેવા સ્વામિનિષ્ટ રાજપૂતોને વધુ ઉપદેશ આપવો પડે તેમ નથી. તમો બધા ગુણ ગ્રાહક છો એટલે કિંચિંત્ કહેવું યોગ્ય ધારૂં છું.

"રાજપૂતોએ સદા ધૈર્ય રાખવું અને "क्षमा वीरस्य भूषणम्" નો સદા વિચાર કર્યા કરવો કેમકે અપરાધ વખતે ક્ષમા કરવી તે વીરપુરૂષોને આભૂષણરૂપ છે. જેનામાં એક પણ સદ્દગુણ નથી તેને અલંકારો શોભતા નથી. ક્ષમાથી સર્વકામ સિદ્ધ થાય છે. જેમ ઘાસ વિનાની જગ્યાએ પડેલો અગ્નિ પોતાની મેળે બુઝાઇ જાય છે તેમજ જેના હાથમાં ક્ષમારૂપી હથિઆર છે તેને દૂર્જન શું કરવાનો છે? માટે ક્ષમાખડ્ગનો* ત્યાગ કરવોજ નહિ.

"વિધુવદની, સુશૃંગારથી સુશોભિત, લાવણ્યમયી, સ્મીતહાસ્ય ભ્રુકુટીમય નેત્ર કટાક્ષ બાણોથી જેનું મન ચળીત થતું નથી અને વજ્રમય નેત્ર કઠણ છે, કોપાગ્નિની પ્રખર જ્વાળાથી અખંડ શાંતિ રાખી પોતના દીલને દગ્ધ થવાની પ્રેરણા ઉપર અનહદ કાબુ છે, નાના પ્રકારના વિષયો જેવા કે રાજ્ય સુખ, દ્રવ્ય સુખ, સુસંતતિ સુખ ઇત્યાદિ સુખો મેળવવા લેશમાત્ર પણ જેનું મન લોભાતું નથી, સ્વર્ગીય સુખ મળ્યા

---

* क्षमा खड्गः करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥ વિદુર નીતિ

છતાં હૃદયમાં ગર્વના અંકુરો જરા પણ ઉદ્ભવતા નથી, દુઃખોનાં અભ્રો આક્રમણ કરી અસહ્ય આપત્તિઓયે ઘેરો ઘાલી સુખના સામ્રાજ્ય નષ્ટ કરી ચોગરદમ દુઃખની દીવાલો વચ્ચે ઘેરાયલો છતાં પોતાનું અખંડ ધૈર્ય ગુમાવતો નથી, પોતાનાં ઐહિક સુખો માટે કોઇ કાળે ચળતો નથી, મનોવેગ સદાય ધર્મ માર્ગમાંજ રાખ્યા કરે છે અને સત્યનો પંથ કે જે મુક્તિદાયિ છે તેને અનેક આવરણો આવ્યા છતાં ચુકી જતો નથી, તેમજ જે જે કાર્યોમાં પ્રવૃત્ત થાય તે તે કાર્યો શુભજ હોય, અશુભને માટે તો ચિત્તમાં વિચાર પણ ઉદ્ભવે નહિ, શ્રી જગત નિયંતાની નિષ્કામ ભક્તિ એક ચિત્તે કર્યા કરે છે, વૃધ્ધો, વડિલો અને વિદ્વાન વગેરેને આદરાતિથ્યથી સન્માન આપે છે, વળી પોતાની બુદ્ધિ ઇશ્વરોપાસનામાંજ અર્પેલી છે, ઉદારતાથી કોઇને બક્ષિસ આપે છે, શત્રુનો નાશ કરવામાં ઉત્સુક રહ્યા કરે છે, શત્રુથી ડરતો નથી, યુદ્ધમાં ચપળતા રાખે છે, મોજીલો બહાદુર હિમ્મતવાન, સ્વભાવે ઉત્સાહી, હાથમાં શસ્ત્રાસ્ત્રોને ધારણ કરી તેની સંપૂર્ણ વિદ્યા જાણનાર, શૌર્ય, ધૈર્ય, વીર્યાદિની પ્રયત્ને ઉન્નતિ કરનાર, અહિંસાદિ ધર્મનું પાલન કરનાર, શરણાગતને સ્હાય આપવામાં પ્રવૃત્ત, શત્રુઓને પીઠ ન બતાવનાર, ભાગનારપર પ્રહાર નહિ કરનાર, નપુંસકને, હાથ જોડનારને, સુતેલાને, કેશ વીખરાઇ ગયા હોય તેને, બેઠેલાને, હું તમારે શરણે છું તેમ કહેનારને, સુતેલાને, નગ્ન હોય તેને, હથિઆર વિનાનાને, યુદ્ધ જોનારને, હથિઆર ભાંગી ગએલાને, દુઃખિત હૃદયવાળાને, પ્રહારથી જમીનપર પડેલાને, ભય પામેલાને, પાછા હઠતા હોય તેને, એટલાપર બીલકુલ પ્રહાર કરે નહિ, તેમ ગુપ્ત આયુધો વિષયુક્ત હોય તેવાં બીલકુલ વાપરે જ નહિ તેજ ઉત્તમ રાજપૂત છે. સ્ત્રીલમ્પટપણું, જુગાર રમવો, શિકાર ખેલવો, મદ્યપાનમાં લીન થવું, કઠોર વાણી બોલવી, ન્હાના ગુન્હા માટે મોટી શિક્ષા કરવી, ઉદ્ધ-

ઉપણું રાખવું, એવા દોષોથી રાજપૂતોએ અલગ રહેવું. પોતાની પ્રજાનાં દુઃખો હમેશાં તપાસતા રહી તેને યથાર્થ સ્હાય આપવી. પૃથ્વી અને પ્રજાની રક્ષા કરવામાં પોતાના પ્રાણુની પણ દરકાર રાખવી નહિ. સર્વ સાથે પ્રીતિપૂર્વક પોતાના ગૌરવ પ્રમાણે વર્તવું. કોઇને વિના અપરાધે દંડ દેવો નહિ. પોતાનાં આયુધો નિરપરાધીપર ચલાવવાં નહિ. ધર્મ યુદ્ધથી કદી પાછા હઠવું નહિ. વિના કારણ કોઇનો દ્વેષ કરવો નહિ. માતૃભૂમિ ગાય અને પવિત્ર બ્રાહ્મણની રક્ષા કરવામાં પોતાનું જીવન વ્હાલું કરવું નહિ. કોઇનાં છીદ્ર જોઇ તે પ્રમાણે ચાલવું નહિ. સદા સર્વદા નીતિ અને ધર્મનું પાલન કરવું. કોઇનું ઐશ્વર્ય અને કીર્તિ જોઇ ઇર્ષા કરવી નહિ. પોતાનાપર આવેલી વિપત્તિ પોતાના બાહુ બળવડે જ નિવારણ કરવી. સર્વની સાથે ભ્રાતૃભાવ રાખવો. કુટુંબમાં કલેશ ઉત્પન્ન કરવાને નીમિત્ત થવું નહિ. પોતાનાં માતા પિતાની ભક્તિથી પૂજા કરવી તેમનાં દિલ કોઇ દિવસ દુભાવવાં નહિ. વડિલ બન્ધુ તથા તેની પત્નિને પણ માતા પિતા તરીકે ગણી સદા માન આપવું, તેમની કોઇ દિવસ અવજ્ઞા કરવી નહિ. કનિષ્ટ બન્ધુને પોતાના પુત્રવત ગણી સુશિક્ષણ આપાવવું, મર્યાદા વગેરે પાળવાને બોધ કરવો કેમકે વિવેક મર્યાદા તજવાથી હાનિ થાય છે. સ્વામિભક્તિ તજવી જ નહિ. પોતાના આત્માના ભોગે પણ સાચવી રાખવી. પરદારાના સહોદર છીએ, એમ ધારી તેનાપર કુદ્રષ્ટિ કરવીજ નહિ. બ્રહ્મચર્ય પાળવામાં નિયમ રહેવું, કેમકે બ્રહ્મચર્યથી પિતામહ ભિષ્મે દિગ્વિજય કર્યો, હનુમાનજી વજ્રદેહી થયા, નારદજી વિષ્ણુનું મન કહેવાયા, ઇન્દ્રજિત જેવા મહાન શુરવીરનો વધ કરવા લક્ષ્મણજી શક્તિશાલિ થયા, પરશુરામે એકવીશ વખત નિઃક્ષત્રિય પૃથ્વિ કરી એ બધું બ્રહ્મચર્યથીજ, માટે બ્રહ્મચર્ય પાળી વીર્ય વૃદ્ધિ કરવી. તેથી શરીર સશક્ત થાય છે, નિરોગી રહે છે, હૃદય દ્રઢ થાય

છે, શત્રુને હરાવવાને શક્તિમાન થાય છે, માટે મ્હારા વીર રાજપૂતો! વીર્યને નિરર્થક જાણી વ્યર્થ જવા દેવું નહિ. કુટુંબમાં કોઇ દિવસ ક્લેશ કરવો નહિ. ક્લેશ કરવાથી ઉભયનો નાશ થાય છે. જુવો કૌરવ પાન્ડવોનું પણ તેમજ થયું! યાદવો જેવા પ્રબળ શૂરાઓ પણ આપસ આપસમાં લડી મૃત્યુના ભોગ થયા. અનેક રાજ્યો કુસંપથી છિન્ન ભિન્ન થયાં, માટે કુટુંબ સાથે ક્લેશ કરવો નહિ. એક કવિએ કહ્યું છે કે—

કુટુંબ કેરો ક્લેશ દુઃખ દારૂણ ઉપજાવે,
કુટુંબ કેરો ક્લેશ વેર વિખવાદ વસાવે;
કુટુંબ કેરો ક્લેશ સુખ સમ્પત વણુસાવે,
કુટુંબ કેરો ક્લેશ જીવ અધર લટકાવે.
રે! કુટુંબના ક્લેશે કરી કૌરવ કુળ નિર્મૂળ થયું,
વળી સેવક સુત યાદવ તણું રમણુ ભમણુ તો થઈ ગયું.

"આટલાં કારણથી જ મેં મારા જ્યેષ્ઠ બન્ધુ સાથે કોઇ પણ જાતનો ક્લેશ ન કરતાં સ્વદેશ છોડી પરદેશ વસવાનું ઉચિત ધાર્યું છે. છતાં પણ મારા જ્યેષ્ઠ બન્ધુ પ્રત્યે હજી જેવી મે તેવી મારી પૂજ્ય ભક્તિ દ્રઢ છે અને કાયમ રહેશે તેમ શ્રી જગતનિયંતા પરમકૃપાળુ પરમાત્મા પાસે સાતંઃકરણ પ્રાર્થના છે."

આવી રીતે જ્ઞાન, ભક્તિ અને રાજપૂતોના ધર્મો સંબંધે હમીરજીએ પોતાના રાજપૂતોને ઉપદેશ આપ્યો. આ ઠેકાણે અમારે જણાવવું જોઇએ કે, તે સમયસુધી રાજપૂતો તેમાં પણ રાજકુમારો શાસ્ત્રાઓનો અભ્યાસ ઉત્સાહ અને ખંતથી કરતા હતા. જે સૈન્યાધ્યક્ષનું કામ કરતો હોય તે બંનેમાં પ્રવીણ થતો, કેમકે સૈનિકોને સચોટ ઉપદેશ આપી લડવા પ્રોત્સાહીત કરવાનું મુખ્ય કામ તેનું હતું. તેમાં શાસ્ત્રોનું સમ્પૂર્ણ જ્ઞાન પણ ઉપયોગી થતું અને ઐતિહાસિક દ્રષ્ટાન્તોથી પણ સિદ્ધ કરતા કે

આ લડાઇ ધર્મ અને નીતિની છે. સામે પગલે મરવું પણ પીઠ ન બતાવવી તેજ ક્ષત્રિય ધર્મ છે. જો સૈન્યનો નેતા વિદ્વાન ન હોય શાસ્ત્રજ્ઞ ન હોય તો તેના ઉપદેશની અસર બીલકુલ થાય જ નહિ. તેમ સૈનિકો પણ અવિદ્વાન હોય તો ઉપદેશના રહસ્યને સ્હમજી શકે નહિ. તેથીજ રાજપૂતોને શાસ્ત્ર અને શસ્ત્રનું સાથે જ જ્ઞાન અપાતું. તે વખતે ગામઠી શાળામાં રહી જોઇતું જ્ઞાન પ્રાપ્ત કરી રહેતા. તે વખતે પોપટ પાઠી જેવું હતું નહિ પણ ઉપયોગી અને પાકે રહે તેવું હતું. તેથીજ કહેવાયુ છે કે ગ્રંથ ગાંઠે અને વિદ્યાપાઠે.

## પ્રકરણ ૨ જું.

### આશ્રય મળ્યો.

સૌરાષ્ટ્ર અને ગુજરાતની ફળદ્રુપ રસાળ ભૂમિ છોડી હમીરજી વગેરેએ મારવાડની રેતાળ ભૂમિમાં પ્રવેશ કર્યો. પોતાની જન્મભૂમિને છેલ્લા પ્રણામ કરી પ્રાર્થના કરી કે "હે માત! તું મારી જન્મભૂમિ છે છતાં વિધિવશ થઇ તારો પરિત્યાગ કરવો પડે છે. જનની! તારી સેવા આ રંક પુત્રથી કાંઈ બની નથી તેમ હાલ કાંઇ સેવા કરી શકું તેવા સંભવ પણ નથી, છતાં તારી ભક્તિ મારા હૃદયમાં તાજીજ રહેશે. હે દેવિ! તારો વિયોગ મ્હને અતિશય કષ્ટદાયક છે. પણ પિતામહી એવી જે મરૂધરા કે જે મ્હારા વડિલોની જન્મભૂમિ છે, તેને શરણે જવા છતા તારૂં સ્મરણ ભુલીશ નહિ. આ તારો નિર્ભાગી બાળક સેવા કરવા યોગ્ય થયો ત્યારે તને તજી દે છે. માટે તેને માફી આપ–ક્ષમા કર અને ફરી એક વખત ત્હારાં દર્શન થાય તેવી આશિષ આપ!"

હમીરજી પોતાની માતૃભૂમિને વંદના કરી પોતાના સાથીઓને

કહેવા લાગ્યા કેઃ—" બન્ધુઓ ! આપણે રસ ળ-ફળદ્રુપ દેશને પાછળ મેલ્યો છે. હવે તો સુકી રેતીનાં સાગરોજ દ્રગ્ગોચર થવાનાં માટે આપણે કોઇ ચોક્કસ રાજ્યની હદમાં પહોંચીએ તોજ સારૂં છે માટે આપણે કીયા રાજ્યનો આશ્રય લેવો ? અને કીયા રાજ્યમાં આપણે ગૌરવ અને સુખથી રહી શકીશું અને તમો બધા પ્રસન્ન રહેશો ?"

વીરસિંહઃ—" ઠાકોર ! આપ જ્યાં પ્રસન્ન રહેશો ત્યાંજ અમો બધા પ્રસન્ન છીએ. આપના હિતમાંજ અમારૂં હિત સમાએલું છે તો આપને અનુકુળ પડે ત્યાંજ અમારે અનુકુળ છે, કેમકે

उद्योगः साहसं धैर्यं बलं बुद्धिः पराक्रमः ।
षडेते यत्र तिष्ठन्ति तत्र देवो विशंकते ॥

" ઉદ્યોગ સાહસ ધૈર્ય બલ બુદ્ધિ અને પરાક્રમ એ છ જ્યાં વસે છે, તેનાથી દેવતાઓ પણ બીએ છે. તો આપનામાં આ છએ ગુણ વિદ્યમાન છે. માટે આપને શી અગવડ રહેવાની ? જ્યાં જ્યાં આપ જશો ત્યાં માન મળવાનુંજ, માટે આપને યોગ્ય જણાય તે રાજ્યમાં જવાનો નિર્ણય આપજ કરી લેશો. અમો તો આપની આજ્ઞાને આધિનજ છીએ."

હમીરજીઃ—"આપ જેવા વિદ્વાનો મારી પાસે વિદ્યમાન છે, ત્યાં સુધી દેવો પણ અનુકુળ છે કેમકે વિદ્યાવાળો મનુષ્ય મળવો દુર્લભ છે અને શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે વિદ્યાનું મહાત્મ વર્ણવેલું છે. તેનો કિંચિત્ ભાસ સર્વને કરાવવો યોગ્ય ધારૂં છું. કહ્યું છે કેઃ—

"પરમેશ્વર આજ્ઞા કરે છે કે—મ્હારી કલ્યાણ રૂપવાણી (વેદ) બધા માણસોને કહેવી અર્થાત ભણવી તથા ભણાવવી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એ બધા મનુષ્ય માત્રને કહેવી, તે એટલે સુધિ કે પોતાના હોય તેને પણ કહેવી પણ વૈરી હોય તેને પણ કહેવી. માટે આપણો જે ધર્મ વેદ છે

અને વેદાજ્ઞા ઉપર પ્રમાણે છે. વેદ જાણવાનું મુખ્ય સાધન વિદ્યા છે તે વિદ્યાનું રહસ્ય સર્વને સમજાવવું જ જોઇએ, તો તમોને સમજાવવા કંજુસાઇ કેવી રીતે કરૂં ? માટેજ તમોને વિદ્યા અને અવિદ્યાના ભેદો કહી સંભળાવું છું.

वेत्ति अनया यथार्थान् पदार्थान् सा विद्या ।
न वेत्ति अनया यथार्थान् सा अविद्या ॥

"વિદ્યા તેનું નામ છે કે, જે જેવો પદાર્થ હોય તેને તેવો માનવો. વળી જ્ઞાન વિવેક અને વિજ્ઞાન પણ તેનેજ કહે છે અને જે જેવો પદાર્થ હોય તેને તેવો ન જાણવો એનું નામ અવિદ્યા; વળી જ્ઞાન, ભ્રમ તથા અવિવેક પણ એનેજ કહે છે, માટે વિવેક અને મર્યાદા ન તજવી એ રાજપૂતોનો પરમ ધર્મ છે; કેમકે " विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः " વિવેક મર્યાદાથી ભ્રષ્ટ થએલા મનુષ્યની હજારો રીતે પડતી થાય છે માટે વિદ્યાનો સંગ્રહ અને અવિદ્યાનો નાશ કરવો.

"જે પુરૂષ અવિદ્યામાં ફસ્યો છે તે અત્યંત અંધકાર રૂપી એટલે જન્મ મરણ હર્ષ અને શોકાદિક દુઃખ સાગરમાં પડ્યો રહે છે. એમાંથી જુદા નથી થઈ શકતો અને પાછું પણ તેમાંથી નીકળવું તેને બહુ કઠણ પડે છે.

विद्याविलासमनसो धृतशीलशिक्षाः
सत्यव्रता रहितमानमलापहाराः ।
संसारदुःखदलनेन सुभूषिता ये—
धन्या नरा विहितकर्म परोपकाराः ॥

"જે મનુષ્યનું મન વિદ્યાવિલાસમાં તત્પર રહી, સુંદર શીલ સ્વભાવયુક્ત સત્ય ભાષણાદિ નિયમ પાલનયુક્ત અને જે અભિમાન અપવિત્રતાથી રહિત અન્યની મલિનતા નાશક સત્યોપદેશ અને વિદ્યાદાનથી

સંસારી જનોનાં દુઃખો દુર કરવાથી સુભૂષિત વેદવિહિત કર્મોએ કરીને પરાયો ઉપકાર કરવામાં રહે છે તે નર અને નારીને ધન્ય છે.

"વિદ્યા એ માણસનું ઉત્તમ ભૂષણ અને ગુપ્ત ધન છે. સંસારમાં વૈભવ કીર્તિ અને સુખને આપનાર, ગુરૂનો પણ ગુરૂ તેજ છે. પરદેશમાં કુટુંબીની ગરજ સારનાર તથા માણસનું પરમ દૈવત છે. રાજ્યમાં વિદ્યાને માન મળે છે તેવું ધનને મળતું નથી માટે વિદ્યા વગરનો માણસ તે પશુ તુલ્ય છે.

"ચોર ચોરી શકતો નથી, રાજાથી હરણ થઇ શકતું નથી, ભાઇઓનો ભાગ પડતો નથી, ભાર કરતું નથી, ખર્ચે વધારો થાય છે એવું વિદ્યારૂપી ધન બધામાં શ્રેષ્ઠ છે.

"વિદ્વાન અને રાજા કદિ બરાબર નથી કેમકે રાજા તો પોતાના દેશમાંજ પૂજાય છે પણ વિદ્વાન માણસ સઘળે સ્થળે પૂજાય છે.

"માત્ર વિદ્યાનેજ સર્વત્ર માન આપવું અને પોતાની સંતતીને પણ વિદ્યાજ્ઞાન આપવું. વળી આપણા ક્ષત્રિય ધર્મમાં પણ વિદ્યાને માન અપાય છે અને ઘણા મહાન પણ્ડિતો થએલા છે. મનુ જેવા મહાત્માએ કેટલો વિદ્યા અભ્યાસ કર્યો હશે; શ્રી રામચંદ્રજી, શ્રી કૃષ્ણચંદ્રજી, પિતામહ ભિષ્મ, યુધિષ્ઠિર, ભર્તૃહરિ, ભોજ જેવા પણ વિદ્યાવિલાસી હતા. પ્રથમના ક્ષત્રિયો પાસે બ્રાહ્મણો પણ ઉપનિષદઆદિનો અભ્યાસ કરતા. મહર્ષિ શુકદેવજીએ જનક વિદેહી કે જે ક્ષત્રિય હતા તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. માટે વિદ્યા ભણવાથી શૌર્ય, ધૈર્ય ગુણો પ્રાપ્ત થાય છે કેમકે વાલ્મિકિ રામાયણમાં કહ્યું છેકે "स्यात् क्षत्रियो भूमिपतित्वमायात्" માટે વિદ્યાજ ખરૂં પુરૂષાર્થ મેળવવાનું સાધન છે."

આવી રીતે હમીરજીએ પોતાના રાજપૂતોને વિદ્યાનું ગૌરવ સમજાવી મારવાડ પ્રદેશમાં ગમન કરવા માંડ્યું.

હમીરજી અને તેના સૈનિકો મજલ દરમજલ કરતા જોધપુરની સરહદમાં આવી પહોંચ્યા. ચાલતાં ચાલતાં જ્યારે જોધપુરના ભાગોળે આવ્યા ત્યારે વિચાર થયો કે આ રાજ્યની રીયાસત સારી દેખાય છે માટે અહીંજ નિવાસ કરીએ. એમ વિચાર કરી જોધપુરમાં પ્રવેશ કર્યો.

રાઠોડ રાજપૂતો કચેરીમાં પોતપોતાની બેઠકે બેસી વાર્તાલાપ કરે છે. સિંહાસનપર જોધપુર નરેશ વિરાજમાન થયા છે. શિરપર રાજછત્ર ઝળકી રહ્યું છે. આસપાસ પ્રધાન, પટાવતો વિંટાઈ બેઠા છે અને વચમાં તારાગણ વચ્ચે ચંદ્ર શોભે તેમ રાજા શોભી રહ્યા છે. યુદ્ધ વિષયક અને રાજકાર્યની અવનવી વાર્તા ચાલી રહી છે કવિઓ પોતાની કવિત્વ શક્તિથી વીરરસનુ પાન કરાવી રહ્યા છે અને તેમના વડિલોના તથા શસ્વારોનાં પરાક્રમો ગાઈ કચેરી મંડળમાં આનંદનો ધ્વનિ પ્રસરાવી રહ્યા છે.

હમીરજી પણ પોતાના સ્વારો સાથે શહેરમાં દાખલ થયા. શહેરની અપૂર્વ શોભા નિરખતા આગળ ચાલવા માંડયા. હારબંધ વ્યાપારીની દુકાનો અને ગમનાગમન કરતા મનુષ્યોની ઠઠ, વાહનોની દોડધામ, અટારીઓમાંથી આવતો સંગિતનો ધ્વનિ વગેરે આનંદદાયક દ્રષ્યોથી વિદેશીઓ પણ મુગ્ધ બને છે.

આવી નગરની શોભા અવલોકતાં, રાજદ્વાર પાસે આવ્યા ત્યારે હમીરજીએ કહ્યું કે “ રાજપૂતો ! બીનધડકથી મારી પાછળ ચાલ્યા આવો. આપણે સિદ્ધા કચેરીમાં જવું છે. ત્યાં ગયા પછી ઉતારા વગેરેના બંદોબસ્ત થઈ રહેશે.”

તમામ સ્વારો ચાલવા લાગ્યા અને કચેરીના દરવાજા આગળ આવી ઉભા રહ્યા. હમીરજીએ નીચે ઉતરી ચોબદાર પાસે આવી કહ્યું કે “મહારાજાને કહે કે સૌરાષ્ટ્રમાં આવેલા અર્થીલાના કુમાર હમીરજી મળવા માગે છે, અને ચડી સ્વારીએ અહીં ઉભા છે.”

ચોબદારે મહારાજાને હકીકત નિવેદન કરી કે તુરત તેમણે હમીરજીને કચેરીમાં બોલાવવા બે સામંતોને મોકલ્યા અને ઘણા વ્હાલથી ભેટી કુશળ પૂછી બેઠક આપી.

હમીરજીના મુખ ઉપર એક વીરને છાજતાં તમામ લક્ષણો પ્રત્યક્ષ દેખાઇ આવતાં હતાં. વીરોચિત ગુણોથી મુગ્ધ થઇ મહારાજાએ ઘણા જ વ્હાલથી તેમને પૂછયું: "આપનું રાજ્ય કયા દેશમાં આવ્યું અને આપ કયા વંશના છો?"

હમીરજીઃ—"સૌરાષ્ટ્ર દેશમાં આવેલા અર્થિલાના ઠાકોર ભીમજી ગોહિલનો હું કનિષ્ઠ કુમાર છું, અને પ્રખ્યાત શાલિવાહન ગોહિલનો સિધ્ધો વંશજ છું. કોઇ કારણવશાત્ મારો દેશ છોડી આ તરફ મારૂં આવવું થયું છે. આપની પ્રશંસા સાંભળી નોકરી કરવાની ઇચ્છાથી અહીં આવ્યો છું. મારા રાજપૂતો હજી ઘોડેસ્વાર થઇને બ્હાર ઊભા છે. આ સહેર અજાણ્યું હોવાથી અમોએ ઉતારો નહિ કરતાં આપ નામવરને મળ્યા પછી જ ઉતારો કરવો એવા વિચાથી હું તરત જ અહીં આવ્યો છું."

મહારાજા:—"આપ જેવા શૂરવીરોને સહાય આપવી તે હું મારૂં કર્તવ્ય સ્હમજું છું. આપે ગમે તે કારણથી વતન છોડયું હોય, તેની મને પરવાહ નથી. ફક્ત આપ જેવા વીર પુરૂષોની જ પરવાહ છે. માટે સુખેથી આપ મારી પાસે રહો. હાલમાં એક હજાર સૈનિકોના અધ્યક્ષની પદવી હું આપને પ્રદાન કરૂં છું. પણ આગળ ઉપર જેમ જેમ રાજ્યની સેવા કરશો, તેમ તેમ તમારી યોગ્ય કદર થશે, તેની ખાત્રી આપું છું."

હમીરજીએ ઉભા થઇ મહારાજાનો ઉપકાર માની કહ્યું કે: "નામદાર! રાજભક્તિ એ જ રાજપૂતોનો ધર્મ છે. રાજપૂતો પ્રાણને છોડી શકે છે પણ પોતાની વફાદારી છોડી શકતા નથી. અનેક કષ્ટો

સહન કરી શકે છે, પણ પોતાના રાજાનું અહિત સહન કરી શકતા નથી. તેથી જ આપની સેવા હું તન, મન, ધનથી કરવા બંધાઈ ચુક્યો છું."

હમીરજીને યોગ્ય મકાનની સગવડ કરી આપવામાં આવી. સઘળા રાજપૂતો સાથે સુખેથી રહી શકે તેવા વિશાળ ડેહેલામાં આવેલાં મકાનો અને મધ્યમાં રાજમહેલ જેવો મહેલ હોવાથી સર્વ રાજપૂતો પ્રસન્ન મનથી રહ્યા અને શહેરમાં આવતાં જ સન્માન પામવાથી આનંદિત થયા.

---

## પ્રકરણ ૩ જું.

### ક્ષમા.

ડગમગતા ટટ્ટુપર એક અપરિચિત માણસ સ્વાર થઈ ફાટેલ-તૂટેલ સામાન નાંખેલ ટટ્ટુને લઈ આવતો જણાય છે. તેનાં કપડાં સાધારણ છે. મુખ ઉપરથી તે કોઈ દુઃખી માણસ હોય તેવો ભાસ થાય છે. તેના મુખપર ભરાવદાર દાઢી છે. માથે જુનો અને જર્જરીત લાંબો તરફાળ બાંધેલો છે. તેના એક બે આંટા ગળામાં હારની પેઠે વિંટળાઈ પડ્યા છે. કપડાં મલિન, શરીરે મજબુત, કદે ઉંચો, શરીરે પાસાબંધી કેડીયું, પહોળો સુરવાળ પહેરેલો, તેના પર ચારે છેડે લટકતી પીછોડીની કાછડી વાળી કમ્મર ફરતો દશબાર હાથનો ફટકો વીંટાળેલો છે. તેમાં નાજુક કટાર ખોસેલી છે. ખભે એક પાસ પીછોડી જેવું ફાળીયું આગળ પાછળ લટકતા છેડાથી નાંખ્યું છે. જમણે ખભે રૂપાની ડાબલી અને બીજે છેડે બાંધેલાં સુડી ચપ્પુ પીક અને ઉરઃસ્થળપર લટકતાં રાખ્યાં છે, તે ઉપરથી તે અફીણનો વ્યસની હોય તેમ સહજ અનુમાન થઈ આવે છે. હાથમાં ચોડે રૂપે મઢેલો હુક્કો, અને તેની નળી વાટે ધુમ્રપાન કરતો, બીજે

હાથે ઘોડાની લગામ અને લાંબી સરક મુઠીમાં રાખી, આમ તેમ ફેરવતો તે ઘોડાને આગળ ચાલવા સંકેત કરતો હતો. ઘોડો દુર્બળ અને થાકી ગએલો હોવાથી લાંબા પ્રવાસથી આવતો હોય, તેમ જણાતું હતું. ધીમી ગતિથી ચાલતા ઘોડાને પગની એડીવતી ઠોકરો મારતો, દરબારગઢ પૂછતો તે ગઢાળીના મધ્ય ભાગમાં આવ્યો અને દરબારગઢની ડેલી પાસે આવી નીચે ઉતરી ઘોડાને બાંધી ડેલીના ખાનામાં પાથરેલ ગાલિચા પર આવી બેઠો.

ડેલીની પાછળ વિશાળ ચોક આવેલો છે. તે ચોકમાં એક જણ શરીરે ગંધક મોરથુથુ વગેરેનું ઉટણું કરી તેનો લેપ કરી ફક્ત એક જ વસ્ત્ર પહેરી સૂર્યના તાપમાં બેઠો હતો. તેના શરીરપર શીતળાના ફોલ્લાના ડાઘા હતા. શરીરે તે મજબુત, કદે ઠીંગણો અને કૃષ્ણ વર્ણો હતો. ડાબી આંખ શીતળાથી ખોટીલી થઈ હતી. આખા શરીરમાં પામના ફોલ્લા ઉપસી આવ્યા હતા તેથી શરીર ઘણું બેડોળ–કદરૂપું લાગતું હતું.

ઘોડેસ્વાર હાથ પગ ધોઇ હુક્કો પીતો ધુમાડાના ગોટા કાઢતો વિરૂપ દેખાતી વ્યક્તિને પૂછવા લાગ્યો કે, "ઠાકોર ક્યાં છે?"

વ્યક્તિઃ–"ઠાકોર દરબારમાં પધાર્યા છે. હમણાં બેસો. ગઢવી છો કે?"

ઘોડેસ્વાર બીજો કોઇ નહિ પણ ચારણ હતો. તેણે કહ્યું કે "હા."

ચારણ હુક્કામાંથી ફુંકો ઉપર ફુંકો લેતો ઠાકોરની રાહ જોતો બેઠો છે. મૂળે ચારણ, સ્વભાવ મશ્કરો, તેમાં ઠાકોરને ઓળખતો નહિ હોવાથી આવી બેડોળ વ્યક્તિને જોઇને કહેવા લાગ્યો કે "આહા! શું આ રૂપાળા રત્નને જન્મ આપ્યો છે?" ચારણે પોતાના મનમાં ઉત્પન્ન થએલો મનોભાવ વ્યક્ત કર્યો.

વ્યક્તિઃ—"હા."

"પણ ભેગા વળી બળીયા કાકાની મહેર છે ને શું?" શિતળાના ચાંલ્લા અતિશય હોવાથી ચારણે ફરીને કહ્યું.

વ્યક્તિઃ—"હા."

ચારણઃ—"એક આંખ તો સ્વર્ગમાં ચાલી ગઈ છે ને શું?"

વ્યક્તિ—"હા."

ચારણઃ—"વાન તો ભીલને શરમાવે તેવો ચોમાસાની અંધારી રાત્રી જેવો છે ને શું?"

વ્યક્તિઃ—"હા."

ચારણઃ—"પાપ તો પુરાં આવી મળેલાં હોવાથી અધુરામાં પુરૂં ખસ-પામ હોવાથી શોભામાં ઓર વૃદ્ધિ થએલી છે ને શું?"

વ્યક્તિઃ—"હા."

ચારણઃ—"ઓસડ તો ખાસા વર રાજા જેવું શોભે છે!"

વ્યક્તિઃ—"હા."

ચારણઃ—"એક લુગડાભેર મૂર્તિ હળદર ચડાવેલ હનુમાન જેવી લાગે છે ને શું?"

વ્યક્તિ—"હા."

ચારણઃ—"આ પુતળાનો જન્મ થયો હશે ત્યારે જગતમાં ઘણો ઉલ્કાપાત થયો હશે અને બાર ગામના નિંભાડા ફુટયા હશે."

વ્યક્તિઃ—"હા."

આમ ચારણ તર્ક વિર્તકથી પૂછતો ગયો અને સામી બેઠેલી વ્યક્તિએ સભ્યતાથી "હા" નો જ ઉચ્ચાર કર્યા કર્યો. થોડીવારે દરબારમાંથી બે ચાર સેવકો બાજઠ, ત્રાંબાકુંડી, ઉષ્ણ જળ, સૌગંધિક સામગ્રી અને સાથે વસ્ત્રાભૂષણ સહિત હાજર થયા અને કહ્યું કે "બાપુ! ન્હાવા પધારો!"

પોતે તુચ્છ ગણી જેની અત્યારસુધી મશ્કરી કરેલી તે માણસને બાપુ એ સમ્બોધનથી બોલાવતાં સાંભળી, ચારણના મનમાં અતિશય ખેદ થયો અને પશ્ચાત્તાપ થવા લાગ્યો કે, “જેની પાસે હું યાચવા આવ્યો છું, જેની કીર્તિ ચોમેર વિખ્યાતિ પામેલી છે, જે દાનવીર છે, તેનું જ મેં અપમાન કર્યું છે ! આહા, મ્હારાં કેવાં કમભાગ્ય અને મૂર્ખતા કે વિનાકરણ મેં આવા શબ્દો વાપર્યા? રાજપૂત કોઈ દિવસ પોતાનું અપમાન સહન કરી શકતો નથી. તે પોતાના ક્રોધરૂપી અગ્નિમાં અનેકને ભસ્મ કરે છે અને મ્હારૂં પણ તેમજ થવાનું. ખરૂં કહ્યું છે કે विनाशकाले विपरीत बुद्धिः જ્યારે વિનાશકાળ નજીક આવે છે ત્યારે મનુષ્યની બુદ્ધિ બદલી જાય છે. વિદ્વાન્ હોય, જ્ઞાની હોય, બુદ્ધિશાળી હોય તોપણ તેનામાં મૂર્ખતાનો આવિર્ભાવ થાય છે. તેનામાં સારાસારનું ભાન રહેતું નથી. વિચારશક્તિ કુંઠીત થઇ જાય છે અને કદિ નહિ ધારેલા એવા વિચારો અને કાર્યો કરી બેસે છે, તેનું તેને ભાન રહેતું નથી. વિધિ વામ થવાથી મહાન પુરૂષોને પણ ઉલટી બુદ્ધિ સુજી છે, તો મ્હારા જેવા દુઃખી, દરિદ્રી અને ક્ષુદ્ર મનુષ્યની ભૂલ થાય તેમાં આશ્ચર્ય શું ? જેવું મારા ભાગ્યમાં સર્જએલું હશે તેવું જ સરજ્યું, કારણ કે, અરજુનજી કોઇ દિવસ મ્હને શિક્ષા કર્યા સિવાય રહેશે જ નહિ. તેનો સ્વભાવ ઘણો ઉગ્ર છે માટે તે મારો વધ અવશ્ય કરશે. પણ વખત જોઇ છટકી જાઉં તો સારૂં.” આમ ચિંતવન કરતો અને છટકવાનો અવકાશ શોધતો તે ચુપચુપ બેસી રહ્યો

‘બાપુ’ સંબોધન જેને કરવામાં આવ્યું હતું તે બીજા કોઈ નહિ પણ અરજુનજી અથવા અરજણજી જ હતા અને હવેથી આપણે તેમને તેમના ખરા નામથી ઓળખીશું.

અરજુનજી સ્વચ્છ ઉષ્ણોદકથી સ્નાન કરી વસ્ત્રાભૂષણ સજી દર-

બારગઢમાં દાખલ થયા, પણ ચારણને પોતા સાથે દરબારમાં લેતાં વિસરી ગયા. ચારણને આવો સાધ્ય પ્રસંગ મળતાં જ ટટ્ટુપર સ્વાર થઇ તે ઇશાન કોણ તરફ પલાયન કરવા મંડયો અને મનોગત વિચાર કરવા લાગ્યો કે, "માતાજીએ સારૂં કર્યું! જોગમાયા બ્હારે આવી તો ખરી! હે અષ્ટ ભુજાવાળી, ત્રિશુળ ધારિણી! તારો આશરો છે. તું લાજ સરમની રાખવાવાળીજ છે. મહિષાસુર મર્દિની! તારી જ કૃપાથી મારો પ્રાણ બચ્યો છે. હે માત! હે કૃપાળુ! આજે તેંજ સ્હાય કરી છે!" આમ દેવીની સ્તુતિ કરતો પોતાને જીવિત પ્રાપ્ત થયું હોય તેમ તે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો.

અરજુનજી દરબારમાં જઇ જમવા બેઠા કે તુરત જ ચારણનું સ્મરણ થઇ આવ્યું, તેથી એક ભૃત્યને આજ્ઞા કરી કે "ડેલીએ જે ચારણ બેઠો છે તેને જલદી જમવા તેડી લાવ. હું તો સાથે બોલાવવાનું ચુકીજ ગયો, માટે સત્વર તેડી લાવ."

હુકમ મળતાંજ સેવક દોડી જઇ તપાસ કરે છે તો ચારણ જણાયો નહિ. તેથી આસપાસ તપાસ કરતાં માલૂમ પડ્યું કે, તે ઘોડેસ્વાર થઇ ચલયો ગયો છે. સેવકે પાછા આવી કહ્યું કે, "નામવર! તે ચારણ ત્યાં હાજર નથી અને તે ચાલ્યો ગયો છે તેમ તપાસ કરતા જણાયું છે."

ચારણ ચાલ્યા ગયાના સમાચાર સાંભળી અરજુનજીએ કહ્યું કે "જાઓ, તબેલા-ઘોડારમાંથી બે સારા ઘોડાને શણગારી બસેંહ સોનામ્હોરો સહિત, તે જ્યાં હોય ત્યાં જઇ યુક્તિ કરતાં પાછો ન આવે તો આપીને આવો. લેવા ના પાડે તો પણ અમે તેમ સ્હમજાવીને આપજો પણ આપ્યા સિવાય પાછા આવશો નહિ."

તેજસિંહ તથા વખતસિંહ નામના રાજપૂત આ હુકમ સાંભળી

બે સારા ઘોડા શણગારી, ઉપર પંચરંગી સાજ નાંખી, બસેંહ સોનામ્હોરો ધન ભંડારમાંથી લઇ, ચારણ ઇશાન દિશા તરફ જવાના સમાચાર મેળવી તે તરફ રવાના થયા. અધૈયા ડુંગરની નજીક ગયા કે એક ઘોડેસ્વાર ટટ્ટુને ઉતાવળી ચાલથી ચલાવતો અને પળે પળે પાછું ફરી જોતો દ્રષ્ટિએ પડયો. ટટ્ટુ ચાલે ધીમો હોઇ જોઇએ તેટલી ત્વરીત ગતિથી ચાલી શકતો નહોતો અને પાછળના ઘોડેસ્વારોના ઘોડા જોરાવર અને ચંચળ હોવાથી વાયુ વેગે ચાલતા ચારણની નજીક આવી પહોંચ્યા.

પાછળ નજીકમાં જ બે સ્વારોને આવતા જોઈ ચારણ ગભરાવા લાગ્યો અને વિચારવા લાગ્યો કે અરજણજીએ આ બે સ્વારોને મ્હારા પ્રાણ લેવા જ મોકલ્યા છે. જો તેમ ન હોય તો પાછળ આવે જ શાના ? હવે નાસવા જેટલી મ્હારા ઘોડામાં શક્તિ નથી, તો શું કરવું ? કયાં જવું ? મ્હને હવે કોણ ઉગારશે ? અરે પ્રભુ ! હવે તો તું ઉગાર ત્યારે ઉગરૂં તેમ છું ! ”

આમ મનોગત કલ્પાંત કરતાં તેને અચાનક કાંઇક વિચાર સ્ફુરી આવ્યાથી તે નિશ્ચિંત થઇ ઉભો રહ્યો અને સ્વારોને ઉદ્દેશી હાથમાં કટાર લઈ કહેવા લાગ્યો કેઃ—“ રાજપૂતો ! તમે મ્હારા શરીરની નજીક આવશો નહિ અને આવશો તો આ કટારથી હું આત્મઘાત કરીશ. મારા શોણિતનું તમોને સ્નાન કરાવીશ. ” ચારણના આવા ભયસૂચક શબ્દો સાંભળી, આવનાર ઘોડેસ્વારો આશ્ચર્ય પામ્યા અને અંદરો અંદર કહેવા લાગ્યા કે “ આ શું ? આપણે તેને પારિતોષિક આપવા આવ્યા છીએ, પણ આ ચારણને તેનું કાંઈ ભાન નથી. તેનામાં સમ્પૂર્ણ મૂર્ખતા હોય તેમ માલૂમ પડે છે, માટે આપણે તેની પાસે જવું નહિ પણ દુરથી જ વાતચિત કરીએ, નહિતો ચારણની હત્યા લાગશે. ”

"ગઢવી ! આ શું બોલો છો ? તમારા આ શબ્દોચ્ચાર સાંભળી અમોને આશ્ચર્ય થાય છે; કેમકે ઠાકોર કાકદૃષ્ટિથી તમારી માર્ગપ્રતિક્ષા કરે છે, અને તમારા વિના ઠાકોર જમવા પધાર્યા એટલે તમારૂં અપમાન થએલું તમો માની આટલા બધા અધિરા થઈ ચાલતા થયા, પણ ઠાકોર તમોને સાથે તેડતાં ચુકી ગયા. તુરત જ તમો યાદ આવ્યા, તેથી બોલાવવા માણસ મોકલ્યું પણ તમો ત્યાં ન હોવાથી શોધખોળ કરાવી અને તમારા ચાલ્યા જવાના સમાચાર મળતાં તમોને પાછા બોલાવવા અમોને મોકલ્યા છે માટે અમારી સાથે પાછા ઠાકોર પાસે ચાલો."

આવું સાંભળતાં જ ચારણને ઉત્પન્ન થયેલા વહેમને પુષ્ટિ મળી અને તે વિચારવા લાગ્યો કે "આ તમામ મારો પ્રાણ લેવાના ઇરાદાથી વાક્યપટુતાથી મને પટાવે છે. જો તેમ ન હોય તો મારી પાછળ સ્વારોને મોકલવાનું પ્રયોજન શું ?" તે આમ મનોગત પ્રશ્નોત્તર કરવા લાગ્યો અને પાછા અરજણજી તરફ ન જવું એમ નિશ્ચય કરી મરવાનો નિશ્ચય કરી બોલ્યો કે:—

"તમો મને તેડી જવાની વાત ઉચ્ચારશો જ નહીં. મારા પ્રાણની આહુતિ ભલે આ સ્થળે જ અપાય, પણ હું ત્યાં આવવાનો નથી."

વખતસિંહ:—"જો તમોરે ન જ આવવું હોય તો ઠાકોરે પુરસ્કાર તરીકે મોકલાવેલ ઘોડા લો કેમકે અમોને તેવો હુકમ છે."

ચારણ:—"હું ત્યાં આવવાનો તો નથી જ પણ ઘોડા વીગેરે લેવાનો નથી. મને જીવિતદાન આપો એટલે તમામ પહોંચ્યું."

વખતસિંહ:—"તમો ઘોડા વિગેરે લેશો નહીં તો અમે મુકીને ચાલ્યા જઇશું કેમકે રાજપૂતોનો એવો નિયમ છે કે, એક વખત કરેલ દાન પાછું પોતાના ઉપભોગમાં લેતા નથી, માટે ઘોડા વિગેરે દાન ઠાકોરે મોકલાવ્યું છે તે સુખેથી લઇ તમારા ઘર તરફ જાઓ." આમ કહી

બન્ને સ્વારો ઘોડેથી નીચે ઉતરી ઘોડા બાંધી પાછા ચાલતા થયા અને પરસ્પર કહેવા લાગ્યા કે "તેજસિંહ! જોયું કે! આ ચારણ ખરેખરો મૂર્ખ છે. ઠાકોર આવા ચારણોને દાન શા માટે આપતા હશે? શું આવા ચારણોથી જ કીર્તિ ફેલાતી હશે ખરી કે?" વખતસિંહે ચારણપર કંટાળો લાવી કટાક્ષ કર્યો.

તેજસિંહઃ—"વખતસિંહ! તમારી બુદ્ધિને આ શું થયું? ચારણોથી જ આપણે વિજય દેવીને વરીયે છીયે. ચારણો જ આપણામાં શૌર્યને પ્રેરનાર અને ટકાવી રાખનાર છે, કેમકે આપણા વડિલોની કીર્ત્તિ ગાઇ આપણામાં તે શૌર્ય પ્રેરે છે. તેથી જ આપણામાં તે માનને પાત્ર થયા છે. પણ જ્યારે આપણે તેની પ્રત્યે ઘૃણાની દ્રષ્ટિથી જોઇશું, ત્યારે જાણવું કે આપણું શૌર્ય નષ્ટ થવા લાગ્યું છે. માટે ચારણો પ્રત્યે વ્હાલની દૃષ્ટિ રાખવી જોઇએ. આપણું ગૌરવ ચારણોથી જ વધે છે. અખંડ કીર્તિ સર્વત્ર તેનાથી જ ફેલાય છે, માટે જ ચારણો પ્રત્યે લેશ પણ તીરસ્કાર લાવવો જ નહિ. આપણા ઠાકોર અરજણજી કે જે દાનવીર અને બુદ્ધિશાળી છે, તેઓ જે કાંઇ કહે છે તે ઘણા વિચારને અંતે કહે છે. માટે આ ચારણની તેમણે પરીક્ષા કરી હોવી જોઇએ; નહિતો આટલા આગ્રહથી ઘોડા આપવા માટે મોકલે જ નહિ, અને દાન આપવું તે રાજપૂતોનો ધર્મ છે. ગીતાજીમ પણ દાન આપવું તે ક્ષત્રિયોનો સ્વભાવજન્ય ગુણ કહેલો છે. વળી દાન આપવા માટે કહ્યું છે કેઃ—

"દેવો મરવો મારવો, જાલવી ખગારી જદ;[1]
કહો કહે સુણો ઠાકરો, (એ) વસમી ક્ષત્રિયા વદ,

---

૧ આ દુહો મૂળ મારવાડી ભાષાનો છે, પણ ફેરફાર થતાં ગુજરાતી મિશ્ર થઈ ગયો છે. ખગારી જદ-ખગ-ખડ્ગ-એટલે તરવાર. તરવારની જદ-આંચ અથવા દુશ્મન સામે ચાલવું.

માતા જણુ તો ભક્ત જણુ, કાં દાતા કે શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.
લાંગા લાવ સંસારકા, દીયા ને ભજીયા દોય;
ન દીયા ન ભજીયા, ગયા જન્મારા ખોય.
નામ રહંદા ઠાકરો, નાણું રહંદા નાહિ;
કીરત હંદાં કોટડાં, પડંદા પડંદા નાહિ.”

“માટે આપણે એવો ખ્યાલ લાવવો જ નહિ. શું આપણા ઠાકોર કરતાં આપણે બુદ્ધિમાન છીએ? તેઓ ચારણો પ્રત્યે કેવો સદ્‌ભાવ રાખે છે? આપણે પણ તેમનું અનુકરણ કરવું જોઇએ.”

આમ બંને જણા વાર્તાલાપ કરતા પાછા ચાલ્યા જાય છે અને ચારણ જ્યાંનો ત્યાં ઉભો રહી મનોગત વિચારવા લાગ્યો કે, “જો મને મારવો જ હોત તો આ બંને રાજપૂતો મને મારીને જ જાત. મારી પાસે કાંઇજ નથી કે મારાથી ડરીને પાછા જાય. પણ આ તો મને દાન આપવા માટે જ આવ્યા છે. માટે અરજણજીના ગુણ ગાયા વિના બંધુંએ નકામું છે.” આમ વિચાર કરીને રાજપૂતોને ઉભા રાખી તે કહેવા લાગ્યો કેઃ—

“રાજપૂતો! ઉભા રહો! હું આપની સાથે ઠાકોર પાસે આવું છું, માટે તમે લાવ્યા છો તે ઘોડાપર તમે સ્વાર થાઓ અને હું મારા ઘોડાપર સ્વાર થાઉં છું.”

ચારણનું કહેવું સાંભળી બંને રાજપૂતો પાછા વળ્યા અને પોત પોતાના ઘોડાપર સ્વાર થઈ ગઢાળી તરફ રવાના થયા અને ત્વરાથી ગઢાળી પહોચી દરબારગઢમાં દાખલ થયા. સૌ પોતપોતાના ઘોડાને યોગ્ય સ્થળે બાંધી રાંઆંગણની ડેલીમાં આવ્યા, કે તુરત જ ચારણે કહ્યું કે “ઠાકોર ક્યાં છે?”

આવું સાંભળી આસપાસ ઉભેલા માણસોએ કહ્યું કે "ઠાકોર સાહેબ મેડીની ઉપર છે અને તમારી રાહ જોઇને હજી બેસી રહ્યા છે, અને કહ્યું છે કે ચારણ દેવ આવે કે તુરત મારી પાસે લાવશો."

આવું સાંભળી ચારણને આશ્ચર્ય થયું અને તે વિચારવા લાગ્યો કે "મેં તેનું હડહડતું અપમાન કર્યું, છતાં મારી પ્રત્યે દ્વેષબુદ્ધિ જણાતી નથી પણ ઉલટી રીતે મને મળવા ઉત્સુક છે. મેં અત્યારસુધી ખોટા વિચારો બાંધ્યા તે ભુલ કરી છે, કેમકે અરજણજી રાજપૂત છે; તેથી મારા ઉપર દ્વેષ રાખે જ નહિ." આમ વિચાર કરી તે હર્ષિત થયો અને મેડીનાં પગથીઆં ચડવા લાગ્યો અને પગથીએ પગથીએ એકેક દુહો બોલવા લાગ્યો:—

કાગા કીસકા ધન હરે, કોયલ કીસીકું દેત !
મધુરી બાની બોલકે, જગ અપના કર લેત.
આપ બુરે જગ બુરો, ભલે ભલો જગ જાન;
તજત બહોરી છાંય સબ, ગહત આંબકી આન.
કરવત કાતર કુજન એ, કાપી જુદા કરંત;
સોય સુગાહી સુજન એ, ભાંગ્યાને સાંધંત.
ધરતી નિત્ય નવેલડી, કેની પુરી ન આશ;
કેતા રાવ રમ ગયા, કેતા ગયા નિરાશ.
આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય;
ભાગ ખેડે બહાવરે, વાંકો રંગ ચઢાવ.
દો દો તરગસ બાંધકે, સબી કહાવત શૂર;
કામ પડે જબ દેખીએ, કીસકે મુખમેં નૂર.
સ્હાય શૂરાચાર રણ, ના કાયર ચાલીશ;
વે ચાલીશે ભાંજણે, એ ચારો ચાલીશ.

અમલ બાંટણ જોગ પંથ, શૂરા હંદા કામ;
કાયર ખડ્ગ ન વાપરે, કાયર ના દે દાન.
રજપૂતી ચાવલ ભરી, ખરી દોહલી હોય;
જ્યું જ્યું લોહ મુખપેં પડે, ચું ચું ઉજ્વલ હોય.

આવી રીતે ચારણ બોધક દોહા કહેતો કહેતો અરજણજી જ્યાં બેઠા હતા ત્યાં જઈ તેમના નામનું કવિત કહેવા લાગ્યોઃ—

અરજણ અપાર સુખ, આપવેકું આયો આંહી;
કરત સુકાજ રાજ, બિસ્તાર બઢાયો હે;
કવિઓંકો દેત દાન, માન મોડ શત્રુનકો;
પાર્થસેં પ્રતાપ આપ, જગમેં જસ છાયો હે;
કવી દુઃખ ભંજવેકો, શત્રુ ગર્વ ગંજવેકો;
પ્રજા મન રંજવેકો, હૃદયમેં લાગ્યો હે;
કીરતિ બઢાઓ, દીન જનકે દયાળ આપ;
ગોહિલ કુળતાજ આજ, આનંદ બઢાયો હે. ૧
રણમેં નિપૂણ નર નાથ, ગ્રહો હાથ મારો;
તારો આધાર જગમાંહી, મને સારો હે;
મરદાકી ગીરદીમેં, તીક્ષણ તુમારી તેગ;
દેગકે દાતાર સબ, મેરો દુઃખ ટારો હે;
સત્યવાદી ધરમકે, વંશજમેં જન્મ તેરો;
મેરો દુઃખ દલનમેં, આધાર તુમારો હે;
મેં તો અજાન, ગુનજાન તુમ સબનકો,
પ્રતિપાલ રાજ આજ, શરણ તુમારો હે. ૨

ચારણના મુખમાંથી કવિતો સાંભળતાંજ સ્મિત હાસ્ય કરતા અરજણજી પોતાના આસનપરથી ઉભા થયા અને ચારણની સામા

ચાલી અત્યંત હર્ષથી હૃદયાલિંગન દઇ ભેટયા, અને પોતાના સામે બેસાડી કુશળ સમાચાર પુછવા લાગ્યા.

"કેમ ગઢવી ! છો તો ભલીયુંમાં ને ?" અરજણજીએ સોરઠી ભાષાનો પરિચય કરાવી રૂઢ ભાષામાં પૂછયું.

"હા બા ! આપ જેવા સરદારોની મ્હેર છે, ત્યાંસુધી અમારા જેવા માગણીયાતોને શું દુઃખ હોય ?" ચારણે પણ તેજ ભાષામાં કૃતજ્ઞતા બતાવી ઉત્તર આપ્યો અને કહેવા લાગ્યો કેઃ—"ઠાકોર ! આપની પાસે હું માફી માગું છું. આપનું અપમાન મેં ઘણું કર્યું, પણ આપે રાજપૂત ધર્મને અનુસરી સહિષ્ણુતાનો ત્યાગ કર્યો જ નહિ. અરેરે ! આપ જેવા દાનવીર સરદારનું અપમાન કરવાથી માતાજી મારા પર રૂઠશે. મેં આપને કેટલા કેટલા અપશબ્દો કહ્યા છતાં પણ આપ તેથી ઉશ્કેરાયા નહિ. હું અધમ એટલું ન સમજ્યો કે રાજપૂત શિવાય બીજા વર્ણનો મનુષ્ય ચારણના આવા શબ્દો સાંભળી શકે જ નહિ. હવે મને પશ્ચાત્તાપનો પાર રહેતો નથી. આપને હું મારૂં શ્યામ મુખ શું જોઇને બતાવું ? એક તો મને દારિદ્રે ઘેર્યો છે, તેમાં વળી આપ જેવા શૂરા અને દાનવીર રાજપૂતનું અપમાન કર્યું એ પાપનું પ્રાયશ્ચિત્ત ક્યાં થશે ?" આવી રીતે ચારણે અશ્રુસ્રાવ સાથે ખેદ પ્રદર્શિત કર્યો.

"ગઢવી ! આ શું બોલો છો ? તમે મને વિશેષ કહ્યું જ નથી અને જેવું તમારી દ્રષ્ટિએ પડયું તેવું કહ્યું, તેમાં તમારો દોષ શું ? મારા શરીરે શીળીનાં ચાઠાં જોઈ શીળી છે તેમ કહ્યું તે શું ખોટું છે? એક આંખ નથી, પામ-ખસ થઇ છે, તેને ઓસડ ચોપડેલું હતું, મારો રંગ શ્યામ છે વગેરે જે હતું તે તમે સત્ય જ કહ્યું માટે તેમાં જરા પણ તમે ખોટું કહ્યું નથી. જે જેવું છે તેને તેવું કહેવામાં કાંઈ પાપ કર્યું કહેવાતું નથી. માટે તમારા શબ્દોથી મને ગુસ્સો થયો નથી. વળી

તમે ચારણો ગમે તેમ બોલો તે વિષે અમારે ગુસ્સો કરવો નકામો છે, કેમકે તમે અવધ્ય છો. માટે ગુસ્સો કરીને શું કરવું? અમને ચારણ શિવાય કોઇ સાચું કહી શકે જ નહિ, માટે જ ચારણો અમારા ખરા હિતેચ્છુ છે. તમારે સંકોચ રાખવો જ નહિ." અરજણજીએ પોતાની સભ્યતાનો પરિચય કરાવ્યો.

"ઠાકોર! આપ જે જે કહો છો તે સત્ય જ છે. આપ જેવા રાજપૂત તેના માટે લેશ પણ રોષ ન રાખે. પણ મને મારૂં હૃદય શાંત થવા દેતું નથી, તેથી જ આપની પાસે મારા અપરાધની માફી માગું છું. તો આપ ઉદારતાથી દાનમાં માફીનું જ દાન આપવાની ઉદારતા દર્શાવશો." ચારણે પોતાના પશ્ચાત્તાપનું વિશેષ સ્ફોટન કરી બતાવ્યું.

"ગઢવા! ગઢવા! આ શું બોલો છો? શું તમે અમારા રાજપૂત ધર્મથી અજાણ છો? શું તમને રાજપૂત ધર્મ અને તેની ઉદારતાનો પરિચય નથી કે આમ બોલો છો? **क्षमा वीरस्य भूषणम्** એ મૂળ મંત્ર શું અમારે ભૂલી જવાનો છે? બીજાને ક્ષમા કરવી એજ અમારૂં પરમ આભૂષણ છે. એમાં જ અમારૂં ગૌરવ છે. એમાં જ અમારી કીર્તિ છે. ક્ષમા ગુણથી જ અમે સર્વપર અધિકાર ભોગવીએ છીએ અને ક્ષમા એજ અમારો ધર્મ છે. ઘણા રાજપૂતોએ અક્ષમ્ય અપરાધોની પણ ક્ષમા કરી છે તો તમે મારો એવો તો અપરાધ કર્યો જ નથી!" અરજણજીએ એક વિદ્વાનને છાજે તેવા શબ્દો કહ્યા.

આવી રીતે વાર્તાલાપ કરતાં કરતાં ચારણે વચમાં જ પ્રશ્ન કર્યો કે "ભાઇ હમીરજી કેમ જણાતા નથી? તે અર્થિલા મોટા ભાઇ દુદાજીને અગર જુનાગઢ બાને મળવા ગયા છે કે શું?"

આવો ચારણનો પ્રશ્ન સાંભળી અરજણજીના નેત્રમાં અશ્રુ પ્રવાહ

ચાલવા લાગ્યો, તેથી ચારણ જંખવાયો અને હકીકત જાણવા ઉત્સુક બન્યો. તે બોલ્યો કેઃ—

"આપને આ પ્રશ્નથી આટલું બધું દુઃખ થયું તે જોઇ મને આશ્ચર્ય થાય છે અને તે હકીકત જાણવા મારૂં મન અધીરૂં બને છે, કારણ કે આપને હમીરજી ઉપર એટલો બધો પ્રેમ હતો કે તેમને ઘડી પણ વીલા મુકતા નહિ. માટે સત્ય હકીકત હોય તે મને કહો." ચારણે હમીરજીની હકીકત જાણવાની જિજ્ઞાસા બતાવી.

અરજણજીઃ—"એક વખત તમે જમી, લો પછી બધી હકીકત કહીશ."

## પ્રકરણ ૪ થું.

### ગીરાસની પ્રાપ્તિ.

અર્થિલામાં સારંગજીએ ગાદી સ્થાપી ત્યારથી ઉત્તરોત્તર તેમના વંશજો ગાદી ભોગવતા હતા અને અર્થિલાની ગાદી જુનાગઢના રાહ એંગાર તરફથી મળેલી હતી. ત્યારથી અર્થિલા અને જુનાગઢના રાહનો લગ્ન સંબંધ ચાલ્યો આવતો હતો. ગોહિલોના મૂળ પુરૂષ સેજકજીના છેલ્લા કુમાર સારંગજી હતા, અને સારંગજીના સગાં બ્હેન જુનાગઢના એંગારને આપેલાં હોવાથી જ અર્થિલા સાથે બીજાં બાર ગામ આપેલાં હતાં, અને પછી તેના વંશજોએ રાજ્યની સીમા વધારી હતી.

સારંગજીના જસોજી અને જસાજીના બે કુમારો હતા. નાના કુમાર ભીમજી ગાદી પર આવ્યા ત્યારથી જ તેમણે પોતાની વીરતાનો પરિચય કરાવવા માંડયો હતો. ભીમજીના વડીલ બંધુ હતા ત્યાંસુધી પોતે શાંત રહીને મોજશોખમાં જ દિવસ નિર્ગમન કરતા, પણ તેમનું મૃત્યુ થયા પછી પોતે અર્થિલાના રાજા થયા ત્યારથી જ રાજ્યમર્યાદા વધારવાનું કાર્ય હાથ ધર્યું હતું.

ભીમજી ગોહિલને બે સ્ત્રીઓ હતી. પ્રથમ પત્નિથી દુદોજી થયા અને તે પત્નિના મૃત્યુ પછી બીજું લગ્ન કર્યું તેનાથી અરજણજી અને હમીરજી એ બે પુત્રો થયા. હમીરજી પાંચ વર્ષની વયના થયા એટલે તેમનાં માતુશ્રીએ સ્વર્ગગમન કર્યું, તેથી અરજણજી અને હમીરજીને માતૃવિયોગ સહન કરવાનો દુઃખદાયી પ્રસંગ પ્રાપ્ત થયો.

ભીમજી ગોહિલ પણ પોતાના દ્વિતીય પત્નિના દેહાંત પછી એક વર્ષ પછી મૃત્યુવશ થયા તેથી ત્રણે કુમારો માતા-પિતાના સુખનો સ્વાદ લાંબી મુદતે લઈ શકયા નહિ.

દુદોજી યોગ્ય ઉમરના અને પાટવી કુમાર હોવાથી ગાદીનશીન થયા અને પોતાના બંને કનિષ્ઠ બંધુઓને માતા-પિતાની ખોટ ન દેખાય તેમ વ્હાલથી લાલન પાલન કરવા લાગ્યા.

એક વખત દુદોજી પોતાની સાથે અરજણજી અને હમીરજીને સાથે લઈ શિકાર ખેલવા ગયા.

અર્થિલાની પશ્ચિમ બાજુએ ગાઢ જંગલ આવેલું હતું. તેમાં ક્રૂર પ્રાણિઓ પશ્વાદિનો ઘણો ઉપદ્રવ હોવાથી, આજે દુદાજીએ તેવાં પ્રાણિઓનો વધ કરવાનો નિશ્ચય કર્યો હતો, તેથી પોતાના બંધુઓને સાથે લાવી ખોટું કર્યું તેમ તે વિચારવા લાગ્યા.

"અરજણજી! તમે હમીરજીને લઈને ઘેર જાઓ કારણ કે આજે શિકારમાંથી ક્યારે પાછું વળાશે તે કહી શકાશે નહિ. માટે તમે તો ઠીક પણ હમીરજી હજી બાળક છે, તેનું શરીર કોમળ છે, તેથી જંગલમાં અહીં તહીં ભ્રમણ કરવું તેને ફાવશે નહિ. તાપ, તૃષા અને ક્ષુધાથી તે વિકળ થઈ જશે માટે તેનું સાથે કામ નથી." દુદાજીએ કહ્યું.

"હું તો સાથે આવવાનો જ. સાથે આવવાનો આગ્રહ કરતો પણ તમે મને સાથે લાવતા નહિ. તો આજે સાથે આવ્યો છું તે પાછો વળું નહિ." હમીરજીએ સાથે આવવાનો દૃઢ નિશ્ચય જણાવ્યો.

"અરે ભાઇ! તું હજી બાળક છે. આજ દિન સુધી તેં ટાઢ તડકો દેખ્યો નથી. જો અમે તને સાથે લઇએ તો તને વિમાસણ ઘણી પડે અને કષ્ટ ભોગવવું પડે." દુદાજીએ હમીરજીને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

"મને શિકાર ખેલવાનો શોખ છે. આ મારાં તીર–કામઠાથી શિકાર કરીશ. આપ જોશો કે, હું કેવી ચાલાકીથી શિકાર ખેલું છું"

"આજે શિકાર ખેલવો સ્હેલો નથી, કેમકે મૃગ આદિના શિકારમાં જીવ જોખમમાં આવતો નથી પણ સિંહના શિકારમાં તો જિંદગી જોખમમાં આવી પડે છે. વળી સિંહનો શિકાર તુરત થઇ શકતો નથી. તેને ઘણો વખત લાગે છે. માટે તમે ઘેર જાઓ તેમ મોટા ભાઇ કહે છે." અરજણજીએ હમીરજીને પાછા મોકલાવવાનું કારણ કહી બતાવ્યું.

"હું પણ સિંહનો શિકાર કરીશ અને એક જ ઝટકાથી સિંહના બે ટુકડા કરીશ." હમીરજીએ પોતાની નાજુક તરવાર હાથમાં લઈ કહ્યું.

"ભાઇ! તમે હઠ શા માટે કરો છો? અમે કહીએ છીએ તે સારૂંજ કહીએ છીએ, કેમકે તમે હજી બાળક છો. વળી કોઇ વખત બહાર નીકળ્યા નથી માટે આજે નહિ અને કાલે થોડાં માણસો સાથે શિકાર કરવા જજો." દુદાજીએ હમીરજીને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

"આપના સોગંદ ખાઇને કહું છું કે આજે હું પાછો જવાનો જ નથી. આપની સાથેજ શિકાર કરવા આવવાનો છું. માનસો સાથે જવું નથી માટે આજે હું પ્રથમ શિકાર કરવા નીકળ્યો છું, તેથી સિંહનો શિકાર થાય તે ઘણું ઉત્તમ છે." હમીરજીએ દૃઢતા બતાવી.

"ઠીક ત્યારે ચાલો!" દુદાજીએ સમ્મતિ આપી.

ત્રણે બન્ધુઓ પોતાના માણસો સાથે આગળ ચાલતા થયા. માણસોને શિકારની શોધમાં જ્યાં ત્યાં મોકલી પોતે પણ શોધ

કરવા લાગ્યા. હમીરજી બાળક હોવા છતાં ઉત્સાહથી સાથે ચાલતા હતા. આજે હમીરજીના હર્ષનો અવધિ હતો. પોતે સિંહનો શિકાર કરશે, તેનાજ વિચારમાં તે તલ્લિન હતા, તેથી કાંઇ પણ બોલ્યા વિના ચુપ ચુપ સાથે ચાલતા હતા.

ગાઢ જંગલ અને ડુંગરામાં તેઓ આવી પહોંચ્યા. ડુંગરાનાં કોતરો અને ગર્તોમાં માણસો સિંહ વગેરેની શોધ માટે ભ્રમણ કરવા લાગ્યા. છુપાઇ રહેલો સિંહ બહાર આવે તે માટે ઢોલ, ત્રાંસા વગેરે વાજિંત્રોથી માણસો વનને ગજાવી મુકતા હતા. કેટલાકો શોર-બકોર કરતા હતા. કેટલાકો સિંહનાં પગલાં જોતા હતા.

સિંહની શોધમાં દુદાજી વગેરે ભ્રમણ કરતા હતા, એવામાં દુદાજીને સિંહના સમાચાર એક માણસ તરફથી મળ્યા કે તુરતજ અરજણજીને હમીરજી પાસે રહેવાનું કહી પોતે ત્વરીત ગતિથી ચાલતા થયા અને અરજણજી તથા હમીરજી એક વૃક્ષની શિતળ છાયા તળે બેઠા.

દુદાજી સિંહની પાછળ પડ્યા અને થોડી વારમાં તેની નજીક પહોંચ્યા. પોતાની પાછળ કોઇનો પગરવ છે તેવું જાણી સિંહ સામે ફરીને ઉભો કે તુરતજ દુદાજીએ ભાથામાંથી તીર કાઢી કમાનપર ચઢાવી સિંહ તરફ ફેંક્યું. એ તીર એટલા જોરથી સિંહના લલાટમાં વાગ્યું કે સિંહની આરપાર નીકળી ગયું, તેથી સિંહ ભયંકર ગર્જના કરી પૃથિવીપર પટકાઈ મરણને શરણ થયો અને દુદાજી સિંહને લઈ જવા માણસોને આજ્ઞા કરી અરજણજી અને હમીરજી બેઠા હતા ત્યાં આવ્યા.

" અરજણજી ! આ ભયંકર ગર્જના કરનાર સિંહને મેં એકજ તીરથી વીંધી નાંખ્યો. તમે તો આવી ગર્જના સાંભળીને ભય પામો." દુદાજીએ હસતાં હસતાં વિનોદમાં કહ્યું.

" વડિલ બન્ધુ ! તમે આ શું કહો છો ? રાજપૂત હૃદય કોઇ

દિવસ ભયને સ્હમજેજ નહિ. ભય અને રાજપૂત હૃદયને વૈર છે, તેથી તે તેની પાસે આવી શકેજ નહિ. તમે હજી અમને બાળક માનો છો પણ તે ભૂલ છે. નાની ચીજ પણ બલિષ્ટ હોય છે. જુઓ વજ્ર નાનું છે પણ મ્હોટા પર્વતોને ચૂર્ણ કરવાને શક્તિમાન હોય છે. અંકુશ નાનું હોવા છતાં મોટા ગજરાજને વશ કરે છે. અગ્નિકણ થોડો હોવા છતાં ગાઢ વનને દહન કરી શકે છે.

" સિંહ બચ્ચું બાળ પણ, ગજરાજને ગાંજી દીએ,
તેમ રજપૂત બાળ પણ, મરવા થકી તો નવ બીએ.
જુઓ બાળ ચંદ્ર બીજનો, રાહુ તેને ગળતો નથી;
તેમજ રજપૂત બાળને, કંઇ કાળ કરી શકતો નથી.
યુદ્ધ કરવા માટ કદિ જો, કાળ આવે ક્રોધથી,
સન્મુખ લડે સુખે થકી, રજપૂત બાળક હોંશથી.
રજપૂત થઇને રણ વિષે, જો પાવ પાછો જે ધરે,
કુળમાં કલંકિત તે ખરો, નવ મોક્ષ પ્રાપ્તિ તે કરે.

" માટે વડિલ બન્ધુ ! અમો બાળક છીએ તેમ કદાપિ માનવુંજ નહિ. સિંહ ગમે તેવો બલિષ્ટ હોય તેથી શું થયું ? જે રાજપૂત મરવાથી ડરતો નથી તેને તે શું કરી શકે ? બીજના ચંદ્રને જેમ રાહુ કાંઇ કરી શકતો નથી તેમજ રાજપૂત બાળક હોવા છતાં તેને કાળ પણ કાંઇ કરી શકતો નથી. જે રાજપૂત થઇને મરણથી ડરે તે રાજપૂત નહિ પણ કુલાંગાર, હીચકારો અને નપુંસક છે. તે વૃથા જન્મ ધારણ કરી પવિત્ર ભારતવર્ષને ભારરૂપ છે. "

હમીરજીએ લાંબું ભાષણ કરી સંભળાવ્યું. વળી તેમણે આગળ ક્હેવા માંડ્યું: "જ્યેષ્ઠ ભ્રાતા ! રાજપૂતના બાળકને બાળક ક્હેવોજ નહિ, કારણકે તે બાળક હોવા છતાં અગાધ સામર્થ્યવાળો હોય છે, કેમકે—

" વિષધર તણો જે બાળ, ડંશી કાળને શરણે કરે;
રજપૂત કેરા બાળ, અગણિત સૈન્ય કેરા પ્રાણ લે.
અભિમન્યુ અર્જુન સુત, ચક્રવ્યુહને ભેદી ગયો,
દ્રોણ કૃપાચાર્ય કર્ણ યોધ પર વિજયી થયો.
તે માટ બંધુ માહરા, બાળક કદિ ગણશો નહિ,
અપમાન આવું કોઇ દિન, રજપૂતનું કરશો નહિ.
અર્ક ઉગી પશ્ચિમે, જો પૂર્વમાં પંથે પળે,
આકાશ પૃથિવી એક થઇ, પાતાળ માંહી જો મળે,
તો પણ રજપૂત બાળ, નિજ નિશ્ચયેથી નવ ચળે,
લડવા તણી ધણી હોંનથી, રિપુદલ તણી સામે પળે. "

" શું રાજપૂત કદિ ડરતો હશે ખરો કે ? આપ કહો છો કે અમે ડરી જાત એ શું યોગ્ય છે? કદિ નહિ, એવો સંભ્રમ કોઇ દિવસ મનમાં લાવશોજ નહિ." અરજણજીએ પણ હમીરજીના મતનું સમર્થન કર્યું.

" તમો રાજપૂત છો. આટલું બધું રાજપૂતત્વ ધરાવો છો, ત્યારે ગઢાળી વગેરે ગામોમાં લૂંટારાનો હાલમાં ઉપદ્રવ થયો છે, તેને વશ કરવા કેમ તજવીજ કરતા નથી ? કેમકે પ્રજારક્ષણ એ રાજપૂતોનો પ્રધાન ધર્મ છે. માટે પ્રજાની પીડા હરણ કરવા કેમ કાંઇ લક્ષ આપતા નથી? શું તમે તે ધર્મને જાણતા નથી ? " દુદાજીએ પણ ટોણો માર્યો.

" ત્યારે અમો બંને બન્ધુઓ પ્રતિજ્ઞા કરીએ છીએ કે, જ્યાંસુધી ગઢાળી વગેરે ગામો આબાદ કરીએ નહિ, ત્યાંસુધી અમારૂં મુખ આપને બતાવીશું નહિ." અરજણજી અને હમીરજીએ પ્રતિજ્ઞા કરી.

દુદાજીએ આ બાબતની કલ્પના પણ કરી નહોતી. પોતાના વિનોદનું આવું પરિણામ આવશે તેનો ખ્યાલ પણ નહોતો. તે પોતાના વિનોદથી બંધુકલહ કરવા ઇચ્છતા નહોતા; તેથી દુદાજી બોલ્યા કેઃ—

"અરજણજી! તમે એ શું બોલો છો?"

"વડિલ બન્ધુ! હું સત્યજ કહું છું."

'પણ મેં તમને કહ્યુંજ નથી. માત્ર હમીરજીને વિનોદમાં કહ્યું હતું"

"આ કાંઇએ યથાર્થ કહ્યું નથી. ગઢાળી અને તેની આસપાસનાં ગામોની પ્રજા દુ:ખી છે. તેના ત્રાસનો નાશ કરવા માટે અમે હાલમાં ગઢાળી રહીએ તેમાં ખોટું શું છે? આપ આજ્ઞા આપો એટલે અમે ત્યાં જઇ ઉપદ્રવને શાંત કરીએ."

"તમારે જવાની જરૂર નથી. આપણા સેનાપતિને મોકલીને ઉપદ્રવ શાંત કરવાનો વિચાર મેં કરી રાખ્યો છે. માટે તે જઇને લૂંટારાની ટોળીને વીખેરી નાંખશે. તમારે જવાની જરૂર નથી."

"અમે પ્રતિજ્ઞા કરી ચુક્યા છીએ માટે પ્રતિજ્ઞાનો ભંગ કરીશું નહિ." હમીરજીએ પ્રતિજ્ઞાને આગળ લાવી વચમાં કહ્યું.

અરજણજી:—"હા. અમારી પ્રતિજ્ઞા અડગ છે"

"ત્યારે શું મારે હવે તમારો વિયોગ સહન કરવાનો સમય આવ્યો?" દુદાજીએ નિ:શ્વાસ નાંખી ઉદ્દગાર કાઢ્યો.

"તેમાં આપણો વિયોગ શું થવાનો છે? થોડા દિવસ પછી તો આપની સેવામાં અમે હાજર થઇશું, એટલે વિયોગનું દુ:ખ રહેશે નહિ. પ્રજાનું રક્ષણ કરવું તે આપણો મુખ્ય ધર્મ છે, અને તે ધર્મને અનુસરતાં વિયોગ થાય ખરો, પણ કર્ત્તવ્ય પાલન આગળ તે વિયોગનું દુ:ખ ઓછું થાય છે. માટે આપને વિશેષ શું કહીએ?" અરજણજીએ કર્ત્તવ્યનું સ્મરણ કરાવ્યું.

"ભલે! જેમ કહેશો તેમ કરીશું, પણ અત્યારે ઘેર ચાલો." દુદાજીએ જંગલમાંથી ઘેર જવાની સૂચના કરી.

દુદાજી વગેરે બધા ઓર્થિલામાં આવ્યા અને સાથે જમી ત્રણે બન્ધુઓ શાંતિથી બેઠા એટલે અરજણજીએ ગઢાળી જવાની વાત છેડી.

દુદાજીને આ વાત પસંદ નહોતી. અરજણજી અને હમીરજી પોતાનાથી ઘડી પણ જુદા પડે તેમ તે ઇચ્છતા નહોતા, પણ અરજણજીની અડગ ટેક આગળ તેમનું કાંઈ ચાલે તેમ નહોતું, તેથી તેમણે લાચાર થઈ અરજણજીની માંગણીને કબુલ રાખી. તે બોલ્યા કે:—

" જ્યારે ગઢાળી જવાનો તમારો બહુજ આગ્રહ છે, ત્યારે તમો સુખેથી જાઓ અને લૂંટારાનો ઉપદ્રવ દૂર કરી પ્રજાને સુખી કરો. તમારી ગઢાળી ગામ ઉપર પ્રીતિ છે, માટે ગઢાળી અને તેની આસપાસનાં બીજાં અગીઆર ગામો તમને ગીરાસમાં આપું છું, અને તેમાંથી સમઢીઆળા ગામ હમીરજીને હાથખર્ચી માટે આપું છું. જ્યાંસુધી તમો ભેગા રહો ત્યાંસુધી હમીરજી સમઢીઆળાની ઉપજ આવે તે ખર્ચમાં વાપરે. જ્યારે જૂદા થાઓ ત્યારે છ છ ગામો વ્હેંચી લેજો. વળી તમને એટલી ભલામણ કરવાની કે, હમીરજી હજી બાળક છે. તેનું પુત્રવત્ પાલન કરજો. તેને દુભાવશો નહિ. આપણા પિતાશ્રીએ અંત વખતે હમીરજીના લાલન-પાલન માટે ભલામણ કરી છે તે આપણે ભુલી જવી જોઇએ નહિ." દુદાજીએ ગીરાસનાં ગામો આપીને હમીરજીને માટે ભલામણ કરી.

" આપની આજ્ઞા હું માથે ચઢાવું છું. આપે હમીરજી વિષે જરા પણ ચિંતા કરવી નહિ. મારા પ્રાણ કરતાં પણ તેને વિશેષ રાખીશ." અરજણજીએ શિર નમાવી જવાબ આપ્યો.

દુદાજીની આજ્ઞા લઇ હમીરજીની સાથે અરજણજી ગઢાળી આવીને રહ્યા અને લૂંટારાનો નાશ કરી પ્રજાને નિર્ભય કરી. ત્યારથી અરજણજીની શૂરવીરતા અને દાનવીરતાની પ્રશંસા થવા લાગી.

## પ્રકરણ ૫ મું.

### કુકડાની લડાઈમાંથી કલહ.

તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય.

સ્વ. દલપતરામ.

ઠામ ઠામ ફુટ પડી, તુટ ઘરે ઘરમાંહી,
માય બાપ ભ્રાત ભગિનીને નથી ફાવતું;
લડાઇ કલહ માંહી, સર્વ કો બડાઇ મારે,
ગણે નહિ અવરને, આંગણામાં આવતું.

ચારણ જમીને પરવાર્યો, એટલે અરજણજીની પાસે આવીને બેઠો અને હુક્કાની ફુંકો લઇને તેણે અરજણજીને હમીરજી વિષે પ્રશ્ન કર્યો.

"ગઢવા! એ વાતને જવા દો. તેમાં કાંઈ સાર નથી." અરજણજીએ વાતને ટાળવાનો પ્રયત્ન કર્યો.

"ના, અન્નદાતા! એમ તો નહિ ચાલે."

"એ વાત કરવાથી મારૂં મન દગ્ધ થાય છે અને પશ્ચાત્તાપ થયા કરે છે, માટે આવી હઠ છોડો."

અરજણજી ઘણી રીતે ગઢવીને સમજાવવા લાગ્યા પણ ચારણ એકની એક હઠ પકડી બેઠો. જેમ જેમ અરજણજી વાત કરવાને આનાકાની કરવા લાગ્યા તેમ તેમ ચારણને વાત સાંભળવાની ઉત્કંઠા વધવા લાગી. મૂળ ચારણની જાત વ્હેમીલી અને જરાતરા વાત જાણવાની જિજ્ઞાસાવાળી હોવાથી આ વાત જેમ બને તેમ જલદી સાંભળવાને તે આતુર થયો.

"ગઢવી ! જ્યારે તમારો આટલો આગ્રહ છે, ત્યારે હું તમને કહું છું."

"હા, અન્નદાતા ! મને સાંભળવાની ઉત્કંઠા છે."

"એ વાત કરવાથી મને દુઃખ થશે પણ જ્યારે તમારો અત્યાગ્રહ છે ત્યારે કહી સંભળાવવા વિના છુટકો નથી. માટે સાંભળો ! હમીરજી અને મારી વચ્ચે ગાઢ સ્નેહ હતો. હમીરજીએ કોઇ દિવસ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નહોતું. જ્યારથી અમો ગઢાળીમાં આવ્યા, ત્યારથી હમીરજીને આનંદમાં રાખવા હું બનતો પ્રયત્ન કરતો હતો. તેની બધી માંગણીઓ હું પુરી પાડતો હતો. અર્થિલાથી અમે ગઢાળી આવ્યા અને મોટા ભાઇએ જે શિખામણ હમીરજી માટે આપી હતી, તેનું સ્મરણ હું કાયમ રાખતો અને હમીરજીને જરા પણ ઓછું આવવા દેતો નહિ. પણ ભાવીની ગતિ પ્રબળ છે. તેની આગળ આપણું કાંઇ ચાલતું નથી. મારે માથે બન્ધુવિછોહનું દુઃખ ભોગવવું સરજાયું હશે તેથી "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એ ન્યાયે મારી અવળી બુદ્ધિ થઇ અને હમીરજીને કટુ વચન કહીને તિરસ્કાર્યો; તેથી તે મને છોડીને પરદેશ ચાલ્યો ગયો છે." અરજણજીએ હમીરજીના વિયોગનું સંક્ષેપમા કારણ કહ્યું.

ચારણઃ—"ઠાકોર ! શામાટે આપને અને હમીરજીને કલહ થયો ? આપને હમીરજી ઉપર અત્યંત પ્રેમ છતાં શા અપરાધથી કટુ વચન કહીને તિરસ્કારવા પડ્યા ?"

"તેણે કાંઇ મારો અપરાધ કર્યો જ નહોતો."

"ત્યારે ?"

"ત્યારે શું ? મારી મૂર્ખતા ! બીજું કાંઇ નહિ."

"આપનમાં ભુલ થાય તે સંભવિતજ નથી."

"આમાં તો મારીજ ભુલ છે. હમીરજી તદ્દન નિર્દોષ છે."

"આપ સમ્પૂર્ણ હકીકત કહો તો જ મને સમજ પડે."

"એ બિના યાદ કરતાં હૃદય દગ્ધ થાય છે. હમીરજીનો તિરસ્કાર કરવાના પાપનો પશ્ચાત્તાપ દાવાગ્નિ પેઠે મારા શરીરને દહન કરે છે. તેનો સ્વભાવ, તેના ગુણો વગેર ઘડી ઘડી યાદ આવે છે."

"અન્નદાતા! પોતાના દુ:ખની વાત અન્યને કહેવાથી દુ:ખનો ભાર ઓછો થાય છે અને હૃદય હલકું થાય છે. પણ જો બીજાને કહેવામાં ન આવે તો હૃદયમાં દુ:ખનો ભાર વધતો જાય છે. વળી આપણા દુ:ખની વાત બીજાને કહેવાથી કોઇ સલાહ કે સ્હાય પણ આપે છે. માટે વાતને મનમાં ન રાખતાં અન્યને કહેવીજ જોઇએ. આપ આપના દુ:ખની વાત અન્યને ન જણાવો તો બીજા શી રીતે જાણી શકે? અને તેના માટે શું કરી શકે? જો આપ મને સમ્પૂર્ણ વાત કહેશો તો મારી યથાશક્તિ મદદ કરીશ." ચારણે પોતાનો વિચાર જણાવ્યો.

"બારોટજી! અમો બંને ભાઇઓને જે શોખ હતો, તેનું પરિણામ દુ:ખજનક આવ્યું છે. અમને કુકડા લઢાવવાનો પ્રેમ હતો. સાંજે ચાર ઘડીકા દિવસ અવશેષ રહે ત્યારે અમો ગાલીચો પથરાવી રાંઆંગણમાં બેસતા અને ઘેટા, પાડા લઢાવતા. કુકડા અમો બંનેના જુદા જુદા હતા અને જુદે જુદું શિક્ષણ આપતા. હમીરજીના કુકડા કરતાં મારો કુકડો બળયુક્ત થાય તેટલા માટે અવનવા પ્રયોગો હું અજમાવતો, છતાં હમીરજીના કુકડાને પહોંચી વળવાને તે અશક્ત હતો. તોપણ અમારો નિત્ય નિયમ ચાલુજ રહેતો. અમો કેટલાંએક વર્ષથી પશુ લડાઇ કરાવી આનંદ મેળવતા હતા, તેમાં કોઈ દિવસ આવો પ્રસંગ ઉપસ્થિત થયોજ નહોતો. પણ દૈવયોગે એક દિવસ ઘેટા વગેરેને લડાવી બંનેના કુકડા મંગાવ્યા અને કુકડાની લડાઇ શરૂ કરાવી. પણ કહ્યું છે કે—

**यादृशी जायते बुद्धि र्व्यवसायोपि तादृशः ।**
**सहायास्तादृश एव यादृशी भवितव्यता ॥**

"જો કાંઇ બનવા કાળ હોય છે તો બુદ્ધિ પણ તેવીજ સુજે છે, વખત પણ સરખોજ આવી મળે છે અને સર્વ કાંઇ ન બને તેવું થાય છે. એ પ્રમાણે કુકડાઓ લડતા હતા તેમાં હમીરજીના કુકડાએ મારા કુકડાને જોરથી મારવા માંડયો, તેથી મ્હને ક્રોધ ચઢયો અને હમીરજીના કુકડાને મેં પ્રહાર કર્યો. આવા મારા વર્તનથી હમીરજીને ઘણુંજ લાગી આવ્યું અને મ્હને તેમણે કહ્યું કે 'વડિલ બન્ધુ! તમે મ્હારા કુકડાને શા કારણથી માર્યો? ત્હેના કરતાં મ્હનેજ મારો કારણકે એ તો પક્ષી છે. વળી આપણે તેને લડવા પ્રેર્યો છે, તો લડાઇમાં બળ અને કૌશલ્ય વાપરી પોતાની ફતેહ મેળવવી એવી લડનારને સ્વાભાવિક ઉત્કંઠા હોય છે. તેને અનુસરી મારા કુકડાએ તેનો પ્રતિપક્ષી જે આપનો કુકડો છે, તેને હરાવ્યો, તેમાં આપે વચ્ચે પડી મારા કુકડાને માર મારવાનું કામ યોગ્ય નહોતું. આપ વીર પુરૂષ છો છતાં અઘટિત કાર્ય શા માટે કર્યું? જો એમજ હોય તો મારા કુકડાને બદલે મનેજ શિક્ષા કરવી હતી કારણકે કુકડાને કેળવનાર હું જ છું.' આવાં તેનાં નીતિયુક્ત વચનો છતાં મ્હને અવળું જ સુજ્યું. બનવા કાળે બની જ આવે છે, તેમ મ્હને ઉલટો ક્રોધ ચઢયો. તેથી મેં કહ્યું કે, હમીરજી! હું આજ્ઞા કરૂં છું કે તારે મારૂં નામ સાંભળવું ત્યાં રહેવું નહિ. જો તું ક્ષત્રિય ધર્મને માન આપતો હોય તો મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તીશ અને અત્યારે જ અહીંથી રવાના થઇ જઇશ. આવાં મ્હારાં અવિચારભરેલાં વાક્યો હમીરજી જેવો વીર પુરૂષ સહન કરી શકે જ નહિ. તેથી તેણે ઉશ્કેરાઇ કહ્યું કેઃ–હું શુદ્ધ રાજપૂત છું. વડિલ બન્ધુની આજ્ઞા પાળવી તે રાજપૂતનું એક અગત્યનું લક્ષણ છે. તેથી જ શ્રી રામચંદ્રની આજ્ઞા પ્રમાણે લક્ષ્મણ ભરત અને અરિ-



"હમીરજી! હું આજ્ઞા કરૂં છું કે તારે મારૂં નામ સાંભળતું ત્યાં રહેવું નહિ—"

(પૃષ્ઠ ૪૨)

મર્દન ચાલતા હતા. યુધિષ્ઠિરની આજ્ઞાનો ભીમાર્જુનાદિએ ભંગ કર્યો જ નહોતો. વિક્રમાદિત્ય પણ ભર્તૃહરિની આજ્ઞા પ્રમાણે અરણ્યનિવાસી થયો હતો. તે આદિ ઘણા રાજપૂતોએ ભ્રાતૃ આજ્ઞા શિરોધાર્ય માની અનેક સંકટો વેઠી પોતાનો ધર્મ બજાવ્યો હતો. તો આપ જે આજ્ઞા ફરમાવો તે મ્હારે પાળવી જ જોઇએ. આપના પર આથી કોઈ દિવસ મારો દ્વેષ થવાનો નથી. આપની ભક્તિ જેવી ને તેવી મ્હારા હૃદયમાં તાજી જ રહેશે. આમ કહી હમીરજી પોતાના રાજપૂતોને સાથે લઇ ચાલ્યો ગયો છે અને હું તેના વિયોગે દુઃખયાતના ભોગવું છું."

ચારણઃ—" આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાંસુધી હમીરજીને મેળવું નહિ ત્યાંસુધી મારા ગામનું પાણી મને અપેય છે. આપ જેવા દાનવીરનું દુઃખ નિવારણ કરવું તે મારો ધર્મ છે."

અરજણજીએ તુરત ચારણને ઘેર કેટલુંએક અનાજ વગેરે મોકલી આપ્યું અને ચારણ પોતાની સાથે માણસો લઇ બીજે દિવસે હમીરજીની શોધ માટે ચાલ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### સિંહનો શિકાર.

જોધપુરની શોભા અવર્ણ્ય છે. વસ્તિ સર્વ પ્રકારે સુખી છે. નગર ફરતો મજબૂત કિલ્લો, કિલ્લા ફરતી ખાઇ અને કિલ્લાના દરવાજા અભેદ્ય અને વજ્રમય કઠણ હોવાથી સર્વ રીતે શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે. પાસે આવેલી ઘીચ ઝાડીમાં નાના પ્રકારનાં પક્ષીઓ આનંદથી રહેતાં હતાં. સિંહ આદિ ક્રૂર પ્રાણીઓ પણ પાસેની પર્વતા-

વલિમાં રહેતા હતા. અત્યારસુધી શહેરમાં કોઇ પ્રાણી ઉપદ્રવ કરતું નહોતું પણ હવે આજ જ આપત્તિ ઉપસ્થિત થઈ.

એક દિવસ ગિરિકંદરામાંથી એક સિંહ નિકળી ફરતો ફરતો શહેરના કિલ્લા નજીક આવ્યો અને ફલાંગ મારી કિલ્લો ઉલ્લંઘી શહેરમાં દાખલ થયો.

અત્યારે નગરી શૂન્યકાર જેવી દેખાતી હતી. શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. કોઇનો શબ્દ શ્રવણે આવતો નહોતો. સર્વ મનુષ્યો નિદ્રાદેવીની ગોદમા સુખનો આસ્વાદ લેતાં હતાં. પહેરેગીરો પણ નિશ્ચિંત થઈ ઝોકાં ખાતા હતા. જેષ્ઠમાસની કૃષ્ણ પક્ષની રાત્રિ હોવાથી આકાશ પણ આભ્રાચ્છાદિત થએલું હોવાથી અગ્નિની સહાય વિના કાંઇ દેખાતું ન હોતું. એકંદરે સજીવ છતાં નિર્જીવ નગરી હોય તેમ જણાઇ આવતું હતું.

આ બધા સંયોગો સિંહને અનુકૂળ હતા. તે જાણે નિર્ભય અરણ્યમાં ફરતો હોય તેમ શહેરમાં દાખલ થયો. એક દુકાનની પરશાળ પાસે નીકળતા તે પર સુતેલો મજુર તેની દ્રષ્ટિએ પડ્યો. દિવસ આખાની મહેનત અને થાકથી તે મીઠી નિદ્રા લેતો હતો. તેનું શરીર શ્યામ વર્ણવાળું હતું. વળી ગ્રીષ્મની ગરમી અને પવન મંદ હોવાથી ફક્ત એક જ વસ્ત્ર તેણે પહેરેલું હોવાથી દુરથી તે મનુષ્ય છે તેમ જણાતું નહોતું. સિંહની દ્રષ્ટિ આ સુતેલા મજુર પર પડત જાણે કાંઇ શિકાર છે એવો ભ્રમ થતાં જ તેણે તરાપ મારી મજુરને પકડ્યો અને પોતાની ખાંધ પર નાંખી પોતાને સ્થળે જવા ત્વરિત ગતિથી ચાલતો થયો. મજુરને નિદ્રામાં પકડેલ હોવાથી આ શું છે, તેનો પ્રથમ તેને ગમ પડી નહિ અને ભયભિત થઇ વિહ્વળ બની ગયો. તે બૂમ પાડી ઉઠ્યો કે "દોડો! મને કોઈ લઇ જાય છે, કોઇ છોડાવો!"

સિંહ પહેરેગીરોની પાછળથી નિકળ્યો કે ઉપરની બૂમ પહેરેગી-

રોના શ્રવણે પડી. તુરત જ અર્ધ નિદ્રિત સ્થિતિમાંથી સ્વસ્થ થઇ તેઓ સિંહ પાછળ દોડ્યા, પણ સિંહ જોરાવર હોવાથી તુરતજ કિલ્લો ઉલ્લંઘી ગયો અને કમભાગ્ય મજુર પરમાત્માને પોકાર કરવા ચાલ્યો ગયો.

સ્હવારે મહારાજાની કચેરીમાં ફરિયાદ થઇ કે, સિંહ એક મજુરને ફાડી ખાધો છે. આ સાંભળી મહારાજા ઉદાસ થયા અને હવેથી સારો બંદોબસ્ત રાખવા અનુચરોને આજ્ઞા ફરમાવી.

મનુષ્યનું માંસ અને રૂધિર ચાખવાથી સિંહ અત્યંત આનંદમાં આવ્યો. ઘણો પ્રતિબંધ છતાં તે ચૌર્ય કર્મ કરી નિત્ય પ્રતિ મનુષ્યનો શિકાર કરવા લાગ્યો. આમ નિત્ય પ્રતિ મનુષ્ય હરણ અને પ્રાણહાનિ થવાથી પ્રજામાં ગભરાટ ફેલાતો ગયો. હજુસુધી અમાત્યો કંઇ ઉપાય નહિ કરી શકયા નહિ. વળી મહારાજા આશ્ચર્ય પામ્યા અને ક્રૂર સિંહના ત્રાસમાંથી પ્રજાને છોડાવવા શું કરવું, સિંહને મારી રાજ્ય તરફનો પુરસ્કાર અને સન્માન કોણ મેળવે છે, તેના માટે બીડું ફેરવવાના તેમણે બીડાયતને હુકમ આપ્યો.

બીડાયત સુશોભિત બીડું અડાળીમાં મુકી પોકાર કરવા લાગ્યો કે: " જે કોઇ વીર પુરૂષ સિંહને હણશે તેને મહારાજા તરફથી સન્માન અને પુરસ્કાર મળશે; માટે જેને સિંહનો શિકાર કરવા હિમ્મત હોય તેણે આ સુવર્ણયુક્ત તાંબુલ ભક્ષણ કરવું. " આમ બોલતો બીડાયત કચેરીના સભ્યો પાસે થઇ ચાલવા મંડ્યો, પણ સૌનાં અવનત થએલાં મસ્તકો ઉન્નત થતાં નહોતાં. તેવામાં હમીરજીએ પોતાના રાજપૂતો સાથે કચેરીમાં પ્રવેશ કરી મહારાજાને નમન કરી પોતાની બેઠક લીધી.

કચેરીમાં બીડું ફરતું હતું પણ તે કામ કરવા કોઇ બહાર ન પડેલો હોવાથી કચેરી નિઃશબ્દ હતી અને બધાનાં મુખ ઉતરી ગએલાં

હતાં. મહારાજા પણ ઉંડા વિચારમાં હોય તેવું જોઇ હમીરજીને આશ્ચર્ય થયું. આસપાસ બેઠેલા સભ્ય જનોને આ નિરવતા અને ઉદાસીનતાનું કારણ પૂછતાં હમીરજીને જવાબ મળ્યો કે "આપણા શહેરમાં એક સિંહ આવી દરરોજ એક મનુષ્યનું ભક્ષણ કરે છે તેથી મહારાજાએ સિંહને મારવા બીડું ફેરવ્યું છે. બીડાયત બે વખત ફરી ત્રીજી વખત ફરે છે. છતાં મહારાજાનું કામ કરવા કોઇ બ્હાર પડતો નથી તેથી જ ઉદાસીનતા પ્રસરી છે."

હમીરજીઃ–"શું આ બધા રાજપૂતોમાં શૌર્યાંશ રહ્યો નથી? શું પૃથ્વી નિર્વીર થઇ છે?

સભ્યજનઃ—"ના, તેમ તો નથી, પણ સિંહને શોધવો મુસ્કેલ છે. સામા ચાલીને એક તો શું પણ દસ સિંહ સામે લડવા તૈયાર છીએ પણ આ તો કયે વખતે અને કઇ જગ્યાએ થઇને શહેરમાં પ્રવેશશે તે જાણી શકાય નહિ તેથી જ કામ મુસ્કેલ થઇ પડયું છે."

શૂરવીર હમીરજી કે જેણે પવિત્ર ગોહિલ કુળમાં જન્મ લીધો છે, જેનામાં ક્ષાત્રત્વ ઓતપ્રોત થઇ રહેલું છે, તે છૂપ્યો રહે જ નહિ, તેથી હમીરજી ઉભા થઇ વિનયપૂર્વક મહારાજાને કહેવા લાગ્યા કે ;–"નામદાર! હજી પૃથ્વી નિઃક્ષત્રિય થઇ નથી, દિનકર અસ્તાચળ પર ઉદય પામતો નથી, રાજપૂતો નિસ્તેજ થઇ પોતાનું ગૌરવ ગુમાવી બેઠા નથી અને વીર જનનીનો સર્વથા અભાવ થઇ ગયો નથી. એક સિંહને મારવા માટે કોઇની હિમ્મત ચાલતી નથી એ આશ્ચર્યની વાત છે. આપ મને આજ્ઞા આપો. આજથી હું નગર રક્ષણ માટે અને સિંહને મારવા માટે પ્રતિજ્ઞા કરૂં છું. જ્યાંસુધી હું સિંહને મારીશ નહિ, ત્યાંસુધી આપને મુખ બતાવીશ નહિ." આવી રીતે એક વીરને છાજે તેવું ભાષણ કરી બીડું લઈ હમીરજીએ મુખમાં મુકયું.

મહારાજા હમીરજીનું શૌર્યોત્તેજક ભાષણ સાંભળી પ્રસન્ન થયા અને પ્રશંસા કરીને કહેવા લાગ્યા: " તમારા જેવા વીર પુરૂષો મારી પાસે હોવાથી હું મગરૂર છું અને ધારૂં છું કે તમે આ કાર્યમાં ફતેહ-મંદ થશો જ. "

કચેરી બરખાસ્ત થઇ. સહુ પોતપોતાના ઘર તરફ રવાના થયા અને માંહોમાંહે વાતો કરવા લાગ્યા.

" આ સારૂં થયું. મહારાજા પરદેશથી આવનાર ઉપર મુગ્ધ થયા છે. તેનામાં જ શૌર્ય છે તેમ માને છે. આપણે ઘણી લડાઇઓમાં વિજય પ્રાપ્ત કર્યો છે, લાંબી મુદ્દત સુધી સેવા બજાવીએ છીએ, છતાં આપણા ઉપર તેટલો પ્રેમ નથી અને આજકાલના આવેલા પરદેશીપર ઘણી પ્રીતિ રાખે છે; તેથી જ સિંહને મારવા કોઈ બ્હાર પડયો નહિ. આપણે જે અનુમાન બાંધ્યું હતું તે ખરૂં પડયું કે હમીરજી આ કામ માથે લેશે. સિંહ ઘણો ચપળ હોવાથી દ્રષ્ટિએ પડશે નહિ અને દૃષ્ટિએ પડશે તો ચોરની પેઠે ન્હાસી જશે. આ સિંહ કે જેનામાં ચૌર્યતા આવેલી છે તેનો ભેટો થશે જ નહિ અને મરશે નહિ, તેથી મહારાજા નારાજ થશે ત્યારે આપણે પુર્તી કરી રજા અપાવવી, નહિતો તે મ્હોટામાં મ્હોટે અધિકારે ચડશે. "

આમ અરસપરસ વાતો કરતા ઇર્ષાનો પરિચય કરાવતા સૌ પોતપોતાને ઘેર ગયા. હમીરજી નગરરક્ષણ માટે સિંહને મારવાનું માથે લીધેલું હોવાથી પોતાના રાજપૂતોને સાથે લઇ નગરમાં ફરવા લાગ્યા, પણ સિંહ દૃષ્ટિએ પડયો નહિ; અને સ્હવારે જણાવ્યું કે એક મનુષ્યને સિંહ લઇ ગયો છે. આમ દરરોજ વધુ ને વધુ બંદોબસ્ત હમીરજી રાખે, પોતાના રાજપૂતોને સાથે બધા નગર રક્ષકોને જુદે જુદે સ્થળે ગોઠવી

રાત્રી જાગરણ કરે, છતાં સિંહ કોઇની દૃષ્ટિએ પડે નહિ અને મનુષ્ય હરણ ચાલુ રહે; તેથી હમીરજી હતાશ થયા અને તેમણે નિશ્ચય કર્યો કે સિંહને મારવો અગર પ્રાણ ત્યાગ કરવો, પણ કાર્યની સમાપ્તિ કર્યા સિવાય મહારાજાને મુખ બતાવવું જ નહિ, કારણકે **कार्यं साधयामि वा देहं पातयामि** એ સુત્ર કર્તવ્યનિષ્ટ મનુષ્યોને માટે છે મારે પણ એમ જ કરવું."

રાત્રીરૂપી લલના અનુપમ શણગાર શરીરે ધારણ કરી ઉત્કંઠાથી પોતાના પ્રાણનાથની માર્ગપ્રતીક્ષા કરે છે. તેવામાં પોતાની પ્રિય પત્નિને પ્રેમાલિંગન કરી, વેણુનો સાજ વીખેરી, અંબોડામાં નાજુક ચંદ્રમા જે શોભતો હતો તેને ઢાંકી અને જે શ્વેત વસ્ત્ર ઓઢેલું હતું તે પ્રિયતમાપરથી ખસેડી પોતાને ગમતું શ્યામ રંગી અંબર મેઘ રાજાએ પૃથ્વીને ઓઢાડયું. આવા પ્રેમ સમ્મેલનથી ભય પામી તારાઓએ ચાલતી પકડી. વાયુ મંદ મંદ ગતિથી કાંઇ સાન કરવાનું ધારી પોતાની ગતિને રોકતો રહ્યો છે. મદનથી ભરેલ વર્ષાદ પ્રિયતમાના સાથમાં વિલાસ કરી રહ્યો છે. ચંદ્રથી ઝરતું અમૃત દૃષ્ટિગોચર થતું નથી. વર્ષાદ કે જે રાજાની શુભોપમાએ વિ-રાજે છે, તે પોતામાંથી ટીપે ટીપે અમૃતબુંદનો આસ્વાદ ચખાડે છે. પોતાના દિવ્ય અને તેજોમય ચળકાટથી વિજળી જાણે રાત્રીને મધુર સ્મિત ઉપજાવી રહી હોય તેમ જણાય છે. અજબ રીતે પતિ–પત્નિ વિલાસ ભોગવી રહ્યાં છે. તેનો રસ બળતાં હૃદયોવાળા ચાતકો ઝીલી લે છે. અભ્રસમુહ આનંદમાં આવી એકત્ર થાય છે. પૃથ્વીથી આકાશ સુધી ઘોર અંધકારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. રાત્રી અતિશય આનંદમાં આવી રહી છે. દિવ્ય સુધાથી દમ્પતિનાં હૃદયો અપાર રસથી રેલાઈ રહ્યાં છે. મંડુકના રવથી સર્વત્ર ધ્વનિ થઇ રહી છે. વસુધા જળથી રેલમછેલ થઈ ગઇ છે. નદી નાળાં જોશમાં ઉભરાઇ ચાલ્યાં જાય છે. વર્ષા-

દનાં બિન્દુઓ નદી તળાવ કે ભરાઈ રહેલા ખાડાના જળમાં પડે છે, તેણે કરી ચક્રો પેઠે આકૃતિઓ થાય છે. પાસેના નિર્જન અરણ્યમાં કેસરી સિંહ આકાશના ધડાકા સાંભળી ગર્જના કરે છે. તેના કઠોર અને ભય ઉત્પન્ન કરનાર પ્રતિધ્વનિથી કેસરી મદોન્મત્ત થઇ ફાળો ભરે છે.

આવી અંધકારમય રાત્રિમાં એક માણસ વજ્રકછોટો વાળી સર્વાંગને કાળી ચાદરથી આચ્છાદિત કરી, મુખ ચાદરથી અવગુંઠિત કરી, ચાલ્યો જાય છે. તેણે કમરપર એક ખડ્ગ અને ગળામાં ઢાલ લટકાવેલી હોય તેમ ચાદર ઉપસેલી હોવાથી અનુમાન થાય છે. તેની ચાલ ઉપરથી તે પુરૂષ વ્યક્તિ હોય તેમ જણાય છે. ચાદરવતી મુખ અવગુંઠન કરેલું હોવાથી તે હિન્દુ છે કે મુસલમાન તેનું અનુમાન થઇ શકતું નથી. તેની ચાલ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે તેનામાં ક્રોધ, શૌર્ય અને ધૈર્યનો પ્રાદુર્ભાવ થઇ આવ્યો છે. તે કોઈ વીર પુરૂષ હોય તેવું સ્હેજ અનુમાન થાય છે. આ વ્યક્તિ ધીમે ધીમે નગરના સિંહદ્વાર પાસે આવી. દરવાનોને કાંઇ સંકેત કરવાથી તેમણે એક બારી ઉઘાડી કે તુરત એ વ્યક્તિ દરવાજા બ્હાર નીકળી અને કિલ્લાની આસપાસ ઘુમવા લાગી.

વર્ષાદ પણ આ વખતે વિશ્રાંતિ લેતો હોય તેમ પોતાની પ્રબળતાને રોકી આ વ્યક્તિ કોણ હશે, શું કામે અત્યારે બ્હાર જતી હશે એ જાણવા જાણે ગુપચુપ બની રહ્યો હોય, તેમ આકાશમાંના કડાકા ભડાકા શાંત કરી બેઠો હતો. વાદળાંઓ જ્યાં ત્યાં વિખરાઇ વિજયી સૈન્ય પેઠે પોતાના સ્થાને જતાં હતાં. પવન સુસવાટ કરતો પ્રબળતાથી ફુંકાતો હતો અને ઠંડીને પ્રેરતો હતો.

પ્રબળ અનિલે ભયંકર રૂપ પકડયું હતું. જાણે અભ્ર સૈન્યથી ઘેરાએલા ચંદ્રને છોડાવવા તેનો પક્ષ લઇ તે પોતાની પ્રબળતા પ્રેરતો હોય તેમ અનુમાન થતું હતું. થોડા વખતમાં આકાશ નિર્મળ થઇ ગયું.

ચન્દ્ર અને તારા પ્રત્યવાય વિના જ્યોત્સ્ના ફેંકવા લાગ્યાં. પક્ષિઓ પણ નિર્ભયતાથી પોતાના માળાઓમાં બચ્ચાંઓ સાથે નિદ્રાનો આસ્વાદ લેતાં પોતાનાં બચ્ચાંને ગોદમાં લઈ વિશ્રાંતિ લેતાં હતાં. પૃથ્વિપર ભરેલાં પાણીનાં ખાબોચીયાંમાં ચન્દ્રબિમ્બો ચળકતાં હતાં. તેથી દ્રષ્ટાના મનને ભ્રમણા થતી હતી કે આટલા બધા ચંદ્રો પૃથ્વિપર ક્યાંથી આવ્યા હશે?

આવી રીતે સૃષ્ટિસૌંદર્ય અવલોકતી પેલી અપરિચીત વ્યક્તિ આગળ ચાલતી હતી. એનું ચિત્ત અત્યારે વ્યથિત હોય તેમ જણાય છે. ઉત્કંઠાથી કોઇની માર્ગપ્રતીક્ષા કરતી હોવાને લીધે જ તેનું ચિત્ત ભ્રમિત મનુષ્યની પેઠે અનેક તરંગો સાથે વહન કરતું હતું. તે વ્યક્તિ કિલ્લાની નિકટમાં ચાલતી હતી. તેટલામાં એકાએક પોતાની ગતિ રોકી, ચોંકી, સ્થંભી ગઇ. એકાએક હર્ષાવેશમાં આવી પોતાની ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત થઇ હોય તેમ અનેક વિચારોનાં આન્દોલનો તેના ચિત્તમાં ઉદ્‌ભવવા લાગ્યાં અને મુખમાંથી ઉદ્‌ગારો નિકળ્યાઃ–

"હે પરમાત્મા! તું હજી મ્હારે સહાય છો, માટે તારો ઉપકાર હું કદિ ભુલવાનો નથી." આ વ્યક્તિ કોણ હશે તે તો પાઠકો જાણતા હશે જ. તે વ્યક્તિ બીજી કોઇ નહિ પણ આપણી વાર્તાનો નાયક હમીરજી જ છે. તેણે સિંહ મારવાનું કાર્ય જે પોતાના શિરપર લીધું છે, તે કાર્યની સમાપ્તિ કરવાને કિલ્લા બ્હાર આવેલ છે. કિલ્લાને અઢેલી ઉભેલા સિંહને જોઇ તે હર્ષિત થએલ છે, કારણકે પ્રથમ તો સિંહ દ્રષ્ટિએ પડવો જ મુશ્કેલ હતો અને તેથી જ ઘણા સરદારો અટકી ગયા હતા; આ નહિ ધારેલી રીતે સિંહને જોતાં તેણે પરમાત્માનો ઉપકાર માન્યો.

સિંહને ઉદ્દેશી હમીરજી કહેવા લાગ્યા કેઃ–" અરે મનુષ્ય અહારી ક્રુર પ્રાણિ! આજ ઘણા દિવસે તું મ્હારી દૃષ્ટિએ પડ્યો છે, અને તેં

ઘણા નિરપરાધિ મનુષ્યોનાં લોહી માંસનો સ્વાદ ચાખ્યો છે, તો આજ આ મ્હારી સમશેરનો સ્વાદ ચાખવા તૈયાર થા."

સિંહ મનુષ્યના શિકાર માટે જ આવ્યો હતો અને વર્ષાદને લઇને કિલ્લાને અઢેલીને ઊભો હતો. તેને કિલ્લો ઉલ્લંઘવાની તકલીફ ન પડતાં શૂરવીર હમીરજી જ મળી આવેલો જોઇ બન્ને ગલોફાં જીભ વતે ચાટી ગર્જના કરી, પ્રચંડ પંઝો ઉંચો કરી, તરાપ મારી કે ચપળ હમીરજી તેની દૃષ્ટિ ચુકવી એક તરફ છુપાઈ ગયા અને સિંહ પોતાની તરાપમાં નિષ્ફળ ગયો. આથી સિંહ ખીજવાઇ પોતાના દુશ્મનને મારવા આતુર થયો અને જેમ જેમ તરાપ મારે છે તેમ તેમ હમીરજી તેના પંઝામાંથી છટકી પોતાનો બચાવ કરે છે.

સિંહે હતાશ થઇ નિશ્ચય કર્યો કે આ કોઇ સાધારણ મનુષ્ય નથી પણ શૂર પુરૂષ છે માટે મારવો અગર મરવું. આવા નિશ્ચયથી તરાપ ન મારતાં ક્રોધમાં આવી લંગુરની પીઠપર કમાન કરી, લંગુરના છેડાનું મસ્તિક ઉપર ગુંછળું વાળી કેશવાળી નેત્રોપરથી ખસેડી, જમીન સાથે પંઝાનો પ્રહાર કરી ઘોર ગર્જના કરી. તેનો પ્રતિધ્વનિ શહેરમાં અને પાસેના જંગલમાં પડયો. તે ગર્જનાનો સામો જવાબ હજારો સિંહો આપતા હોય તેવો પ્રતિધ્વનિથી ભાસ થયો, પણ યુદ્ધવિશારદ હમીરજીના હૃદયમાં લેશ પણ ભયનો સંચાર થયો નહિ અને તે અડગ ઉભા રહ્યા.

સિંહે ધીમી પણ ભયાનક ગતિથી હમીરજી સામે ચાલવા માંડયું. હમીરજી જ્યાં ઊભા હતા તેની સામે જઇ સિંહ ઊભો રહ્યો. હમીરજીને સાવધ રહેવા સુચવતો હોય તેમ ગર્જના કરી તેણે પંઝો ઉંચક્યો.

હમીરજીએ વિચાર્યું કે દુશ્મનને હવે લાંબી મુદત સુધી રમાડવો તે નકામું છે. એમ ધારી વામ હસ્તમાં ઢાલ ધારણ કરી દક્ષિણ કરમાં

નગ્ન તલવાર ગગનગામી કરી તે બોલ્યા કેઃ-" અરે ! ક્રુર ! હવે તારી જીંદગી પૂર્ણ થઇ છે, માટે મનુષ્યહત્યાનું ફળ ભોગવવા યમસદન તારે જવાનું છે. યમ રાજાની હજુર તને પહોંચાડવાનું મ્હને ફરમાન થએલું છે, માટે ત્યાં જવા તૈયાર થા." સિંહ પણ અત્યારે પૂર્ણ આવેશમાં આવ્યો હતો. હમીરજીને હણવા તે આતુર થઇ રહ્યો હતો તેથી પોતાનો પંઝો ઉંચકી સામો આવ્યો કે હમીરજી ફટનાથી સામા ચાલ્યા અને બંને સિંહો પોતપોતાના દુશ્મનને હણવા આતુર થયા.

આ વખતે સિંહોનું દ્વંદ્વ યુદ્ધ જોવા કોઇ હાજર નહોતું, ફક્ત ચંદ્ર અને તારાઓ જ વિદ્યમાન હતા. સમીર પણ પોતાની પ્રબળતાને રોકી સ્થિર થયો હતો. વૃક્ષો પણ સ્થંભી રહ્યાં હતાં. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. નિર્જનતા અને નીરવતામાં સિંહ અને હમીરજી સામસામી ગર્જના કરતા હતા.

સિંહ જ્યાં પંઝાનો પદાઘાત કરવા જાય છે કે ચતુર હમીરજીએ જમણી તરફ છટકી તરવારનો સખત ઘા એવા જોરથી કર્યો કે આખો પંઝો લોહી લોહાણ અને સખત જખમી થયો, પણ સિંહ તેને લેશ માત્ર ન ગણકારતાં બીજો પંઝો ઉંચકી ખોડંગતો આગળ વધ્યો અને પ્રલય કાળના મેઘ પેઠે ગર્જના કરતો પંઝો ઉઠાવી પદાઘાત કરવા જાય છે કે તુરત હમીરજીએ બીજી તરફ છટકી તરવારના ઘાથી બીજા પંઝાને પણ જખમી કર્યો. તેથી સિંહ હતાશ થઇ જમીનપર પડ્યો.

હમીરજીએ અત્યંત શૌર્યમાં આવી સિંહ ઉપર ધસી જઇ એક ઝટકાથી તેને ઠાર કર્યો. આવું પ્રચંડ પરાક્રમ કરી ઉલ્લાસમાં આવી સિંહને દરવાજા પાસે લાવી શહેરની અંદર તે દાખલ થયા અને ચિંતામાં પડેલા પોતાના રાજપૂતોને મળી કહ્યું કે "દુશ્મનને ઠાર કર્યો છે, માટે હવે સુખેથી મુકામપર જઈ નિદ્રા લો."

હમીરજી પણ પોતાના સ્થળે જઈ નિદ્રાદેવીની ગોદમાં સ્વપ્નસૃષ્ટિમાં વિચરી આનંદ લેવા લાગ્યા.

---

## પ્રકરણ ૭ મું.

### અરજણજી જુનાગઢમાં.

ભીમજી ગોહેલને દુદોજી, અરજણજી, હમીરજી અને ઉમાદેવી* એટલાં ફરજંદો હતાં. દુદોજી અને અરજણજીનાં સુયોગ્ય કન્યાઓ સાથે લગ્નો થયાં હતાં. ફક્ત હમીરજી જ કુંવારા હતા. કુંવારી સ્થિતિમાં જ હમીરજી અરજણજીની આજ્ઞાથી સ્વદેશ છોડી ગયા હતા તેથી અરજણજીને પશ્ચાત્તાપનો પ્રચંડ દાવાનળ દહન કરતો હતો.

થોડા દિવસ ચારણ અરજણજી પાસે રહ્યો અને તેના આશ્વાસનથી શાંતિ રહેતી હતી પણ અત્યારે ચારણ હમીરજીની શોધ માટે ગયો હોવાથી આશ્વાસક કોઇ હતું નહિ. હમીરજીના વિરહે અરજણજીને બીલકુલ ચેન પડતું નહોતું. મોજશોખનાં સાધનો તુચ્છ લાગવા માંડ્યાં. મહાલયો શૂન્યવત્ દેખાવા લાગ્યાં. વાદ્યયંત્રો અને કલગાનો વગેરેમાં કરૂણારસ ભાસવા લાગ્યો. મિષ્ટ પદાર્થો ઝેર સમાન જણાવા લાગ્યા. વસ્ત્રાભૂષણો અંગાર સમાન અંગને બાળવા મદદ કરવા લાગ્યાં અને તે વારંવાર નીચેની કડી સંભારવા લાગ્યાઃ—

---

* માંડળીક કાવ્યમાં ઉમાદેવી દુદાજીનાં કુંવરી હતાં તેમ લખેલું છે, પણ બારોટના ચોપડે દુદાજીનાં બ્હેન લખેલાં છે. વળી કેટલીએક હકીકતપરથી પ્રતીત થાય છે કે ઉમાદેવી ભીમજી ગોહેલનાં કુંવરી હતાં અને જુનાગઢના ચૂડાસમા રા' મોકલ વેરે આપ્યાં હતાં, કારણકે ત્રિજવાળાએ અરજણજીને જ્યારે ઉમાદેવીએ અરજણજીને બન્ધુ કહેલા છે.

"સ્ત્રી પુત્ર દ્રવ્ય અને, રાજ સુખ અપાર;
તે સહુ મળે સર્વદા, બંધુ ન મળે બીજી વાર."

આમ રાત્રિ દિવસ કલ્પાંત કરતાં અરજણજી અત્યંત શોકસાગરમાં ડુબવા લાગ્યા અને સર્વ કાર્યો તજી હમીરજી, હમીરજી, રટવા લાગ્યા.

અરજણજીના આ સમાચાર જુનાગઢમાં તેમનાં ભગિની ઉમાદેવિને મળતાં ઉમાદેવિએ તમામ હકીકત રાહ મોકલસિંહને કહી કે "હમીરજી અરજણજીને છોડી પરદેશ ગએલ છે. અરજણજી તેના વિરહથી દુઃખી છે, પણ અહીં બોલાવ્યા હોય તો ઉદાસીનતા ઓછી રહે અને કોઇ કાર્યમાં નિમણુક થવાથી વ્યસાયમાં પ્રવૃત્ત રહે તેથી હમીરજીનું દુઃખ ઓછું યાદ આવે. જ્યારે હમીરજી પાછા આવશે ત્યારે ગઢાળી સુખેથી જવા રજા આપીશું."

મોકલસિંહ:—"અરજણજી જેવા શૂરા, દાતાર અને ક્ષમાવાન્ બંધુપ્રેમીને છોડી હમીરજીને પરદેશ જવું પડયું તે એક આશ્ચર્યની જ વાત છે, કારણકે સાધારણ બાબતમાં ભાઇ જેવા ભાઇને દેશવટો આપ્યો ! આવી ભૂલ અરજણજી જેવાને હાથે બને તે વિધિની વિચિત્રતા જ ગણાય અને તેના પ્રાયશ્ચિત્ત માટે જ પશ્ચાત્તાપ થાય તે પણ સ્વાભાવિક છે. મને જ્યારથી તે સમાચાર મળ્યા છે ત્યારથી જ આશ્ચર્ય થાય છે કે બન્ને ભ્રાતાઓ વચ્ચે અસ્ખલિત પ્રેમ હતો, આવો બંધુ પ્રેમ કોઇનામાં જોયો નહોતો પણ એકાએક બંનેને વિયોગ થયો. હમીરજી હજી અલ્પ વયસ્ક ગણાય. તેણે દુઃખ કે ચિંતા સ્વપ્ને જોયાં નથી. હજી તેનાં લગ્ન પણ થયાં નથી, તેમ મુસાફરી પણ કરી નથી. આવા સમયમાં તેને પરદેશમાં જઈ પોષણ માટે તાબેદારી સ્વીકારવી પડશે ત્યારે માતૃભૂમિ અને પોતાનું રાજ્ય વગેરેનું સ્મરણ થશે, ત્યારે તેને પણ પોતાની ભુલ અને સાહસનો પશ્ચાત્તાપ થયા સિવાય રહેશે નહિ."

ઉમાદેવિઃ—"સ્વામિન્! બનવા કાળે બધું બને છે અને અરજણજીની ભુલ પોતાને અત્યંત દુઃખ દે છે. અત્યારે આશ્વાસન આપે તેવું તેના પાસે વડિલ કોઈ નથી, માટે જ ચિંતામાં ને ચિંતામાં રાત્રિ દિવસ વ્યતિત કરે છે, પણ અહીં હોય તો આશ્વાસન આપી શકાય."

મોકલઃ—"તમે ચિંતા તજો. હું અરજણજીને અહીં બોલાવવાના જ વિચારમાં છું. અરજણજી અહીં આવ્યા પછી હમીરજીની શોધ કરી મારી પાસે રાખવાની તજવીજ કરીશ. આપણે હાલમાં અરજણજી જેવા શૂરા સામંતની અગત્ય છે, માટે આજે જ તેને તેડવા માણસ મોકલું છું."

રા' મોકલ કચેરીમાં આવ્યો અને વિજાજીને પાસે બોલાવી અરજણજીને બોલાવી લાવવા માટે અર્થિલામાં દુદાજી પાસે સ્વારને મોકલવા અને તુરત અરજણજીને આ તરફ મોકલે તે મતલબનો પત્ર લખવાની પણ આજ્ઞા આપી.

વિજોજીઃ—"નામદાર! હમીરજી અને અરજણજી વચ્ચે થએલો કલહ અજાયબીભરેલો છે, કેમકે આવી સાધારણ બાબતમાં બંધુ વિછોડ થાય તે ઘણું નહિ ઇચ્છવાયોગ્ય ગણાય. વિધિની આગળ કોઇનો ઉપાય નથી. આપની આજ્ઞા મુજબ આજે જ અર્થિલા તરફ સ્વાર રવાના કરીશ અને વેળાસર અરજણજી અહીં આવે તેમ કરીશ."

બે સ્વારોને તુરત જ અર્થિલા તરફ રવાના કરવામાં આવ્યા અને દુદાજીને પત્ર આપ્યો. આ વખતે દુદોજી પણ ઉદાસ ચહેરે કચેરીમાં બેઠો હતો. હમીરજીની શોધ માટે શું કરવું તે વિચાર ચાલતો હતો, ત્યાં જુનાગઢના સ્વારોએ અંદર આવવાની રજા માગવાથી કુતુહલ સહિત પાસે બોલાવ્યા. સ્વારોએ નમીને સલામ કરી અને શાહ તરફથી આવેલ પત્ર આપ્યો. તે પત્ર લઇ દુદાજીએ પાસે બેઠેલા દિવાનને આપ્યો અને દિવાન નીચે મુજબ વાંચવા લાગ્યોઃ—

" સદ્દગુણ સમ્પન્ન દુદાજી !

" આપના બન્ને બંધુએ વચ્ચે કાંઇક કલહ થવાથી હમીરજીને અરજણજીએ દેશવટો દીધેલ છે. આ કામ અરજણજીએ અઘટિત કર્યું છે, કેમકે આપના પૂજ્ય પિતાશ્રી અત્યારે હૈયાત હોય તો હમીરજીને જન્મભૂમિ છોડવા વખત આવત નહિ. વળી થોડા વાંક માટે હમીરજી જેવા બાળ વયના ઉછરતા યુવકને દેશપાર કરવો તે ઘણું જ ભુલ ભરેલું ગણાય; પણ જે થવાનું હતું તે થયું અને અરજણજીને તેનું પ્રાયશ્ચિત્ત મળી ચુકયું છે. હમીરજીની શોધ-ખોળ કરતાં મળશે પણ અરજણજીની સ્થિતિ તેમની ભુલના પરિણામે શોચનિય છે, માટે આ સ્વારો સાથે અરજણજીને સમજાવી અહીં મોકલાવશો એટલે તેના દિલને શાંતિ થશે."

રાહ મોકલસિંહના હુકમથી વિજાજી.

દુદાજીએ રાહ મોકલસિંહના પત્રને હૃદય સાથે ચાંપી પોતે ગઢાળી જવા સ્વારો સાથે પ્રયાણ કર્યું અને ગઢાળી જઇને અરજણજીને મળ્યા.

પોતાના વડિલ બંધુને જોઇ અરજણજીને અત્યંત આનંદ થયો. અદબથી ભેટી હર્ષાશ્રુથી તે કહેવા લાગ્યા કે " આપ મારાપર અનુકમ્પા કરી પધાર્યા. થોડા દિવસથી આપના તરફના શુભ સમાચાર નહિ હોવાથી મને એવી શંકા રહેતી હતી કે હમીરજી મારી ભુલના પરિણામે મને છોડીને ગયો, તેથી આપે પણ મારો ત્યાગ કર્યો. પણ હવે મને ખાત્રી થઈ કે હમીરજી પ્રત્યેના મારા ખરાબ વર્તનને ઉદાર હૃદયથી આપે માફી આપી કૃતાર્થ કર્યો છે; વડિલ બંધુ! મારા હૃદયની વેદના કોઈ રીતે શાંત પડતી નથી. પ્રતિક્ષણે હમીરજીની પ્રતિમા ચક્ષુ સમક્ષ તરી આવે છે. " જ્યાં મારૂં નામ સાંભળે ત્યાં રહીશ નહિ "

તે શબ્દ મારા હૃદયને દગ્ધ કરે છે. કોઇ પણ કાર્યમાં ચિત્ત પ્રવૃત્ત થતું નથી અને દુઃખયાનના ભોગવ્યા જ કરૂં છું." અરજણજીએ પોતાના આંતરિક દુઃખનું સ્ફોટન કર્યું.

"અરજણજી! હવે તે વાત યાદ લાવવાની નથી. તમારો હમીરજી પ્રત્યેનો અસાધારણ પ્રેમ છે તે હું સારી પેઠે જાણું છું. આમ કલેશયુક્ત રહેશો તેથી માનસિક વ્યથા વૃદ્ધિંગત થશે. તેની અસર મગજ ઉપર થઇ શરીરને હાની પહોંચાડશે, માટે શોચ કરવો નકામો છે. તમારી દીલગીરીના સમાચાર જુનાગઢમાં પહોંચી ગયા છે, તેથી ત્યાં બોલાવી લાવવા સ્વારોને મોકલ્યા છે. મારા પર ભલામણ છે, તેથી હું તમને જુનાગઢ જવા માટે કહેવા આવ્યો છું. તમો થોડા દિવસ જુનાગઢમાં રહેશો એટલે તમામ રીતે શાંતિ થશે. શોધ કરાવતાં થોડા દિવસમાં જ હમીરજીને મેળવી લઈ પછી આનંદથી બંને બંધુઓ અહીં રહેશો, પણ હાલ તો જુનાગઢ થોડા દિવસ જવું જ જોઇએ." દુદાજીએ પોતાના આવવાના આશય સાથે સુચન કર્યું.

"વડીલ બંધુ! હું આપની આજ્ઞાને શિરસાવંઘ ગણું છું, કેમકે વડિલોની આજ્ઞા પાળવી તે આપણ રાજપૂતોની પ્રાચીન પ્રણાલિકાજ છે. હમીરજીએ પણ એ ધર્મનું અવલંબન કરી મારી આજ્ઞા પાળવા માટે જન્મભૂમિ કુટુંબ વગેરે છોડી પરદેશ પ્રયાણ કર્યું, તો મારે પણ આપની આજ્ઞાનુસાર વર્તવું જ જોઇએ." અરજણજીએ શિષ્ટાચારથી જુનાગઢ જવાની તત્પરતા દાખવી.

દુદોજી અને સ્વારો થોડા દિવસ ગઢાળીમાં રહ્યા અને અરજણજીને જુનાગઢ તરફ રવાના કરી દુદોજી અર્થિલા ગયા અને અરજણજી મજલ દરમજલ કરતાં જુનાગઢ પહોંચ્યા અને આનંદસક રાહને ભેટ્યા.

"અરજણજી! હવે જ્યાંસુધી હમીરજી આવે નહિ, ત્યાંસુધી

ગઢાળી જવું જ નથી. માટે સુખેથી અહીં રહો. તમારા જેવા શૂરવીરની અહીં જરૂર છે. હું તમારી સેનાનાયક તરિકે નીમણુક કરૂં છું. સેનાપતિનું કાર્ય હવેથી તમારે શિર છે. જ્યારથી તમને તેડાવવાનો વિચાર કર્યો ત્યારથીજ તમારી નીમણુક કરી રાખી છે અને તમારા જેવા રાજપૂતને વફાદાર રહેવા વિશે ઉપદેશની પણ જરૂર નથી. હમીરજી જ્યાંસુધી ન મળી આવે ત્યાંસુધી જાગીર તરફ જવાનું માંડી જ વાળજો કેમકે ત્યાં એકલા તમને રહેવા દેવા દુરસ્ત નથી." રા' મોકલસિંહે કાર્યનિયુક્તિ સાથે રહેવાની હદ સુચવીને કહ્યું.

"નામદાર! આપે મારાપર અનુકમ્પા કરી સેનાનાયકની પદવી પ્રદાન કરી ઋણી બનાવ્યો છે. રાજભક્તિ યાને વફાદારી રાખવી તે રાજપૂતોનો પરમ ધર્મ છે. રાજપૂત કોઇ વખત બેવફા થતો નથી. સ્વામિધર્મ એ રાજપૂતોનો મૂળ મંત્ર છે. જે રાજપૂત રાજભક્તિને પરહરી બેવફા થાય છે, તે રાજપૂત નામ ધારણ કરવાને યોગ્ય નથી, બલકે તેને રાજપૂત કહેવો કે કેમ? તેનામાં શુદ્ધતા હશે કે કેમ? એવી શંકા અસ્થાને નથી જ."

"રાજપૂત ધર્મ એવો કઠીન છે કે તેનું પાલન કરતાં પ્રાણની પણ દરકાર રાખવાની નથી. જે રાજપૂત પોતાની રાજભક્તિ ટકાવી રાખી શત્રુ સમ્મુખ લડી પ્રાણ અર્પે છે, તેનાં બધાં પાપોનો ક્ષય થાય છે. પણ રાજભક્તિને પરહરી બેવફા થઈ શત્રુને પીઠ બતાવી પલાયન કરે છે તેનાં સઘળાં પુણ્યોનો ક્ષય થાય છે. જ્યારે પ્રાણાર્પણ કરનાર સ્વર્ગમાં રહી અનંત વર્ષ સુધી આનંદ સુખ ભોગવે છે, ત્યારે પલાયન કરનાર અનંત વર્ષ સુધી નર્કયાતના ભોગવે છે. રાજપૂતોના જીવન કરતાં મરણમાં જ બધું સમાએલું છે. જીવવું તે દરેક પ્રાણી ઇચ્છે છે અને જીવન ચાહે છે, ત્યારે રાજપૂત મરણને વધુ પ્રિય ગણે છે. જે દાંડ

તેની મહત્તા છે, ગૌરવ છે, તે મરણમાં જ છે. જે વખતે તે યુદ્ધ પ્રયાણ કરે છે ત્યારે તેને બીલકુલ ગ્લાનિ થતી નથી. ઉલટી રીતે દ્વિગુણિત આનંદ થાય છે તેનું કારણ ત્યાગ વૃત્તિ જ છે. યોગીઓ લાંબા સમય સુધી યોગ કરી જે ત્યાગ વૃત્તિ નથી મેળવી શકતા, તે ત્યાગ વૃત્તિ રાજપૂત લડવાનું નામ સાંભળતાં જ પ્રાપ્ત કરે છે. યુદ્ધ પ્રયાણ વખતે સ્ત્રી, પુત્ર, ધન, રાજસુખ કાંઇ પણ યાદ આવતું નથી. ફક્ત સ્વર્ગની સુંદરીઓ જ યાદ આવે છે અને તે મેળવવા માટે તે આતુર થાય છે. શત્રુ સમ્મુખ રહી મરવું રાજપૂતો ધર્મ્ય સ્હમજે છે, તેથી જ તેઓ પોતાનું ગૌરવ ટકાવી શક્યા છે અને તે બધાનું મૂળ તેનામાં રહેલી અને ઓત પ્રોત થએલી રાજભક્તિ જ છે. માટે રાજપૂત કોઇ દિવસ સ્વામિભક્તિને છોડશે નહિ અને આપનાં આ ચરણોની સેવા ચુકશે નહિ." અરજણજીએ રાજપૂતની રાજભક્તિના વર્ણન સાથે પોતાની પ્રતિજ્ઞા પણ કહી સંભળાવી.

"તમારા જેવા રાજપૂત ધર્મજ્ઞને ઉપદેશ કરવો જ પડે તેમ નથી, કેમકે તમારા કુળનું ગૌરવ કાંઇ ઓછું નથી. શાલિવાહન જેવા શક પ્રવર્તક તમારાજ કુળમાં થયા છે માટે તેના વંશજ તમે હોઇ તમારી રાજભક્તિ વિષે શક રાખવાનો જ નથી." રાહ મોકલસિંહે વળતા જવાબમાં કહ્યું.

અરજણજીને રાહે આશ્વાસન આપ્યું અને અરજણજી પોતાને સુપ્રત કરેલ કાર્યમાં પ્રવૃત્ત થયા.

બીજે દિવસે તમામ સૈનિકોને કવાયત કરી બતાવવાનો હુકમ હોવાથી નવા સૈન્યાધિપતિ સન્મુખ પોતપોતાની ચાલાકી બતાવવા સૌ હાજર થયા. અરજણજી પણ તેજસ્વી ઘોડાપર ચઢી લશ્કરી પોશાક પહેરી હાજર થયા.

પ્રથમ પેદલ ટુકડીની તપાસ કરવામાં આવી, તેમાં પટ્ટા વગેરે

થયા બાદ જુદી જુદી પરીક્ષા થઇ. ઘોડેસ્વાર ટુકડીની જુદી પરીક્ષા કરી. તમામ લશ્કર એકત્ર કરી જુદા જુદી રીતે વ્યૂહ રચના કરી. આ બધું જોઇ તેમને આનંદ થયો કેમકે સૈનિકો પ્રથમથીજ કેળવાયલા હતા, તેથી પોતાને વધુ તકલીફ પડશે નહિ એમ તેમણે જોયું. થોડી ઘણી વ્યૂહ રચના જ શિખવાડવાની આવશકયતા તેમને જણાઇ, તેથી પોતાની નીચેના અમલદારોને તે વિષે માહિતી આપી પોતાના મકાન પર આવ્યા.

અરજણજીને હમીરજી યાદ ન આવે અને એકાંત સેવન ન કરે તેના માટે રાહે એવી યોજના કરી કે દરેક અધિકારીએ અરજણજીની મુલાકાતે જવું અને તેમનું મન સ્થિર થાય ત્યાંસુધી જમવાનું પણ પોતા સાથે રાખ્યું. તેથી અરજણજીને હમીરજી સંબંધે વિચાર કરવાનો આવકાશ મળતો જ નહોતો, તેમ પોતે કાર્યદક્ષ હોવાથી સૈનિકોની કવાયત કરાવવા અવનવા હુકમો કાઢવા વગેરે કાર્ય કરવાનું હતું અને તે કાર્યમાંથી પરવારી મકાન પર આવતા ત્યારે ઘણા પુરૂષો બેસવા એકત્ર થતા. તેઓ વિવિધ પ્રકારે વિનોદાત્મક વાર્તાલાપ કરતા હોવાથી હમીરજી વિષેના વિચારો સ્ફુરવાનો આવકાશ રહેતોજ નહિ.

આમ દિનપ્રતિદિન આનંદમાં રહેવાથી તેમને હમીરજીની સ્મૃતિ ઓછી થતી ગઇ અને આનંદમગ્ન રહેવાથી શરીર પ્રફુલ્લ રહેવા લાગ્યું. આથી રાહ મોકલસિંહને પણ આનંદ થયો. અરજણજી જેવા રણકુશળ અને શૂરા સૈન્યાધિપતિની પ્રાપ્તિથી તેને વિશેષ આનંદ થયો. પણ વિધિની ગતિ વિચિત્ર છે ! આનંદ કોઇનો કાયમ રહ્યો નથી ! તે આપણે આગળ જતાં જોઇશું.

---

## પ્રકરણ ૮ મું.

### રાહની સાથે ગોહિલોનો સંબંધ.

હવે આપણે ગોહિલો વિષે જાણવા તજવીજ કરીએ.

શકપ્રવર્તક **શાલિવાહન** પછી સંવત ૧૩૫ માં હંસરાજજી ઉર્ફે જસનાગે પૈઠણ છોડી દક્ષિણમાંથી મારવાડમાં આવી ભાલોતરાની પશ્ચિમે દશ માઈલ ઉપર લુણી નદીને કિનારે ખેરવા નામના ભીલને મારી ખેરગઢ વસાવી પોતાની રાજધાની સ્થાપી.

તેમની કેટલીએક પેઢીએ ઝાંઝરસીંહ થયા. તેમને ત્યાં સેજકજી વગેરે સાત કુંવરો થયા. સેજકજીનાં લગ્ન ડાભી નામની રાજપૂત શાખાના સરદાર મૂળદેવનાં દીકરી સાથે કર્યાં હતાં. ડાભી અને ગોહિલો થોડી પેઢીથી લગ્ન સંબંધથી જોડાતા આવતા હતા. ડાભી શૂરવીર સાહસિક અને યુદ્ધ કુશળ હતા. વળી રાજકર્તાને પોતાની દીકરી આપવાથી તેઓ સારૂં માન પામતા હતા. રાજ્ય તરફથી તેમણે સારી જાગીર પ્રાપ્ત કરી હતી.

મૂળદેવ ડાભી લોભી પ્રકૃતિનો હતો. તેને રાજ્યલોભ લાગુ પડયો હતો. તેમાં જયચંદ્ર પંગુરનો પૌત્ર કે જે સીયોજી કોલુમંદના સોલંકી રાજાની નોકરીમાં હતો, તેણે ઘણાં રાજ્યો જિત્યા હતાં અને ખેરગઢ જિતવા તે ઘણો ઉત્સુક હતો, પણ ડાભી સરદારોને લીધે કાંઇ કરી શકતો ન હોવાથી પોતાના કુંવર અસ્તાજી ઉર્ફે અમરસ્તાજીને મોકલી મૂળદેવ ડાભીને પોતાના પક્ષમાં મેળવવા પ્રયત્ન કરવાનો વિચાર કરી તેને મૂળદેવ ડાભી પાસે મોકલ્યો.

અસ્તોજી ચાલાક અને વાક્પટુ હતો. તેણે આવી કહ્યું કે તમો આવા પરાક્રમી છો છતાં ગોહિલના તાબે રહો છો તે ખોટું છે. મારે

ગોહિલોને હાંકી કાઢી ખેરગઢનું રાજ્ય કરો, અને મારા પિતાશ્રીનો ઉદ્દેશ પણ એવો છે કે તમને બનતી મદદ આપી તમારા સાથે મૈત્રી કરવી, માટે તમને જોઇતી મદદ અમારા તરફથી મળશે.

આમ ઉશ્કેરવાથી મૂળદેવ ડાભીને રાજ્ય પ્રાપ્ત કરવાની આકાંક્ષા ઉદ્ભવી અને દુષ્ટ લાલસાથી પોતાની દીકરીને વૈધવ્ય આપી જમાઈ ભાણેજ વગેરેના જાન લેવા નીમકહરામ ડાભી તૈયાર થયો પોતાનો વિચાર પોતાના સૈનિકોને કહી તેમને તેણે પોતાના મતમાં મેળવી લીધા. તમામ ડાભીઓ પોતાના નેતાને મળતા થયા, પણ જાહેર લડાઇથી પહોંચી શકાય તેમ ન હોવાથી તેણે દગો કરવાનો ગુપ્ત સંકેત રચ્યો; પણ સદ્‌ભાગ્યે સેજકજીનાં ધર્મપત્ની અને મૂળદેવ ડાભીનાં પુત્રી પોતાને પીયર આવ્યાં હતાં, તેથી તે આ ગુપ્ત સંકેતથી વાકેફ થયાં હતાં. પોતાની પુત્રી પોતાની વાત ગુપ્ત રાખશે એમ ધારી મૂળદેવ ડાભી વગેરે તેનાથી બેદરકાર રહ્યા, પણ પતિ એ જ પોતાનું સર્વસ્વ માનનારી, પતિને સુખે સુખી દુઃખે દુઃખી થનારી, સતી શિરોમણીને પોતાનું સૌભાગ્ય પ્રિય હોય તેમાં આશ્ચર્ય ગણાય નહિ. સૌભાગ્યને ભોગે તે પિતૃપક્ષે રહે તે પણ બને જ નહિ.

સેજકજીનાં ધર્મપત્નીએ આ બધી હકીકત છુપાવી પોતાના પિતાને વ્હેમ ન જાય તેમ વર્તન રાખી ખેરગઢ જવાની પોતાની ઇચ્છા બતાવી અને મૂળદેવ ડાભીને સ્હમજાવી ખેરગઢ જવા નીકળ્યાં અને વિચારવા લાગ્યાં કે, "અહા ! લોભ મનુષ્યનું મનુષ્યત્વ છોડાવે છે. લોભ ઘણોજ ક્રૂર છે. મે સાંભળ્યું છે કેઃ–

लोभः सदा विचिन्त्यो लुब्धेभ्यः सर्वतो भयं दृष्टम् ।
कार्याकार्यविचारो लोभविमूढस्य नास्त्येव ॥

"લોભ સદા ચિંતા કરવા યોગ્ય છે; લોભીઓ તરફથી ચોતરફ ભય દેખાય છે. શું કરવું યોગ્ય છે અને શું નહિ, તેનો વિચાર લોભથી

મૂઢ થએલાને હોતો નથી. માટે જ મારા પિતા ભ્રાતા વગેરેને રાજ્ય લોભની તીવ્રેચ્છા ઉત્પન્ન થઇ છે, માટે જ મારા સુખ–દુઃખનો જરા વિચાર કર્યા વિના ઘૃણિત કાર્ય કરવાને તે તત્પર થયા છે. રાજપૂતો પ્રાચીન કાળથી સ્વામિભક્તિ પ્રાણાર્પણે સાચવી રાખતા આવ્યા છે, તેઓ તેને તીલાંજલિ આપી કલંકિત કાર્ય કરવા પ્રેરાયા ! હાય ! આવા બેવફા પિતાને ત્યાં જન્મ પામી કુલાંગાર પિતાની પુત્રી કહેવરાવવા કરતાં હું જન્મી જ ન હોત તો ઉત્તમ હતું. જે પિતાના પુત્રીના સૌભાગ્યનો નાશ કરે તે પિતા જ શાનો ? પિતાના રૂપમાં કટ્ટા દુશ્મન પ્રત્યે હવે વ્હાલ શું ? પ્યારા પતિ દેવ અને પુત્રોનો નાશ થાય ત્યારે આ જગતમાં બીજું શું રહ્યું ? અરે ! વિધાતા ! અમારા માથે શું થવા બેઠું છે ? આ વાતથી મારા ભોળા પતિદેવ અજ્ઞાત છે. હજી તેઓ મારા પિતાને વફાદાર જ માને છે. પણ વફાદારીમાં સર્વસ્વ નાશ પામશે તે તે ક્યાંથી જાણે ? પણ હું જઈ બધી વાત નિવેદન કરીશ. પતિના શ્રેયમાંજ મારૂં શ્રેય છે કેમકે શાસ્ત્રો પણ તેમ કહે છે કે જે સ્ત્રી પતિવ્રતા અને પતિપ્રાણા થઇ સર્વદા આનંદથી સ્વામિની સેવા–સુશ્રૂષા કરે છે તેજ ધર્મ ભાગિની થાય છે. આ લોકમાં સ્ત્રીઓનો નિરંતરનો ધર્મ એ છે કે પ્રાણ તજવો પડે તો તજીને પણ સ્વામિના હિતમાં તત્પર રહેવું. સાધ્વી સ્ત્રીએ પાણી ગ્રહણ કરનાર જે પોતાનો પતિ તેનું જીવે ત્યાંસુધી અને મરણ પછી પણ પતિના લોકને પામવાને ઇચ્છતી સ્ત્રીએ કિંચિંત્ પણ અપ્રિય કરવું નહિ. વળી સતી સ્ત્રીનો મૂળ ધર્મ એજ છે કે સદા સર્વદા પતિનું હિત કરવું જ જોઇએ. લગ્ન પ્રસંગે પ્રતિજ્ઞાઓમાં પણ એજ પ્રતિજ્ઞા કરાય છે, તેથી પતિના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ વગેરે સર્વમાં ભાગ લેવો એજ પરમ ધર્મ છે.”

આમ વિચાર કરતાં તે ખેરગઢ પહોંચ્યાં અને પોતાના પતિદેવ

સેજકજીને બોલાવી મૂળદેવ ડાભીની બેવફાઇ અને તેણે કરેલ ગુપ્ત સંકેતથી વાકેફ કર્યા. આ વાત સાંભળી સેજકજીને આશ્ચર્ય થયું. સમય સૂચકતા રાખવા પોતાના શૂરવીરોને એકત્ર કરી તેમણે સૌને ડાભીઓની કપટ જાળથી વાકેફ કર્યા, અને જ્યારે ડાભી તરફથી જમવાનું આમંત્રણ થયું ત્યારે પોતાના લશ્કરને શસ્ત્રથી સજ્જિત કરી સાથે લેતા ગયા. ડાભીઓ પણ લડવાની ઉત્કંઠાથી શસ્ત્રબદ્ધ તૈયાર હતા, પણ લડવાની વાત છુપાવી સેજકજીને ઘણા માન પાનથી પોતાને ઘેર તેડી ગયા અને જમવાની વખતે ગોહિલોએ હથિઆર વેગળાં મૂકયા નહોતાં, તેમ ડાભીઓએ પણ હથિઆર છોડ્યાં નહોતાં. ગોહિલો અને ડાભી હથિઆર સહિત જમવા બેઠા.

ડાભીઓનો સંકેત પ્રથમથીજ સેજકજી જાણી ગયા હોવાથી તેમણે પણ સંકેત કરી રાખ્યો હતો. જ્યારે મૂળદેવ ડાભીએ પોતાનો જમણો હાથ ઉચો કર્યો કે તુરતજ સેજકજીએ પણ જમણો હાથ ઉચો કર્યો. તેથી જમવાનું છોડી બંને તરફના યોદ્ધાઓ એક બીજાના પ્રાણ લેવા માટે પોતાની તરવારો ચલાવી ભયંકર ખુનરેજી કરવા લાગ્યા. શૂરવીર સેજકજીએ સિંહની પેઠે ગર્જના કરી પોતાના સાળા માનસિંહના હૃદયમાં કટાર ભોકી તેને ઠાર કર્યો. બીજા સૈનિકોએ ડાભીઓના પ્રાણ લેવામાં કચાશ રાખી નહિ.

સેજકજી ડાભીઓને પરાસ્ત કરી ખેરગઢ તરફ આવ્યા અને પોતાની ધર્મપત્નીને વ્હાલથી ભેટી ધન્યવાદ આપવા લાગ્યા અને કહ્યું કે "પ્રિયા! ડાભી રૂપી કુલાંગારોમાં તારા જેવી સાધ્વી અને પતિપરાયણા સ્ત્રીનો જન્મ તે ખરેખર આશ્ચર્યજનક બીના છે." એમ કહી પ્રસન્ન થઈ કચેરીમાં ગયા.

ગોહિલો અને ડાભી વચ્ચે કલહ ઉપસ્થિત થવાથી, લડાઇમાં

એક બીજાના ઘણા માણસો માર્યા ગયાથી બંને નિર્બળ થયા. તેથી કોલુમંદથી રાઠોડ સીયોજી લશ્કર સાથે ચડી આવ્યો. ખેરગઢ પોતાના તાબે કરવાના ઇરાદાથી તેણે ભયંકર લડાઈ કરી. ગોહિલો ગણ્યા ગાંઠ્યા અને રાઠોડો પ્રબળ હતા તેથી ગોહિલો ટકી શક્યા નહિ.

ખેરગઢમાં હવે રાજ્ય કરી શકાશે નહિ, તેમ વિચાર કરી અવશેષ રહેલા માણસો અને શાહ સાજપાળ અમીપાળ કારભારી તથા અંબારામ ઉર્ફે ગંગારામ વલ્લભરામ કુળગોરને સાથે લઇ મોરલીધરની મૂર્તિ[1] અને ક્ષેત્રપાળનું ત્રિશુળ રથમાં મૂકી રથ આગળ કરી ખેરગઢ[2] તજી ગોહીલોએ સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કર્યું. સેજકજી મોરલીધરજીના પરમ ભક્ત હોવાથી નિશ્ચય કર્યો કે મોરલીધરજી જ્યાં ગીરાસ આપે ત્યાં જ જવું. આવી દૃઢ ભક્તિ જોઇ મોરલીધરે સ્વપ્નામાં કહ્યું કે જ્યાં મારા રથનું પૈડું નીકળી પડે ત્યાં જ તમોને ગીરાસ મળશે માટે તે સ્થળે જ નિવાસ કરજો.

પોતાના ઇષ્ટ દેવ ઉપર સમ્પૂર્ણ શ્રદ્ધા રાખી મજલ દરમજલ કરતાં ઇ. સ. ૧૨૬૦ માં પંચાળ પ્રગણામાં આવેલ શાહપુર ગામને પાદર આવતાં મોરલીધરજીના રથનું જમણી બાજુનું પૈડું નીકળી ગયું, તેથી સેજકજી ઘણા હર્ષિત થયા. હવે અહીં ગીરાસ મળશે એવી આશાએ શાહપુર બહાર મુકામ કર્યો અને છાવણી નાંખી.

શાહપુર જુનાગઢના તાબામાં હતું અને તે વખતે ચૂડાસમો

---

૧ આ મોરલીધરજીની તે જ મૂર્તિ હાલમાં વળાથી નૈઋત્ય કોણમાં આવેલ પચ્છેગામમાં છે અને ત્યાંના ગોહિલો હજી મોરલીધરજીની ઉપાસના કરે છે. ૨ ખેરગઢને "કાઠીઆવાડ સર્વ સંગ્રહ" માં ક્ષીરઘર કહેલ છે, પણ બીજે ઘણે સ્થળે ખેરગઢ એવો ઉલ્લેખ મળી આવે છે. બારોટના ચોપડે પણ ખેરગઢ છે તેથી એ નામનો પ્રયોગ કર્યો છે.

રાજા રાહ કવાટ ઉર્ફે મહિપાળ ગાદીએ હતો. ખેંગાર ( બીજો ) યુવરાજ પદપર હતો. સેજકજી પોતાના કારભારી શાહ રાજપાળને જુનાગઢ સાથે લઈ કેટલીએક ભેટ સાથે રાહની કચેરીમાં દાખલ થયા. રાહ કવાટે સેજકજીને ઘણું માન આપ્યું અને આવવાનું કારણ પૂછયું એટલે સેજકજીએ ડાભી અને રાઠોડો સાથેના વિગ્રહની વાત અથેતિ કહી સંભળાવી. આ હકીકત સાંભળી રાહ કવાટે આશ્વાસન આપ્યું કે ' તમો જેવા શૂર પુરૂષને સ્હેલથી આશ્રય મળી શકે જ. હું તમોને શાહપુરના બાર ગામ બક્ષીસ આપું છું અને તેના બદલામાં ચોર લૂંટારાઓથી જુનાગઢની પ્રજાનું તમારે રક્ષણ કરવું. એવા લોકોનો ઉપદ્રવ ઘણો જ છે અને તમે તેઓનો નાશ કરી શકશો. વળી આપ જેવા બુદ્ધિમાન નર મને સલ્લાહકાર તરીકે ઘણા ઉપયોગી થશો માટે અહીં જ રહો. " એમ કહી પટો કરી આપ્યો અને બે દિવસ રોકયા.

યુંવરાજ ખેંગાર કેટલાએક માણસો સાથે શિકાર કરવા ગયો હતો, તે શાહપુર નજીક આવ્યો. ત્યાં એક સસલું તેની દૃષ્ટિએ પડયું અને તેની પાછળ ઘોડો દોડાવ્યો. સસલો ત્વરાથી આગળ દોડતો હતો. તેને છુપાવાની જગો ક્યાંઈ ન હોવાથી ગામ નજીક ગોહિલોની છાવણી હતી તેમાં તેણે પ્રવેશ કર્યો અને મોરલીધરજીને એક તંબુમાં પધરાવવામાં આવ્યા હતા તેના બાજઠ નીચે છુપાઇ ગયો. આમ મનુષ્ય સમૂહમાં સસલો આવ્યો જોઇ સૌ ઘણા ચકિત થઇ ગયા હતા. તેવામાં યુવરાજ ખેંગારે ઘોડેસ્વાર થઇ છાવણી બહાર ઊભા રહી કહેવરાવ્યું કે છાવણીના નેતાને કહો કે અમારો શિકાર તમારી છાવણીમાં છે તેને શોધી અમને સ્વાધીન કરો, નહિતો છાવણી ઉઠાવી ચાલ્યા જાઓ. સેજકજીના કનિષ્ટ બંધુ હનુજી સન્મુખ આવી કહેવા લાગ્યા કે "તે શિકાર હવે તમને મળશે નહિ કેમકે રાજપૂતો શરણે આવેલાને કોઇને સોંપતા જ

નથી. શરણાગતનું રક્ષણ કરવામાં રાજપૂતો તમામનો ભોગ આપે છે, પણ પોતાનો ધર્મ છોડી શરણાગતને પાછો સોંપતા નથી. સસલો અમારે શરણે આવ્યો છે. અમો અમારા કુળની રીતિને અનુસરી તેને શરણે રાખ્યો છે. અમારા વડવા અભિમન્યુએ ડાંગવ રાજાને શરણે રાખ્યો હતો, તેના માટે દ્વારિકાધીશ શ્રી કૃષ્ણ સાથે પાંડવોને વિગ્રહમાં ઉતરવું પડયું હતું. આ સસલો અમારે શરણે નહિ પણ અમારા ઇષ્ટ દેવ મોરલીધરજીને શરણે આવ્યો છે, તેથી પણ અમો કોઇ રીતે પાછો આપવાના નથી. કહો તો અમારા માણસો મોકલી જંગલમાંથી બીજો શિકાર આણી આપીએ."

હનુજીનાં આવાં વચનો સાંભળી આસપાસના ખુશામતીયાએ ખેંગાર કુમારને ઉશ્કેર્યો. "જુઓ કુમાર! તેઓ આપણી સરહદમાં ઉતર્યા છે અને આપ યુવરાજ છો છતાં આપની આજ્ઞા માનતા નથી માટે બળાત્કારે તેમની છાવણીમાંથી આપણે આપણો શિકાર લેવો જોઇએ." કુમાર ઉશ્કેરાઇ ગયો અને પોતાના માણસોને હુકમ કર્યો કે છાવણીમાં જઇ શિકાર લઇ આવો અને અટકાવે તો લડાઇ કરો. હનુજી તથા બીજા રાજપૂતો આ સાંભળી લડવા તૈયાર થયા અને બંને વચ્ચે યુદ્ધ થયું, તેમાં ખેંગારનાં મનુષ્યો માર્યા ગયાં અને ખેંગાર પકડાઇ ગયો. ખેંગારને ઘણા જ માનપાનથી છાવણીમાં રાખવામાં આવ્યો અને બે માણસો નાસી ગયા હતા તેમણે જુનાગઢ જઇ ખબર આપ્યા કે મારવાડથી શાહપુરમાં આવેલા ગોહિલોએ આપણા માણસો અને કુમારને મારી નાંખ્યા છે."

આ સમાચાર આવ્યા તે વખતે સેજકજી કચેરીમાં હાજર હતા. તે ઘણા શોકાતુર થયા અને વિચારવા લાગ્યા કે જે રાજ્યના આશ્રયે રહેવું છે તેની સાથે જ હવે દુશ્મનાવટ થઇ, માટે અહીં રહેવાશે નહિ. આમ

વિચાર કરી ઊભા થઈ પોતાની પાસેનો પટ્ટો તેમણે રાહ કવાટને પાછો આપ્યો. તેથી કવાટે આશ્ચર્ય સહ પૂછ્યું કે "સેજકજી! તમે પટ્ટો શા કારણથી પાછો આપો છો?"

સેજકજીઃ—"આપ નામદારના યુવરાજ કુમારને મારા અજ્ઞાન માણસોએ મારી નાંખ્યાનું અત્યારે સાંભળવામાં આવ્યું છે. મારા માણસો યુવરાજને ઓળખતા નહોતા; તેથી જ આમ બનવા પામ્યું છે, પણ હવે અહીં અમારાથી રહી શકાશે નહિ, માટે રજા આપો એટલે બીજે સ્થળે જઈ અમે રહીશું."

કવાટઃ—"હજી તો કુંવર જીવતા છે કે મરાયા છે તેની ચોક્કસ ખબર નથી; તેમ છતાં કુંવર મરાયા હશે તેથી પણ શું થયું? શરણાગતનું રક્ષણ કરવા મારા કુંવરને માર્યો હશે તો ભલે; તમે તમારો ધર્મ સાચવ્યો છે. તેમ તમે મારે શરણે છો તો તમને જવા શી રીતે દઉં? વળી હવે જે પુત્ર થશે તેનું નામ ખેંગાર પાડીશ પણ તમારા જેવા શૂરવીરને જવા દઈશ નહિ. હજી આ વાત સાચી હોય તેમ હું માનતો નથી. તમો જઈ તપાસ કરો અને પટ્ટો તમારી પાસે રાખો."

આમ સેજકજીને સમજાવવાથી તે પટ્ટો લઈ પોતાની છાવણી તરફ આવ્યા અને કુંવરને જીવતો જોઈ આનંદ પામ્યા. આ ખબર કવાટને આપતાં કવાટ પણ ત્યાં આવ્યો અને સેજકજીના આગ્રહથી તેમનાં કુંવરી વાલમ કુંવરીબાનાં ખેંગાર સાથે લગ્ન કર્યાં; તેથી રાહની સાથે ગોહિલોનો સંબંધ જોડાયો. સેજકજીની પાંચમી પેઢીએ દુદોજી, અરજણજી અને આપણી વાર્તાનો નાયક હમીરજી થયા.



## પ્રકરણ ૯ મું.

### અરજણજીનું યુદ્ધ.

અરજણજી જુનાગઢમાં રહી આનંદ કરે છે. હમીરજીનો વિયોગ ઓછો થયો હતો પણ તદ્દન વિસારે પડ્યો નહોતો. ચારણ ગયો છે તે હમીરજીની શોધ લાવશે એ વિચારે તેમને આશ્વાસન આપ્યું હતું.

અરજણજીની કાર્યદક્ષતા અને વીરોત્સાહથી જુનાગઢનું લશ્કર અત્યંત શૌર્યવાન થએલું હોવાથી રાહ મોકલને પણ એક વખત મુકા-બલો કરવાની ઇચ્છા હતી. તેવો વખત શોધવાની તક તે જોતા હતા. વિજોવાજો કે મોકલસિંહનો સાળો થતો હતો તે પણ મહાન્ શૂરવીર હતો. આમ અરજણજી અને વિજોજી જેવા શૂરવીરોની પ્રાપ્તિ થએલી હોવાથી મોકલસિંહ પોતાને સમર્થ માનતો હતો. તેથી બાદશાહને ખં-ડણી આપવાનું તેણે બંધ કર્યું.

જુનાગઢની ખંડણી આવેલી નહિ હોવાથી શમસુદ્દિન ખંડણી લેવા આવ્યો અને જુનાગઢ નજીક છાવણી નાંખી ખંડણી આપવા કહે-ણ મોકલ્યું; પણ મોકલસિંહને પોતાના લશ્કર ઉપર વિશ્વાસ હતો, તેથી મોકલસિંહે કહેવરાવ્યું કે, જુનાગઢ સ્વતંત્ર છે, તે કોઇને ખંડણી આપ-શે નહિ. તમો શશશૃંગવત્ વૃથા આશા રાખી આવ્યા છો માટે જેમ આવ્યા તેમ ચાલ્યા જાઓ.

આવા જવાબથી શમસુદ્દિન ક્રોધે ભરાયો અને લડાઇ કરવાનો નિશ્ચય કરી તેણે લડાઇનું કહેણ મોકલ્યું. આથી રાહ મોકલસિંહને અત્યંત હર્ષ થયો અને પોતાના સરદારોને એકત્ર કરી મંત્રણા કરવા લાગ્યો. શમ-સુદ્દિનની સાથે કેવી રીતે યુદ્ધ કરવું તેવો પ્રશ્ન સર્વની સમક્ષ પૂછવામાં આવ્યો.

વિજોજી:—"મહારાજા! આપણું લશ્કર શૂરવીર અરજણજીની તાલિમથી અત્યંત શૂરવીર થયું છે. તેમની વ્યૂહરચના અભેદ્ય છે, માટે નિઃસંશય આપણી ફત્તેહ જ છે. માટે અરજણજીને અનુકુળ પડે તેવી જ રીતે યુદ્ધ કરવું. તેમાં અરજણજીની સલાહ પ્રમાણે ચાલવું છે."

અરજણજી ઊભા થઈ કહે કેઃ—"નામદાર! આપ અને વિજોજી મને જે માન આપો છો તે મારા જેવાને અયોગ્ય ગણાય, કેમકે લડાઇ કરવી તેમાં જિત હારનો પ્રશ્ન મહાન્ ગણાય છે. દુશ્મનો અહિંસુધી આવે તે પુરતી તૈયારીમાં જ હોય. આપ મને અનુકુળ પડે તેવી રીતે લડવાનું પસંદ કરો છો, પણ આ પ્રશ્નનો નિવેડો બહુમતીથી થવો જોઇએ. માટે આપણા સર્વ સામંતોની અનુમતિ પ્રમાણે લડવું યોગ્ય છે."

વિજોજી:—"આપ જેવા રણકુશળ સૈન્યાધિપતિને અનુકુળ પડે તેમજ કરવું યોગ્ય છે. આપણી જિત કે હાર તમારા ઉપર જ છે માટે તમારે કેવી રીતે લડવું તેનો નિર્ણય તમારે જ કરવાનો છે, તેથી જ તમારા પર એ વાત નાંખવામાં આવી છે."

અરજણજી:—"મારો વિચાર તો ખુલ્લા મેદાનમાં લડવાનો છે, કારણકે આપણા લશ્કરીઓ હાથોહાથની લડાઇમાં કુશળ થયા છે. તેથી જ હું આશા રાખું છું કે હાથોહાથની લડાઇમાં સ્હેલાઇથી વિજય મેળવી શકીશું."

રાહ મોકલઃ—"તમારી એવી જ ધારણા હોય તો તેમ કરો, પણ પ્રથમ કિલ્લામાં રહી યુદ્ધ કરી પછી સન્મુખ જવાથી સરલતા પડે; તોપણ તમને સન્મુખ જવાનું અનુકુળ હોય તો તેમ કરો."

અરજણજી:—"કિલ્લામાં ભરાઇ રહેવાથી પ્રજાની હાડમારી થશે. વળી લડાઇ ઘણા દિવસ પહોંચશે, માટે જ સન્મુખ જવાનો મારો વિચાર

છે; કેમકે સન્મુખ લડી ફત્તેહ મેળવવાની ખાત્રી છે, તો તેમજ કરવું મને યોગ્ય જણાય છે.”

રાહ:—“ભલે, તમારો એવો જ વિચાર હોય તો તેમ કરો. અમો તમારા વિચારની આડે આવતા નથી. માટે જેમ બને તેમ ઉતાવળે કુચ કરી, દુશ્મનને હરાવી–ફત્તેહ કરી વેળાસર આવો.”

અરજણજીને પોતાના વિચાર પ્રમાણે આજ્ઞા મળવાથી અત્યંત હર્ષ થયો અને પોતાના લશ્કરને તૈયાર કરવા પોતાના મકાનપર આવી સઘળી તૈયારી કરવા લશ્કરીઓ ઉપર હુકમ કાઢયો.

હાથોહાથ લડવાની વાત સર્વત્ર ફેલાઇ ગઇ. સૈનિકો આ સમાચાર સાંભળી પોતાનો ધારેલો હેતુ બર આવ્યો જાણી આવેશમાં આવી દુશ્મન સાથે ભેટો કરવા ઉત્સાહ સહ તૈયાર થયા. શમસુદ્દિનનો પણ લડવું અગર ખંડણી કબુલ કરવી તેવો જ ઉદ્દેશ હતો, માટે તે પણ લડવા તૈયાર થયો હતો. પોતાના તાબાના સરદારોને એકત્ર કરી તે વિચાર કરવા લાગ્યો કે:—“સરદારો! આપણે જુનાગઢની ખંડણી વસુલ નહિ કરીએ તો બીજા રાજાઓ પણ સ્વતંત્ર થઇ જશે અને નામદાર સુલતાન તરફથી સખત ઠપકો મળશે; માટે આપણે મરવું અગર આપણું કાર્ય પાર પાડવું, પણ પાછા જવું નહિ.”

સરદારોએ એકે અવાજે “અલ્લાહો અકબર” ના ગગનભેદી અવાજથી તે હુકમને વધાવી લીધો અને પ્રભાતમાં તેઓ લડાઇ કરવાને તૈયાર થયા.

અરજણજીએ પોતાના લશ્કર સહિત શમસુદ્દિનની છાવણી સામે છાવણી નાંખી, અને સૂર્યોદય પહેલાં સૈનિકોને તૈયાર કરી હરોલ (વ્યૂહ) ગોઠવી રણનાદ કર્યો. રણશીંગાં, ભેરી, કાંસીયા અને ત્રંબાળુની ગર્જના સાથે શરણાઇઓના સિંધુડા રાગોથી રાજપુત સૈન્ય

ઉત્સાહમાં આવ્યું. શૂરાઓ ઐહિક સુખનો અનાદર કરી સ્વર્ગની સૌન્દર્યવતી અપ્સરાઓને વરવા આતુર થઈ રહ્યા. બંદીજનો ઐતિહાસિક શૂરવીરોનાં વૃત્તાંતો સંભળાવી શૌર્ય ચઢાવવા લાગ્યા. આવા પ્રોત્સાહજનક વચનો સાંભળી રણઘેલા રાજપૂતો દુશ્મન સાથે ભેટો કરવાને આતુર થયા અને ગગનભેદી નાદ કરવા લાગ્યા.

અશ્વો પણ શૌર્યવાન થયા હતા. પ્રતિપળે શૂરવીરોને પ્રોત્સાહિત કરવા તેઓ હહણાટ કરી થનથનાટ નાચતા હતા. પોતાના સ્વારને યુદ્ધમાં જવા ઉતાવળ કરવા કહેતા હોય તેમ તેઓ ફલાંગો મારતા હતા. બંને તરફના સૈનિકો હરોલમાં ગોઠવાયા હતા. એક તરફ "હરહર મહાદેવ, જય સોમનાથજી" વગેરે, તો બીજી તરફ "અલ્લાહો અકબર" ના અવાજો કાનને બ્હેરા કરતા હતા. જોતજોતાંમાં બંને લશ્કરો વચ્ચે ઘોર યુદ્ધ મંડાયું. બંને તરફના શૂરવીરો શૌર્યપર આવી લડતા હતા. એક પણ સૈનિક પાછો હઠતો નહોતો. મારવું કે મરવું એ જ મૂળ મંત્ર સાધી બંને લશ્કરો લડતાં હતાં. શમસુદ્દીન પણ હાથીપર બેસી પોતાના સૈનિકોને શૌર્ય ચઢાવતો હતો. અરજણજી બંને હાથમાં તીર કામઠું લઇ પોતાના શૂરવીરોને કહેતા હતા કે, " જુઓ, આ આપણું પ્રાચીન હથિઆર છે. એને ધારણ કરવાવાળા કેવા શૂરવીરો થયા છે, તેનાં પરાક્રમો યાદ લાવો અને જીવન કરતાં મરણમાં જ વધારે સુખ સમાયલું છે એમ સમજો. જેની જવલંત કીર્તિ જેવી ને તેવી રહી છે તેણે જીવન કરતાં મરણ વ્હાલું કર્યું હતું, માટે હાર માની જીવવા કરતાં મરણ હજાર દરજ્જે શ્રેષ્ઠ છે. કેમકે:—

" મરનાસેં ડરના નહિ, યહ રજપૂતકી ટેક,
પીછે પાવ ધરે નહિ, મીલે શત્રુ અનેક;
મીલે શત્રુ અનેક સમ્મુખ રહ જંગ મચાવે,

ટુક ટુક તન કટ જાય પીઠ નવ નીજ બતાવે;
કહે ધીર રજપૂત સમરસે કબ હુ ન ડરના,
સિદ્ધો સ્વર્ગે જાય ઉત્તમ હે સમ્મુખ મરના."

અરજણજીના ભાષણે રાજપૂતોને અત્યંત શૌર્ય ચડાવ્યું. તેઓ જીવપર આવી લડવા લાગ્યા, પણ મુસલ્માન લશ્કર તેનાથી તલમાત્ર પાછું હઠતું નહોતું. આમ અવિશ્રાંત યુદ્ધ આખો દિવસ ચાલુ રહ્યું પણ કોઇની હારજીત થઈ નહિ. સાંજ પડતાં યુદ્ધના નિયમ પ્રમાણે યુદ્ધ બંધ રહ્યું. બંને તરફના સેંકડો સૈનિકો કપાઈ જઇને સ્વર્ગસુખ ભોગવવા ગયા હતા. સેંકડો ઘાયલ થયા હતા, છતાં એકે તરફનો એક પણ સૈનિક હતોત્સાહ થયો નહોતો. કોઇએ રાત્રિએ નિદ્રા પણ લીધી નહોતી અને સૌએ આખી રાત્રિ બીજા દિવસની લડાઇની તૈયારીમાં વ્યતીત કરી.

પ્રભાત થતા બંને તરફનાં લશ્કરો પોતપોતાને સ્થાનકે જઇ લડવા પ્રવૃત્ત થયા અને ગગનભેદી અવાજો સાથે લડાઈ પુનઃ શરૂ થઇ. આવી રીતે ત્રણ દિવસસુધી અવિશ્રાંત લડાઇ થવા છતાં એકે તરફની હાર થઇ નહિ. બંને લશ્કરોના શૂરવીરોનો ઉત્સાહ જેવો ને તેવો હતો. ચોથે દિવસે બે પ્રહરસુધી કોઈ કોઇથી હઠતું નહોતું. મુસલ્માન સૈન્ય શૌર્યપર આવી લડતું હતું. રાજપૂતો પણ તેનો વળતો જવાબ આપતા હતા. અરજણજી પણ તીરથી લડતા હતા. મુસલમાન સૈન્યની જોતજોતાંમાં બે હરોલ ખતમ થઇ ગઇ. સંખ્યાબંધ લશ્કરીઓ મરાએલા હોવાથી તેઓએ વિજયની આશા છોડી હતી છતાં લડવામાં પાછી પાની કરી નહિ.

અરજણજીને એકાએક વિચાર સુજી આવતાં કમાનપર તીરને ચઢાવી એવા બળથી ફેંક્યું કે શમસુદ્દિનના હાથીના કુમ્ભસ્થળમાં વાગતા

હાથી ચીસ પાડી ન્હાસવા લાગ્યો અને તેની ન્હાસભાગથી ગોઠવેલી હરોલમાં અવ્યવસ્થા થવા લાગી. જ્યાં ત્યાં હાથી વિષે ગુમરાણ થવા લાગી. આ ગુમરાણ આગલી હરોલમાં સંભળાતાં શમસુદ્દિનના હાથીને ન્હાસતો જોવાથી સૈનિકોને અવનવી શંકા થવા લાગી. આ ગડબડનો લાભ લઇ રાજપૂત સૈનિકો અત્યંત શૂરતાથી લડતાં આગળ વધવા લાગ્યા અને મુસલ્માન લશ્કર પાછું હઠવા લાગ્યું.

પ્રહર દિવસ રહેતાં મુસલ્માન લશ્કર પરાસ્ત થવા લાગ્યું. અવ્યવસ્થા થવાથી લશ્કર વિખરાવા લાગ્યું તેમ રાજપૂતો ઉત્સાહમાં આવવા લાગ્યા અને સૂર્યાસ્ત પહેલાં તો મુસલ્માન લશ્કર સમ્પૂર્ણ પરાસ્ત થયું. એ રીતે રાજપૂત લશ્કરની ફત્તેહ થઇ.

શમસુદ્દિનનું લશ્કર હાર ખાઈ અમદાવાદ તરફ રવાના થયું અને અરજણજી વિજય મેળવી જુનાગઢ તરફ ગયા. રાહ મોકલસિંહે અત્યંત હર્ષથી અરજણજીને ભેટી કચેરી કરી. ત્યાં રાજબારોટ ઊભો થઈ લશ્કરની બહાદુરીનાં વખાણ કરવા લાગ્યો અને અરજણજીનાં અત્યંત વખાણ કરી કહેવા લાગ્યો કેઃ—

"અરજણ એક જ આંખ, સાલે મન સુલતાનને,
"બીજાને બે આંખ, જાયા કોઇ જાણે નહિ."

"અન્નદાતા! અરજણજી તો ખરેખર અરજુન છે. એ અરજુને મહાભારતમાં કૌરવોનો નાશ કર્યો, ત્યારે શમસુદ્દિનનો નાશ કરી નામના રાખનાર આ અરજણજીનું તેટલું જ પરાક્રમ છે. તેનાં બાણથી જ સર્વ કાર્યસિદ્ધિ થઇ છે. તેની એક આંખ હોવા છતાં સુલતાનને સાલ રૂપ થઇ, પણ બીજા બે આંખોવાળા છે છતાં જગતમાં તેની નામના બીલકુલ થતી નથી; જેવા આવ્યા તેવા જ અપ્રસિદ્ધ રહીને જાય છે."

રાહ મોકલસિંહ પણ અરજણજીના પરાક્રમથી મુગ્ધ થઇ આનંદિત થયા અને ધન્યવાદ આપી કેટલીએ જાગીર ઇનામ આપી અને જેટલો પ્રેમ હતો તે કરતાં દ્વિગુણિત પ્રેમ તેમના પર થયો. અરજણજીને પણ ઘણો સંતોષ થયો. વિજોજી પણ આવા શૂરવીરની પ્રાપ્તિ થવાથી જુનાગઢને અત્યંત ફાયદો થશે એવા વિચારથી તેને પણ આનંદ થયો. સર્વ કચેરી મંડળ અરજણજીને ધન્યવાદ દેવા લાગ્યું અને કચેરી બરખાસ્ત થતાં સહુ સહુને ઘેર ગયા.

---

## પ્રકરણ ૧૦ મું.

### પારિતોષિક.

સૂર્ય ભગવાન ઉદયાચળપર તખ્તારૂઢ થયે દોઢ ઘટિકા થઇ છે. જોધપુર નરેશ નિત્ય નિયમથી પરવારી સભામાં વિરાજી રહ્યા છે. સામંતો આવી પોતપોતાની બેઠકે બેઠા છે. ચોબદાર નેકીના પોકારો કરી, કોઇ આવનારની સૂચના આપે છે. કચેરીની અપૂર્વ શોભા મનને રંજન કરી રહી છે. તેમાં પૂર્વ તરફની બારીઓમાંથી સુવર્ણ રંગી તેજઃપ્રભા આવે છે તે રમણિયતામાં વધારો કરે છે. સામેના નિર્મળ અરિસામાં સૂર્યનાં મયુખોથી પ્રતિબિંબ પડી લઘુ સૂર્ય કચેરીમાં ઉગ્યો હોય તેમ ભાન કરાવી પ્રકાશમાં વૃદ્ધિ કરે છે. અરીસામાંથી કિરણો ઉત્પન્ન થઇ મહારાજાએ ધારણ કરેલા મણિ, મુક્તા, માણિક્ય વગેરેના અલંકારોનાં જ્વલંત કિરણો સાથે મળી પ્રેમબદ્ધ થઇ રહ્યાં છે અને તેમાંથી વિવિધ પ્રકારના રંગો ઉત્પન્ન થઇ સરદારોના મુખને નવરંગીત બનાવે છે. આખી કચેરીમાં આનંદનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. તેમાં ગાનકળાનિપુણ માનકુંવર નામની નાયકા પ્રવેશ કરી અદબસર નમન કરી

"ખમા! મહારાજાને ખમા! હિન્દવા શાલિગ્રામને ખમા !" એમ બોલી પોતાના સાગ્રીતો સાથે જમીનપર બેઠી.

માનકુંવર કદે સાધારણ–કૃશાંગી હતી. તેના કેશની વેણો બંને ખભાપર થઇ વક્ષસ્થળપર લટકતી હતી, તેથી કુચપ્રદેશનો ભાગ તેમાં છુપાઇ ગયો હતો. કંચુકીની કસો મજબુત બાંધેલી હોવાથી સ્તનો ઉન્નત થવા મિથ્યા પ્રયત્ન કરતા હતા. સૌગંધમય અત્તરો અને તેલોથી ચળકતી વેણીઓ સ્તનોપર છવાઈ તેના પ્રયત્નોને નિષ્ફળ કરતી હતી. પણ શરીર જરાતરા હલચલ થવાથી કેશકલાપને વિંધી સ્તનોની ઉચ્ચતા બ્હાર દેખાઇ આવતી, પ્રેક્ષકોને નાગ સહિત ગેળાર્ધ શિવલિંગોનો ભ્રમ ઉત્પન્ન કરાવતી હતી. ભાલપ્રદેશમાં લાલ હિંગુલ અને લીલા જંગાલની ઝીણી ટપકીઓ નેત્રને આકર્ષી રહી હતી. અત્તરોથી ભીંજાએલ કેશની અર્ધ કપાળ સુધી સફાઇથી પાટી ઢાળેલી હતી અને તેના પર મુક્તા જડિત દામણી હોવાથી સૌન્દર્યમાં વૃદ્ધિ થતી હતી. ભુરકીમય નેત્રમાં કાજળની રેખાઓ સ્પષ્ટ દેખાવાથી અને તેની કટાક્ષમય દ્રષ્ટિ સર્વના પર પડવાથી સર્વનાં હૃદયો વિંધાઇ ગયાં હતાં. અધરની મધુરતામાં સ્મિત હાસ્ય ચમકી રહ્યું હતું. શ્વેત દંતપંક્તિ અવાર નવાર દેખાઇ આવતી હતી, તેને ઓષ્ટ પોતાની ઓટમાં સંતાડી દેતા હતા. નાભીપરની ત્રિવલ્લી અને કોમળ રૂંવાટી આછી સાડીમાંથી પણ દ્રષ્યમાન થતી હતી. પગમાં મધુર સ્વરી ઝીણી ઘુઘરી બાંધેલી હોવાથી તે નાચ કરવાને સહાય રૂપ હોય તેમ અનુમાન થતું હતું.

મહારાજાઃ–" આજ તો ઇશ્વરના નામનું ગાન કરો ! શૃંગારિક ગાન સાંભળવું નથી. કોઈ કરૂણા રસનું હોય તે બોલો. "

માનકુંવરઃ–" જેવો નામવરનો હુકમ. " મૃદંગવાળાએ મૃદંગનો મેળ કરવા માંડ્યો. ઉંચાં નીચાં ઘરને સરખાં કર્યાં. તે પ્રમાણે બીજા વાદ્ય-

યંત્રોનો પણ એક સુર કર્યો અને મૃદંગ પર થપાટ પડતાં ધીન્ કટ્ ધીન્ કટ્ કટ્ કટ્ ધીન્ ધીન્ એ પ્રમાણે જરા વગાડતાં સતાર, સારંગી વગેરેની સારીગમ શરૂ થઇ. તે સાથે બે હાથની તાળી વગાડી આનકુંવર તાળ આપવા લાગી અને પગમાં પહેરેલ ઘુઘરીઓ વગાડી મોટેથી પલટો ખેંચી તેણે નીચે મુજબ કૃષ્ણ સ્તુતિ કરી:—

" આવો પ્રભુ જલદી વારે, નંદ દુલારે, પ્રીતમ પ્યારે,
શામળીયા સુખ ધામ......ટેક.

શ્યામ સલુણા નંદના નંદન, વંદન કરૂં કરજોડ,
એક ચિત્તે આરાધું ઇશ્વર, રક્ષા કરો રણછોડ;
પ્રભુ પાર ઉતારો, વ્હાલા પધારો, ભવસિંધુ તારો,
ઉગારો અવિનાશ. આવો. ૧

દીન દયાળુ કૃપાના સાગર, નાગર નટવરલાલ,
પ્રીતમ પ્યારા, પંકજ નયને, નજરેથી કરો ન્યાલ રે;
ગોપીનાથ ગોપાળા, બંસરીવાળા, છેલ છોગાળા,
કનૈયા કિરતાર. આવો. ૨

આદિ પુરૂષ અવિનાશી ઇશ્વર, પ્રણતના પ્રતિપાળ,
વ્હાર કરો વીઠલજી વ્હેલા, સામળીયા કરો સ્હાય રે,
અરજી ઉરમાં ધારો, બળતા ઉગારો, શત્રુ સંહારો,
ચત્રભુજ શિરતાજ. આવો. ૩

આરાધું અજના ઇશ તમને, રતિ પતિ રિપુનાથ,
સંકટના સહાયક પ્રભુ, હોંશેથી ઝાલો હાથ રે,
રટું નામ તમારો, દીલમાં ધારો, સુખ વધારો,
ધીર ઉગારો નાથ." આવો. ૪

માનકુંવરનું ગાન સમાપ્ત થયું. સર્વનાં મન પ્રસન્ન થયાં. મહારાજાએ તેને સારો પોશાક આપી વિદાય કરી.

હમીરજી નિદ્રાનો ત્યાગ કરી શય્યામાં બેઠા થયા અને જુએ છે તો સૂર્યોદય થયાને ઘણો વખત થઈ ગએલો જણાયો; તેથી ઉતાવળે નિત્ય નિયમથી પરવારી વસ્ત્રાભૂષણ સજી તે કચેરીમાં જવા પોતાના રાજપૂતો સાથે ઉતાવળે ચાલતા થયા.

સ્હવારમાં દરવાજો ખોલતાં દરવાનોની દૃષ્ટિએ સિંહ પડયો હતો. પ્રથમ તો દરવાનો ડર્યા, પણ હમીરજી બહાર ગયા હતા તેનું સ્મરણ થતાં નિશ્ચય થયો હતો કે હમીરજીએ જ સિંહને માર્યો છે. સિંહ મરવાના સમાચાર મહારાજાને પહોંચાડવામાં આવ્યા હતા અને આખા શહેરમાં એ વર્તમાન પ્રસરી ગયા હતા. સર્વનાં મન પ્રફુલ્લ થયાં હતાં. ઠેકાણે ઠેકાણે હમીરજીના શૌર્યની વાર્તા ચાલતી હતી. મહારાજા પણ હમીરજી કેમ ન આવ્યા તેનો વિચાર કરતા હતા.

હમીરજી ઉતાવળે કચેરીમાં જવા રાજમાર્ગમાં નિકળ્યા જોઈ સર્વે સ્નેહથી નમન કરતા હતા અને અંતરથી હજારો આશીર્વાદ દેતા હતા. આમ હમીરજી હજારોના આશીર્વાદો લેતા કચેરીમાં આવ્યા, અને મહારાજાની હજુર જવાની હમીરજીએ આજ્ઞા મેળવવા ચોબદારને કહ્યું, એટલે ચોબદારે હમીરજીના આગમનની ખબર આપી. મહારાજાએ હમીરજીના આગમનની વાત સાંભળતાં જ જાણી લીધું કે કાર્યસમાપ્તિ કરીને જ હમીરજી મુખ બતાવે છે, માટે હમીરજીને ભેટવા આતુર થઈ જલદી અંદર તેડી લાવવાને ચોબદારને ફરમાવ્યું. તુરતજ ચોબદારે મહારાજાની આજ્ઞા જાહેર કરી અને હમીરજી કચેરીમાં દાખલ થયા. મહારાજાએ ઘણા જ સન્માન સહિત પોતાની પાસે બેસાર્યા. હમીરજી પણ અદબસહ નમન કરી આસને બેઠા.

"હમીરજી ! આજ દિન સુધી કચેરીમાં આવતા નહોતા તેનું કારણ શું હતું ?" મહારાજાએ જાણતાં છતાં અજાણ થઇ પુછ્યું.

હમીરજી ઉભા થઇ શિર અવનત કરી બોલ્યા કે "હજુર ! રાજપૂતોને પ્રાણ કરતાં પ્રતિજ્ઞા વ્હાલી હોય છે. મેં પ્રથમજ આપની સન્મુખ પ્રતિજ્ઞા કરી હતી કે આપે સોંપેલ કાર્ય જ્યાંસુધી પૂર્ણ કરીશ નહિ ત્યાંસુધી આપને મુખ બતાવીશ નહિ. તો મારાથી તે કાર્ય પૂર્ણ કર્યા સિવાય કચેરીમાં શી રીતે આવી શકાય ?"

મહારાજાએ સામંતોને ઉદ્દેશી કહ્યું કે, "હમીરજીએ ઘણું જ બહાદુરીનું કાર્ય કર્યું છે. માટે તેમને આજ સાંજે પારિતોષિક આપવા માટે ખાસ દરબાર ભરવાનો છે. માટે અત્યારથી તૈયારી કરવી અને અત્યારે કચેરી બરખાસ્ત કરવી."

કચેરી બરખાસ્ત થતાં સર્વે સભ્યો પરસ્પર વાર્તાલાપ કરતા પોતાને ઘેર ચાલ્યા અને કહેવા લાગ્યા કે હમીરજીને સારૂં પારિતોષિક મળશે, તેનું ઘણું માન વધશે, આપણી હવે ગણત્રી રહેશે નહિ, હવેથી તે આપણો અધિકારી થશે. સો આમ તર્કવિતર્ક કરતા અને સાથે ઇર્ષાગ્નિથી પ્રજળતા ચાલ્યા.

ગજસિંહઃ–"અમરસિંહ ! હવે આપણે ટકાના ત્રણશેર થવાના કેમકે આજકાલના નવા આવેલપર મહારાજા મહેરબાની રાખશે અને તે આપણાપર હુકમ ચલાવશે."

અમરસિંહઃ–"તે માટે અપશોચ કરવાનો નથી, કેમકે કરેલા કાર્યની કદર કરવી તે રાજાનો ધર્મ છે. જો તે હમીરજીની કદર ન કરે તો મહારાજામાં મ્હોટો દોષ ગણાય. આપણે સ્વાર્થી થઇ હલકો વિચાર બાંધીએ તે પણ આપણી ભુલ જ છે. જે રાજા કાર્યની કદર કરતો ન હોય ત્યાં રાતવાસો પણ રહેવું નહિ. કદરદાનની સેવા ક્ર-

ના જોખમે કરવી. અત્યારે મહારાજા હમીરજીની કદર ન કરે તો પછી કોઇ વખત આપણા હાથે રાજનું કાર્ય સારૂં થયું તો આપણી પણ કદર ન થાય માટે આવી ઇર્ષા કરવી જ ન જોઇએ. જુઓ! ઇર્ષાથી બુદ્ધિ નાશ પામે છે, શરીર સંતપ્ત રહે છે, દ્વેષાગ્નિ પ્રદિપ્ત થાય છે, શરીરનાં સર્વ અવયવો સંકોચાય છે, સમજશક્તિ બ્હેર મારી જાય છે, મિથ્યાભિમાન ઉદ્‌ભવે છે, અધર્મ, અનીતિ, અન્યાય વગેરે કરવાને ઇર્ષાવાન પ્રેરાય છે, આપસ આપસ વૈર વૃત્તિ વૃદ્ધિંગત થઇ ક્ષયતાને પ્રાપ્ત થાય છે, ઇર્ષાવાળો મનુષ્ય સુખે નિદ્રા લેતો નથી, અન્ન તેને મિષ્ટ લાગતું નથી, તેનું હૃદય દગ્ધ રહેવાથી ચેન પડતું નથી, તે હિતાહિત જાણી શકતો નથી અને છેવટે નાશ પણ પામે છે.

"ગજસિંહ! જે મનુષ્ય સ્વજ્ઞાતિ જનની ઇર્ષા કરે છે તે મહાન પાપનો ભોક્તા થાય છે, તેના પર દૈવ અસંતુષ્ટ રહે છે. તેના શુભ વિચારો અને શુભ કાર્યો નષ્ટ થાય છે. તેની પ્રતિષ્ટા પાણીના વ્હેણ પ્રમાણે ચાલી જાય છે. લક્ષ્મિની અવકૃપા થાય છે. કોઇ પણ કાર્યમાં જય મળવો દુર્લભ થાય છે. આપણા રાજપુત ધર્મમાં તો ઇર્ષાને સ્થાન આપવું જ ન જોઇએ. પણ ઉલ્ટું મગરૂર થવું જોઇએ. હાલમાં રાજપુતો સ્વધર્મ તજી આપસ આપસમાં ઇર્ષાનો ભોગ થએલા હોવાથી જ્યાં જ્યાં જોઇએ છીએ ત્યાં કુસંપ–કલહજ દ્રષ્ટિએ પડે છે માટે આપણે ઇર્ષા શું કરવા કરવી જોઇએ?"

અમરસિંહજીના ઉપદેશથી સર્વનાં મન શાંત થયાં અને સર્વ પોત પોતાના ઘર તરફ રવાના થયા.

હમીરજી પણ કચેરીમાંથી પોતાને ઉતારે ગયા અને ભોજનાદિથી પરવારી વિશ્રાંતિ લેવા પ્રવૃત્ત થયા.

આખા શહેરમાં દરબાર ભરાવાની અને હમીરજીને સારૂં પાઘ્

તોષિક મળવાની વાર્તા સર્વત્ર ફેલાઈ ગઈ.

* * * *

સૂર્યનારાયણની મુસાફરી પૂર્ણ થવાને છ ઘટીકા અવશેષ રહી એટલે નિશ્ચિત સ્થળે શહેરના સભ્ય નાગરિકો આવી એકત્ર થયા અને કચેરી મંડળના સભ્યો પોતપોતાની બેઠકે આવી બેઠા.

મહારાજાની સ્વારી આવી પહોંચી. ચોપદારે નેકી પોકારી કે તુરત જ સર્વ કચેરી મંડળે ઉભા થઇ હર્ષનાદથી મહારાજને વધાવી લીધા અને સિંહાસનપર બિરાજવાનો સંકેત છડીદાર કરવા લાગ્યો. મહારાજા સિંહાસન પાસે જઇ પહોંચ્યા અને તે સિંહાસનારૂઢ થતાં જ સવત્ર શાંતિ પ્રસરી ગઈ. પોતપોતાની બેઠકે બેસી સૌ એક ચિત્તે સાભળવા આતુર થયા. મહારાજાએ સર્વને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"મારા બહાદુર રાજપૂતો અને પ્રજાજનો! આજના ખાસ દરબારનું કારણ તમો અટકળી શક્યા હશો, માટે જ તેનું કારણ જણાવવાની જરૂર નથી; પણ રાજા-પ્રજા વચ્ચેનો ધર્મ પ્રથમ જણાવવાની જરૂર જોઉં છું.

"રાજા એ પિતા છે, પ્રજા એ તેની સંતતિ છે. રાજા સેવ્ય છે પ્રજા સેવક છે, છતાં પણ રાજમત અને પ્રજામત એક જ હોવો જોઇએ. પ્રજાને રાજ્ય તરફથી શું શું હાડમારીઓ વેઠવી પડે છે, નાના નાના અધિકારીઓ શું શું અત્યાચારો કરી ગરીબ અને અજ્ઞાન પ્રજાને હાડમારી ઉપસ્થિત કરે છે, તે તમામ રાજાએ સુક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવું જોઇએ. ન્યાયાલયમાં ન્યાય કેમ ચુકવાય છે, નિર્દોષ અને સદોષમાં અંતર રહે છે કે કેમ, જે રાજ્યમાં નિર્દોષ માર્યો જાય અને સદોષ ફાવી જાય, રાજપુરૂષો ગુપ્ત ધન લઇ સ્વચ્છંદથી પ્રજાને

પીડતા હોય, રાજા તે પ્રત્યે દુર્લક્ષ કરી મોજશોખમાં જ મચ્યો રહેતો હોય તો તેનું રાજ્ય દીર્ઘકાળ સુધી ટકતું નથી અને તે રાજા પ્રજાને અપ્રિય થાય છે.

"જે રાજ્યમાં અદલ ન્યાય ચુકવાય છે, પ્રજાનો યોગ્ય રીતે કર લેવાય છે, પ્રજાજન તરફ પ્રેમની દૃષ્ટિથી જોવાય છે અને જે રાજા એમ સમજતો હોય કે તમામ રાજપુરૂષો રાજ્યના નોકર છે, તેમ રાજા પણ રાજ્યનો નોકર છે, તેમ જાણીને રાજ્યની ઉપજમાંથી ખર્ચ જેટલું વેતન લઇ રાજ્યને સુરક્ષિત રાખવા શ્રમ કરી નિરંતર રાજ્યકાર્યમાં નિમગ્ન રહેતો હોય, બીજા કરતાં રાજાને માથે જોખમદારી વિશેષ છે તેમ સમજતો હોય, પરમાત્માને સન્નિધ માની તે સર્વ કાર્યનો દૃષ્ટા છે તેમ અવારનવાર વિચાર કર્યા કરતો હોય, રાજ્ય પુરૂષોને જેમ રાજાનો ભય છે અને કાંઇ અન્યાય પ્રકાશમાં આવતાં શિક્ષાને પાત્ર થાય છે, તેવીજ રીતે રાજાએ પણ ભય રાખવો કે પરમાત્માએ સોંપેલ રાજકાર્યમાં કાંઇ પણ અન્યાય થશે તો રાજ્યના માલિક જગતનિયંતાના દંડને પાત્ર થઇશ અને પછી તેઓ તરફથી આવું કાર્ય સોંપાશે નહિ; તેથી દરેક પળે ઇશ્વરી કાનુનો પ્રમાણે વર્તવું. ઇશ્વરી કાયદાનો જે રાજ્યમાં પૂર્ણ અમલ થાય છે તે રાજ્ય દીર્ઘ કાળસુધી વૃદ્ધિને પામે છે. ત્યાં રાજા પ્રજાનો પ્રેમ સમ્પાદન કરે છે.

"પ્રજાનો પણ રાજા પ્રત્યે એવો જ ધર્મ છે કે, રાજાને ઇશ્વર પ્રમાણે ગણી તેના પ્રત્યે અનન્ય ભાવે ભક્તિ રાખવી અને રાજદ્રોહ બીલકુલ કરવો નહિ. જે પ્રજાજન રાજદ્રોહ કરે છે તે રાજા અને ઇશ્વરનો દંડનીય થાય છે. ગુપ્ત રીતે રાજાનો દ્રોહ કરતો હોય તે રાજદંડથી બચી જાય છે પણ ઇશ્વરના દંડથી બચતો નથી; માટે તન, મન, ધનથી રાજ્યની સેવા કરવી.

"રાજ્ય પુરૂષોએ રાજ્યના અને પ્રજાના હિત સરખાં રાખવાં જોઇએ. રાજ્યના અને પ્રજાના શત્રુઓને પોતાના શત્રુ ગણી પ્રાણની દરકાર કર્યા વિના શત્રુઓનો પરાજય કરવો જોઇએ. પોતાના અન્નદાતા અને પોષક પિતા કે જે રાજા છે તેના માટે ગમે તેવી આપત્તિ સહન કરી શ્રેય કરવું. જે યોદ્ધો યુદ્ધ-સમયે રાજભક્તિ અને દેશભક્તિનો ત્યાગ કરી લડતો નથી તેનાં સર્વ પુણ્યો રાજાને ભોગ થાય છે અને રાજાનાં પાપોનો ભોક્તા પોતે થાય છે. જે યોદ્ધો પોતાના રાજા માટે સમરભૂમિમાં પ્રાણત્યાગ કરે છે તેનાં સર્વ પાપો ભસ્મ થઇ તે સ્વર્ગની પ્રાપ્તિ કરે છે. માટે સર્વ મનુષ્યે પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તવું જોઈએ. રાજાએ રાજ પુરૂષ કે પ્રજાજનના કાર્યની યોગ્ય કદર કરવી જોઇએ. જે રાજા કાર્યની કદર કરતો નથી તે ઋણી રહે છે, માટે હમીરજીએ રાજની જે સેવા બજાવી છે તેથી તેમને બાર ગામો અને આપણી સેનાના અધિષ્ઠાતાની પદવી હું આપું છું. આવતી કાલે બાર ગામનો પટ્ટો તેમને સુપ્રત કરવામાં આવશે."

આવી રીતે મહારાજાનું બોલવું સાંભળી સભાએ "મહારાજાની જય!" એવી ગગનભેદી ગર્જના કરી.

હમીરજી ઉભા થઈ મહારાજાને નમન કરી કહેવા લાગ્યા કે "મારાથી યત્કિંચિત્ સેવા થઈ શકી હોય, તો તે રાજપૂત ધર્મ પ્રમાણે મેં મારી એક ફરજ બજાવી છે; તે કરતાં વિશેષ મેં કાંઇ કર્યું નથી અને મહારાજા જે પારિતોષિક આપે છે તે તેઓશ્રીની કૃપા અને કદરદાની જ છે. હું બીજા દેશથી અહીં આવ્યો છું, છતાં નામવરે મારા પ્રત્યે જે લાગણી દર્શાવી છે તે ઉપરાંત આ સ્વલ્પ સેવાના બદલામાં વિશેષ

પુરસ્કાર આપી પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો છે. તેથી તે નામવરનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

હમીરજીએ એ પ્રમાણે કહી પોતાની બેઠક લીધી અને તુરત કચેરી બરખાસ્ત થઈ.

## પ્રકરણ ૧૧ મું.

### ચારણની મુલાકાત.

અરજણજીને ગઢાળીમાં છોડી ચારણ ગામે ગામ ફરવા લાગ્યો તથા દરેક ઠેકાણે જઈ તપાસ કરવા લાગ્યો. હમીરજીને ઓળખતો ન હોવાથી દરેક સ્થળે તે અરજણજીની પ્રશંસા કરવા લાગ્યો.

આખા સૌરાષ્ટ્રનાં રાજ્યોમાં તે ફર્યો અને ગુજરાતમાં અનેક સ્થળે ફર્યો પણ હમીરજીની ભાળ મળી નહિ, તેથી ચારણ હતાશ થવા લાગ્યો. અરજણજીને શી રીતે મુખ બતાવવું? મારી પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય ત્યાંસુધી ગઢાળી તો શું પણ મારા વતન તરફ જવું નથી. આમ વિચાર કરી પોતાનાં માણસોને તે કહેવા લાગ્યો કે, "ભાઈઓ! હવે હું દેશ તરફ આવવાનો નથી જ, કારણકે આપણી મુસાફરીને લગભગ છ માસ વ્યતીત થયા, છતાં હમીરજીની ભાળ મળી નહિ. તેથીજ મારી પ્રતિજ્ઞા પાળવા હું સ્વગ્રહે આવીશ નહિ. તમારે ઘેર જવા વિચાર હોય તો ખુશીથી જાઓ. મ્હને હમીરજીની ભાળ મળશે ત્યારે જ તમે મને સ્વભૂમિમાં જોઈ શકશો; નહિતો દેશે દેશ ભ્રમણ કરી મારી જિંદગી પૂર્ણ કરીશ." ચારણે પોતાનો દૃઢ વિચાર અને પ્રતિજ્ઞા વ્યક્ત કરી કહ્યું.

"માણસુરભાઈ! આપ આમ કેમ અધિરા બની ગયા છો? આપણે હજી તમામ સ્થળે ફરી વળ્યા તો નથી જ! ગુજરાતમાં સર્વે સ્થળે જઇ વળ્યા, પણ મારવાડની સરહદપર ગુજરાતને છેડે આવેલ ઇડર તો ગયા નથી. આપણે હજી ઇડર થઇ મારવાડનાં રાજ્યો જોવાનાં છે. અત્યારથીજ આમ હતાશ થવાનું પ્રયોજન નથી કેમકે જે મનુષ્ય આરંભેલા કાર્યમાં હતાશ થાય છે તે મૂર્ખ જ છે. આરંભેલું કાર્ય ગમે તે ભોગે કરવું જ જોઈએ. "મનુષ્ય યત્ન ને ઇશ્વર કૃપા" એ સૂત્રને ભુલી જવું જોઇએ નહિ. ઉદ્યોગી મનુષ્યને કોઈ વસ્તુ દુર્લભ નથી. તેને અસાધ્ય વસ્તુ સાધ્ય થાય છે. પ્રયત્નશીલ મનુષ્ય સર્વ ઉપર સરસાઇ ભોગવે છે; તો આપણે ફક્ત હમીરજીની જ શોધ કરવાની છે. આજ નહિ તો મહીના પછી પત્તો મળશે. "હીમ્મતે મર્દા તો મદદે ખુદા." તેમ ઇશ્વર સ્હાય કરશે, માટે હિમ્મત તજવી નહિ." કરણીદાન લંબાણ ખુલાસો કરી ઉપદેશ આપી બોલ્યો.

"એ કહેવું યથાર્થ જ છે, માટે હજી એક માસ વધુ શોધ કરવી અને તેમાં નિષ્ફળ નિવડીશું તો પછી વિચાર કરીશું. અહીંથી ઇડર જઇએ, ત્યાં તપાસ કરી આગળ ચાલીશું." માણસુરે હિમ્મત લાવી પોતાનો વિચાર ફેરવ્યો.

અત્યારસુધી જેને આપણે ચારણના નામે ઓળખતા આવ્યા છીએ, તેને હવે ખરા માણસુર નામથી જ ઓળખીશું.

માણસુર પોતાના માણસ સાથે ઇડર તરફ ગયો અને ત્યાં તપાસ કરી મારવાડમાં જોધપુર જવા માણસો સાથે ચાલવા લાગ્યો. રસ્તામાં આવતાં ગામો તપાસતો તે થોડા દિવસમાં જોધપુર આવી પહોંચ્યો. જોધપુરમાં અત્યારે સર્વત્ર આનંદની છાયા પ્રસરી રહી છે. સર્વનાં મન પ્રફુલ્લિત થઈ રહ્યાં છે. કચેરીમાં નાચરંગ થાય છે. સર્વ

સામંતો અને હમીરજી મહારાજાની સન્મુખ અદબથી બેઠા છે અને નાયકાનું કલગાન થાય છે.

નાયકાનું ગાન પૂર્ણ થયું કે તુરત જ મહારાજાએ હમીરજીને આપવા તૈયાર કરેલ પટ્ટો પ્રધાનને વાંચી સંભળાવવા આજ્ઞા કરી. તુરત પ્રધાન પોતાના આસનેથી ઉભો થયો એટલે આખી કચેરીમાં શાંતિ પ્રસરી ગઇ. સભા સજીવ છતાં નિર્જીવ પેઠે નીરવ ભાસવા લાગી, અને પ્રધાને નીચે મુજબ પટ્ટો વાંચી સંભળાવ્યો.

**જય કરણી.**

સૌરાષ્ટ્ર દેશ મધ્યે આવેલા અર્થિલાના ઠાકોર ભીમજી ગોહિલના કનિષ્ટ કુમાર હમીરજી ગોહિલ કે જે હાલમાં આ રાજ્યની નોકરીમાં રહ્યા છે, તેમણે રાજ્યની સારી સેવા બજાવી છે અને તે સેવાની કદર કરી રાજ્ય તેને વીંઝાવાડાનાં બાર ગામો બક્ષીસ આપે છે. તેના બદલામાં તેમને રાજ્યની સેવા સોંપવામાં આવે છે. આ ગામો જ્યાંસુધી રાજ્ય રહે અને હમીરજીના વંશજો હોય ત્યાંસુધી તેમની પાસે યાવચ્ચંદ્રદિવાકરૌ રહે અને હમીરજી અથવા તેના વંશજો જ્યાંસુધી વફાદાર રહેશે ત્યાંસુધી ભોગવટો કરવા દેવામાં તેમને કોઈ રીતે હરકત કરવામાં આવશે નહિ. શાકે ૧૩૯૨ વિક્રમ.

(હસ્તાક્ષર) **રણજીતસિંહજી**
**મહારાજા જોધપુર.**

(હસ્તાક્ષર) **વીરચંદ,**
**પ્રધાન જોધપુર.**

"આ ઉપરાંત મને જાહેર કરવાની ફરમાશ થઇ છે કે, હમીરજી શૌર્યવાન, વીર, ધીર અને શત્રુદળને દળનાર હોવાથી હાલમાં સૈન્યાધિપતિની જગ્યા ખાલી પડી છે, તે જગ્યાપર તેમને નીમી માસિક

છસેંહ સુવર્ણમુદ્રા આપવામાં આવશે અને વફાદારીથી જ્યાંસુધી રાજ્યની નોકરી કરશે ત્યાંસુધી આ પદ ઉપરથી તેમને ઉતારવામાં આવશે નહિ."

આમ કહી પ્રધાને શોભાયમાન પોશાક અને સુવર્ણાંકિત તરવાર હમીરજીને આપી એટલે હમીરજીએ મહારાજાને શિર નમાવી ઉપકાર માની પટો પોશાક અને તલવાર લઇને આસને બેઠા. એટલામાં કોઇ પરદેશી ચારણ રજા માગે છે એમ ચોપદારના કહેવાથી મહારાજાએ અંદર આવવાની રજા આપી. ચારણે કચેરીમાં આવી નમન કરીને મહારાજાની કવિતા ગાઇ સંભળાવી.

મહારાજા:–"બારોટ! તમે કયા દેશમાં રહો છો? અને આપના રાજકર્તા કોણ છે? આટલો શ્રમ વેઠી ભ્રમણ કરવાનું કારણ શું છે?"

માણસુર:–"મહારાજ! હું સૌરાષ્ટ્ર દેશનો રહીશ છું, તેમાં આવેલા અર્થિલાના ઠાકોર ભીમજીના વચેટ કુમાર અરજણજીનો ચારણ છું. અરજણજી દાતાર, શૂરવીર અને એક રાજપૂતને છાજતા તમામ ગુણો ધારણ કરવાવાળા છે. તે રણમાં કુશળ અને પ્રજાપાળક છે. તેમના બંધુની શોધ કરવા હું નીકળ્યો છું, પણ હજીસુધી તેમનો પત્તો મળ્યો નથી."

આવાં વચનો સાંભળીને હમીરજીએ વિચાર કર્યો કે મારા વડિલ બંધુની આજ્ઞા છે કે "મારૂં નામ સાંભળ ત્યાં રહીશ નહિ." આવી આજ્ઞા તેમણે કરી તેથી તેમનું નામ ન સંભળાય એટલે હું દુર આવ્યો છતાં હું અહીં શાંતિથી રહીશ નહિ. મારા બંધુનું નામ અને કીર્તિ અહીં સુધી પાછળ શોધતી આવી એટલે હવે મારવાડ છોડી મેવાડ જવું અને મધ્ય મેવાડમાં અરજણજીનું નામ સંભળાશે નહિ. આમ વિચાર કરી

બન્ને હાથ જોડી મહારાજાને નમન કરી હમીરજીએ કહ્યું કે "નામદાર! આપે મારા પર અનુકંપા કરી જે પુરસ્કાર આપ્યો છે તેને માટે હું સહસ્રશઃ આભાર માનું છું, પણ મારાથી અહીં રહી શકાશે નહિ, કેમકે મારા વડિલ બંધુની એવી આજ્ઞા છે કે મારૂં નામ સાંભળ ત્યાં રહીશ નહિ, તો આ ચારણ મારા વડિલ બંધુ અરજણજીનો છે અને તે મારી સમક્ષ તેમના ગુણનું ગાન કરે છે, માટે મોટા ભાઇની આજ્ઞા પાળવાની મારી પ્રતિજ્ઞા પ્રમાણે મારાથી હવે અહીં આપની સેવામાં રહેવાશે નહિ. આપે મ્હને જે પુરસ્કાર આપ્યો છે, તેનો પટ્ટો આપ પાછો લ્યો, અને મ્હને બીજે જવા માટે આજ્ઞા આપો કેમકે રાજપૂતોને પોતાના પ્રાણ કરતાં પ્રતિજ્ઞા ઘણી વ્હાલી છે." આમ હમીરજીએ પોતાની પ્રતિજ્ઞા વ્યક્ત કરી.

માણસુરને હવે ચોક્કસ ખાત્રી થઇ કે હમીરજી કે જેની શોધમાં અત્યારસુધી ભ્રમણ કર્યું છે તે આ જ છે, માટે હવે મારા કાર્યની સમાપ્તિ થઇ. આમ વિચાર કરી તેના હર્ષની અવધિ રહી નહિ. હર્ષાવેશમાં ઉભો થઇ દ્વય કર જોડી તે કહેવા લાગ્યો કે "હમીરજી! હું અહીં અરજણજીની કીર્તિ ફેલાવવા આવ્યો નથી પણ આપની શોધમાં નીકળ્યો છું. અરજણજીને અત્યંત પશ્ચાત્તાપ થયો છે અને આપના વિના ઝુર્યા કરે છે. જ્યારથી આપ તેમને ત્યાગી નીકળ્યા છો ત્યારથી તેઓની સ્થિતિ દયાજનક થઇ ગઇ છે. તમામ સુખનાં સાધનોનો તેમણે ત્યાગ કર્યો છે અને ફક્ત એકાંત સેવન કરે છે. આપ જો તેમને વેળાસર નહિ મળો, તો તેમાંથી ખરાબ પરિણામ આવશે, માટે આપ મારી સાથે પધારો અને આપના બંધુને મળી તેમને સંતોષ આપો." આવી રીતે ચારણે હમીરજીને સ્વદેશ આવવા અને અરજણજીને મળવા પ્રાર્થના કરી.

મહારાજાઃ—"બારોટજી ! તમારી વાતચીત ઉપરથી એમ માલૂમ પડે છે કે હમીરજીને તેમના બંધુ સાથે તકરાર થઇ હોવાથી જ તે અહીં આવ્યા છે. તેમને અરસપરસ શા કારણથી તકરાર થઇ છે?"

માણસુરઃ—"મહારાજા! તકરારનું મુળ કારણ તપાસતાં તો આપને હાસ્યજનક લાગશે. નજીવી તકરારનું ભયંકર સ્વરૂપ થયું. એ તકરાર એવી છે કે તે તો પ્રથમ માનવામાં જ ન આવે કે એવી તકરારમાં અરજણજી જેવો ક્ષમાવાન પોતાના પ્રિય બંધુને દેશવટો આપે! પણ દૈવની ગતિ વિચિત્ર છે. જે શબ્દ બીજાને સાધારણ લાગે તે શબ્દો સમયપર આવો વિછોહ પડાવે છે. આપ સાંભળશો એટલે આપને પણ આશ્ચર્ય થશે." એમ કહી કુકડાની લડાઇનો અથેતિ હેવાલ માણસુરે કહી સંભળાવ્યો. તેથી મહારાજાને હસવું આવ્યું અને આશ્ચર્ય સાથે તેમણે કહ્યું કે "વાહ ! આ તો બંને વચ્ચે જબરી તકરાર અને તેમાં દોષ હોય તો અરજણજીનો જ છે કે આવા નજીવા કારણ માટે બંધુ જેવા બંધુને કટુ વચન કહી તિરસ્કાર કર્યો."

માણસુરઃ—"તેમની એ ભુલનું સમ્પૂર્ણ પ્રાયશ્ચિત્ત તેમને મળી ગયું છે, અને પોતે કરેલી મૂર્ખતાથી ઉપજેલા પરિણામથી પશ્ચાત્તાપરૂપી કીડો હૃદયને કોતરી મહાન દુઃખસાગરમાં યાતના ઉપજાવે છે. હવે તો હમીરજીરૂપી નાવ મળી આવે નહિ ત્યાંસુધી સુખ થવાનું જ નહિ. એમના દુઃખનું આપ સમક્ષ પુરૂં બયાન કરવાને હું શક્તિમાન નથી, પણ હમીરજી જાણી શકતા હશે, કેમકે તે અરજણજીના હૃદયને પુરૂં પારખી શકે છે. તેમના વિયોગનું દુઃખ સહન ન થવાથી શોધ કરી તેમની પાસે હમીરજીને તેડી લાવવા તેમણે જ મને મોકલ્યો છે."

મહારાજાઃ—"હમીરજી ! અરજણજીએ આગ્રહથી તમને તેડાવ્યા છે. માટે તમારે તેમની પાસે જવું જ જોઇએ કેમકે જ્યાંસુધી

ભાઇઓમાં તકરાર હોય ત્યાં સુધી જ જુદાઇ રહે છે અને તકરાર બંધ પડે એટલે જેમની તેમ પ્રીતિ કાયમ રહે છે:–" ડાંગે માર્યા કોઇ દિવસ પાણી જુદાં પડતાં જ નથી" એ કહેવત સત્ય છે. બંધુ ગમે તેવો ક્રુર હોય છતાં બંધુભાવ તજવો જ નહિ. સદ્‌બંધુઓમાંથી બંધુત્વ નાશ પામતું જ નથી. ભરતજીની માતા કૈકેયીએ પોતાને માટે અપયશ લીધો પણ પવિત્ર ભરતજીએ પોતાની ભ્રાતૃભક્તિ તજી નહોતી. મહારાજા યુધિષ્ઠિરે સર્વસ્વ ગુમાવ્યું છતાં જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા શિરોવંદ્ય ગણી ભીમાર્જુનાદિ ભ્રાતાએ સહન કરવામાં કચાશ રાખી નહિ અને બંધુ ભાવમાં જરા પણ ન્યૂનતા થવા દીધી નહોતી. એવા ઘણા દાખલા ભ્રાતૃભક્તિ વિષેના મળી આવશે અને તમો પણ બધું જાણો છો એટલે તમારા જેવા ભ્રાતાભક્તે તો ભક્તિમાં અટલ રહેવું જોઇએ. આત્મજનોનો કદાપિ ત્યાગ કરવો નહિ, કેમકે—

" आत्मवर्गं परित्यज्य परवर्गं समाश्रयेत् ।
स्वयमेव लयं याति यथा राज्यमधर्मतः ॥

" જે મનુષ્ય પોતાના કુટુંબ અથવા મિત્રવર્ગનો પરિત્યાગ કરીને પરાયા વર્ગનો આશ્રય લે છે, તે જેમ અધર્માચરણથી રાજ્ય નાશ પામે છે એવી રીતે પોતાની મેળે જ નાશ પામે છે. માટે ભાઇને તજી પારકો આશ્રય લેવો જ નહિ અને પારકો આશ્રય પરાધિનતા સિવાય મળતો નથી. પરાધિનતા જ દુઃખનું કારણ છે. તમોને અહીં ગમે તેવી સારી રીતે રાખીએ, અધિકાર આપીએ અને તમે રાજ્યની સેવા જીવને ભોગે બજાવો, છતાં તમારી કદર કરવી, તમોને યોગ્ય ઉપહાર આપવો તે રાજ્યની સત્તાની વાત છે. તમો કાર્ય કુશળ હો, છતાં તમો સ્વતંત્રતાથી કામ કરી શકો નહિ. કોઇ કામ એવું હોય કે જેમાં રાજ્યને નુકસાન થતું હોય અને તે તમે સારી પેઠે જાણતા હો, છતાં રાજાની

ઇચ્છા હોય તેમ જ કરવું પડે. તેથી તમોને ખેદ થાય અને છેવટે તે રાજ્યની નોકરી અને હદ છોડી જવાની ફરજ પડે. પણ તમો તમારા રાજ્યમાં હો અને કાર્ય કરો, તો તે તમારા કાયમના હિતનું જ થાય. બીજે ગમે તેવી કાર્યદક્ષતા રાખો પણ તેમાં કાયમનું હિત થવાનો ઓછો સંભવ રહે છે; માટે પરાધિનતા એ પરાધિનતા જ !

"પરાધિન રહ્યા વિના જીવનનો નિર્વાહ કરવો એ જ જન્મની સફળતા છે. જેઓ પરાધિન છે તેઓને જો જીવતા કહીએ તો પછી મરેલા કોને કહેવા ? બીજાનો આશ્રય ન લેતાં પોતાના ઘરમાં પોતાના પુરૂષાર્થથી મેળવેલા ફળ શાકનું સ્વતંત્રપણે ભોજન કરવું તે જ ઉત્તમ છે. પરાયે ઘેર તિરસ્કાર પામીને નિત્ય પ્રતિ નાના પ્રકારનાં મિષ્ટાન્ન ભોજન કરવામાં આવે તો તે પણ સુખકારક નથી માટે સારા પુરૂષો તો તેમ કરવાને ઇચ્છતા નથી. પરાધિનતા એ સર્વ દુઃખ છે, સ્વાધિનતા એ સર્વ સુખ છે; સુખ અને દુઃખનું સંક્ષેપમાં એ પ્રમાણે લક્ષણ જાણવું. માટે હમીરજી ! તમે તમારા રાજ્યમાં જાઓ. જોકે તમારા સરખા વીર પુરૂષને અળગા કરવા એ અમોને એક ખોટ પાડવા જેવું છે પણ પોતાના સ્વાર્થ સાથે બીજાનું હિત પણ જાણવું જોઇએ. વળી અરજણજી જેવા બંધુપ્રેમીને વિયોગનું દુઃસહ દુઃખ છે તે પણ પ્રથમ ખ્યાલમાં લેવું જોઇએ. માટે જ તમારી ઇચ્છા નહિ છતાં વતન પ્રત્યે મોકલવાની ખાસ આવશ્યકતા જણાયાથી અમને અત્યાગ્રહ કરવાની જરૂર પડે છે."

મહારાજાનું લંબાણ અને વિદ્વત્તાપૂર્ણ ભાષણ સાંભળી હમીરજીનો નિશ્ચય અટલ રહ્યો નહિ અને પોતાના વડિલ બંધુની આવી સ્થિતિ સાંભળીને અત્યંત દીલગીર થયા અને મહારાજા પ્રત્યે બંને હાથ જોડી બોલ્યા કેઃ—"નામવર ! આપની આજ્ઞા માનવી એ મારો

ધર્મ છે, કેમકે આપ મારા આશ્રયદાતા છો; માટે આપની આજ્ઞા માની હું આવતી કાલે સ્હવારે જ સ્વદેશ પ્રતિ ગમન કરીશ."

હમીરજીનો જવાબ સાંભળી ચારણને તેમજ મહારાજાને અતિ સંતોષ થયો.

---

## પ્રકરણ ૧૨ મું.

### પ્રત્યાગમન.

હમીરજી માણસુર સાથે જોધપુરથી રવાના થયા અને વાર્તાવિનોદ કરતા સ્વદેશ તરફ ચાલ્યા. હમીરજીના રાજપૂતો ઘણા જ હર્ષમા આવ્યા અને પોતાના કુટુંબી જનોને મળવા આતુર થઇ અરસપરસ વાતો કરવા લાગ્યા કે, "ભાટ ચારણની જ્ઞાતિ રાજપૂતોને શૌર્ય પ્રેરનાર અને કીર્તિ ફેલાવનાર છે. ભાટ–ચારણો ન હોત તો રાજપૂતોની કીર્તિ કોણ ફેલાવત અને શૌર્ય કોણ પ્રેરત ?" આ સાંભળી હમીરજી બોલ્યા કે "આ વૃક્ષ તળે આરામ લ્યો અને તે વિષે જરા મારે કહેવાનું છે તે સાંભળો." સર્વ ઝાડ તળે બેઠા એટલે હમીરજી કહેવા લાગ્યાઃ—

"ભાઇઓ ! આપણા વડિલોએ ચારણોને અપૂર્વ માન આપ્યું છે તે યોગ્ય જ કરેલું છે, કેમકે ચારણ ભાટોથી જ રાજપૂત ગુણો ટકી રહ્યા છે. તેઓ ન હોત તો આપણાં કર્તવ્યોનું ભાન આપણને કોણ કરાવત ? દેશેદેશમાં રાજપૂતોની જ્વલંત કીર્તિ ઝળકી રહી છે, તે એમનાથી જ. ચારણને જે "દેવીપુત્ર" કહેવામાં આવે છે તે પણ યોગ્ય જ છે, કેમકે તેમની જનની, ભગિની કે સ્ત્રી આપણને પૂજ્ય છે. તેનું કારણ પણ આપણા માથે કરેલ ઉપકારનો બદલો જ છે. આપણે તેમની પ્રત્યે ભગિનીની નજરથી જોઇએ છીએ અને આપણી તરફ તે

ભ્રાતૃભાવ રાખે છે, તે તેમની આપણી પ્રત્યે સહૃદયતાની નિશાની છે. જ્યાંસુધી આપણે ચારણદેવ અને તેમની સ્ત્રીઓને દેવી જેવો પૂજ્ય ભાવ રાખી માન આપીશું ત્યાંસુધી આપણી ઉન્નતિ થતી જ રહેશે; પણ જ્યારે ચારણો આપણી દૃષ્ટિએ હલકા અને નિરૂપયોગી દેખાશે ત્યારે આપણી ક્રમે ક્રમે અવનતિ થતી જશે.

" જે રાજપૂતને ચારણ દેખતાં જ પૂજ્ય ભાવ થતો નથી, તેનો યથાશક્તિ સત્કાર કરતો નથી, જેનું હૃદય તેને દુઃખી જોઇ દ્રવતું નથી અને જે ચારણના રક્ષણ માટે પોતાના પ્રાણને વ્હાલા ગણે છે તે રાજપૂત ધર્મને જાણતો જ નથી. ચારણ આપણને દૈવી બળ પ્રેરનાર અને સત્યવક્તા છે. તે આપણી ખુશામતથી પ્રશંસા કરવા કરતાં આપણું શ્રેય અને કીર્તિ કેમ થાય તેમ કરવા તત્પર રહે છે. આપણને કટુ વચન કહી શૌર્ય પ્રેરે છે તે પણ આપણા હિતની ખાતર જ, તેમાં તેનો સ્વાર્થ નથી. ચારણ માટે દેપાળદેવ ગોહિલે ખાંધે ધુંસરી ધરી ખેતર વાવ્યું. ગેમલજી ગોહિલે કેવી સ્થિતિમાં ચારણને બચાવ્યો અને પોષણ આપ્યું. લાઠ ગોહિલે ચારણને માટે કેવી ઝુમ્બેશ ઉઠાવી? એવી જ રીતે ઘણા રાજપૂતોએ ચારણ માટે ઘણું કર્યું છે.

" જે રાજપૂતને આંગણે ચારણ ભુખ્યો બેઠો હોય તેણે ત્યાંસુધી ભોજન કરવું નહિ. તેને યથાશક્તિ અન્ન આપવું અને તેની કવિતાની કદર કરવી."

આ સાંભળી માણસુર બોલ્યોઃ—" ઠાકોર ! ચારણોએ પણ રાજપૂત પ્રત્યે તેવી રીતે જ વર્તવાનું છે. જે ચારણ રાજપૂતને દેખતાં જ તેમના વડિલોની કીર્તિ નથી સંભળાવતો તે ચારણ નહિ. જે ચારણ રાજપૂતોની નિંદા કરે છે, તેને અપકારનો દોષ લાગે છે. વળી જે રાજપૂતની કવિતા કરતો નથી અને દાન લે છે તેને આવતા જન્મમાં મગર

મચ્છનો જન્મ લેવો પડે છે અને જે રાજપૂતોમાં સંપ રખાવવા પ્રયાસ ન કરતાં કુસંપ વધારે છે અગર કુસંપ હોય તેને સમાવવા પ્રત્યે દુર્લક્ષ રાખે છે તેણે વૃથા વિદ્યા ધારણ કરી ગણાય છે. પણ તે કરતાં વિશેષ તેનામાં મૂર્ખતાનો દોષ ગણાય છે. જ્યારે ચારણો વૈખરી વાણીમાં નઠારી કવિતા કરશે અને રાજપૂતનું અન્ન ખાઇ તેની અને તેના અન્નની નિંદા કરશે ત્યારે રાજપૂતોના હૃદયમાંથી પૂજ્ય ભાવ જતો રહેશે અને કોઇ આશ્રય પણ આપશે નહિ તેથી હલકટ ધંધા કરી ગુજરાન ચલાવવાની તેને ફરજ પડશે. માટે ચારણે રાજપૂતોને પોતાના આશ્રયદાતા ગણી સદાય ઉપકાર માનવો જ જોઇએ."

આવી રીતે પરસ્પર વાર્તાલાપ કરી આરામ લઇ સૌએ પ્રયાણ કર્યું અને ગરવી ગુજરાતનું અવલોકન કરતાં સૌ ચાલ્યા.

સ્થળે સ્થળે રસાળ વૃક્ષોની ઘટા દષ્ટિગોચર થાય છે. તેમાં રહેતાં પક્ષીઓ ધ્વનિ કરી પોતાની ભાષામાં ગીત ગાતાં હોય તેમ જણાય છે. આનંદમાં આવી પક્ષીઓ ડોલતાં વૃક્ષોપર વિવિધ પ્રકારે ગેલ કરે છે. સુગંધી પવનની શીતલ લહરીઓથી તેમનાં પીછાં જુદાં પડી તેમની શોભામાં વૃદ્ધિ કરે છે. આકાશ પણ સ્વચ્છ અને નિર્મળ હોવાથી તેજને પ્રસરાય ન હોવાથી આ પક્ષીઓનો નિર્દોષ આનંદ જોવા સૂર્ય પોતાની ગતિને રોકતો હોય તેમ ધીમી ગતિએ ચાલે છે. આપણા મુસાફરો સૂર્યનું અનુકરણ કરીને કે આ કુદરતની રચના જોવામાં તલ્લીન થયા હોવાથી ધીમે ધીમે ચાલે છે.

હમીરજીએ ચાલતાં ચાલતાં બાણસુર પ્રત્યે કહ્યું કેઃ-"બારોટજી! કુદરતનું અવલોકન કરવાથી કવિત્વ શક્તિ આવે છે, તો રાજપૂતો કવિ થઇ શકે કે નહિ? કવિતા કરી ન શકે તોપણ સ્હમજી શકવા જેટલી તો શક્તિ જોઇએ જ, એવું માનવું છે તે સત્ય છે કે કેમ?"

માણસુરઃ—"અલબત્ત ! રાજપૂતોના જેવી કવિતા બીજા કોઇથી કરી શકાય જ નહિ. પ્રાચીન કાળમાં રાજપૂતો ઘણા વિદ્વાન કવિઓ થયા છે. મનુમહારાજની સ્મૃતિ અને કેટલાંએક ઉપનિષદો, ભર્તૃહરિ, ભોજ આદિ સંસ્કૃત કવિઓમાં આશ્ચર્ય પમાડે તેવા હતા. આધુનિક સમયમાં ગેમલજી ગોહિલ, કચ્છના લખધીરજી વગેરે ઘણા સારા કવિઓ થઇ ગયા છે. તે સિવાય, કવિતા સ્હમજતાં તો શું પણ કવિતાની કિમ્મત પણ આંકી શકતા અને તે પ્રમાણે પુરસ્કાર પણ આપતા. વળી રાજપૂતોને તો કવિતા જાણવાની જરૂર છે અને જ્યારે રાજપૂતો કવિતા જાણતા ન હોય તો કવિની કદર કરી શકે નહિ અને કવિની કદર ન થાય તો કાવ્ય કરવાનો કોઇનો ઉત્સાહ રહે નહિ; તેથી કવિઓદ્વારા જે કીર્તિ ટકી રહી છે તે રહેવા પામે જ નહિ."

હમીરજીઃ—"મ્હને પિંગળ ભણવાનો શોખ છે. આપણે પ્રવાસમાં સાથે રહેવાનું છે માટે કવિતા જાણવા માટે મને પિંગળ સ્હમજાવો."

માણસુરે ઘણી ખુશીથી, લઘુ ગુરૂ, આઠ ભેદ, આઠ ગણ, સમ છંદ, વિષમ છંદ, છંદના નિયમો, કવિતાના પ્રકાર વગેરે તમામ પિંગળ કહી સંભળાવ્યું અને હમીરજીએ એવા ધ્યાનથી સાંભળ્યું કે તેમને કવિતાનો શોધ કરવા જેટલી શક્તિ આવી. તેથી તેમને અનહદ આનંદ થયો.

માણસુરઃ—"ભાઈ! આપણે સૌરાષ્ટ્રની સરહદપર આવી પહોંચ્યા છીએ; હવે ફક્ત બે જ દિવસનો રસ્તો ગઢાળી જવાનો અવશેષ રહ્યો છે. આપને જોઇને અરજણજીને જે આનંદ થશે તે વર્ણવી શકાય તેમ નથી."

હમીરજીઃ—"એ તો છે જ! અમો બંનેને તેમજ થશે. ઠીક! આપણે હવે વિશ્રાંતિ લઇ આવતી કાલે રવાના થઈશું."

આમ કહી એક રથળે સૌએ વિશ્રામ કર્યો અને બીજે દિવસે સૌ રવાના થયા. હમીરજી અને માણસુર પોતાનાં માણસો સાથે ચાલ્યા આવે છે. સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં છે. ત્યાં રસ્તેથી થોડે દુર કોઇ મનુષ્યનું શબ પડ્યું હોય તેમ જણાયું એટલે માણસુરે પોતાના ઘોડાને ઉભો રાખ્યો અને હમીરજી તરફ જોઇ તે બોલ્યો કેઃ—

" ઠાકોર! અહીં ધીંગાણું—લડાઇ—થએલ જણાય છે. જુઓ, કોઇ મનુષ્ય મૂએલો પડ્યો છે. તેના પહેરવેશ ઉપરથી તે રાજપુત હોય તેમ જણાય છે. મારી આ કલ્પના સત્ય હોય તો મારાથી આગળ ચલાશે નહિ, કારણકે ચારણનો ધર્મ એવો છે કે, પરિચિત અગર અપરિચિત રાજપૂતના શબને જુએ તો તેને દહન કર્યા સિવાય આગળ ચાલે નહિ, અને ચાલે તો તે ચારણ જ કહેવાય નહિ." માણસુરે રાજપૂત પ્રત્યેની પોતાની ભક્તિ પ્રદર્શિત કરીને કહ્યું.

" જો એમ જ હોય તો તમે ખાત્રી કરો અને પછી તેને અગ્નિસંસ્કાર માટે આપણે બધા મળીને તજવીજ કરીએ." હમીરજીએ તેને અનુમોદન આપતાં કહ્યું.

માણસુર પોતાના ઘોડાને મૃત મનુષ્યના શબ તરફ ફેરવી આડે અંગે લઇ શબ પાસે ગયો, તો તેનાપર તલવારના સખ્ત જખમો જણાયા. જખમોથી તેનું શરીર ભરાઇ ગએલું હતું અને તેણે કરીને તે આ દશામાં પડ્યો હતો.

" હજી આનો પ્રાણ છેક શરીર છોડીને ચાલ્યો ગયો નથી." માણસુરે બારીકીથી જોઇને ઉદ્ગાર કાઢ્યો. વળી તે મનમાં બબડ્યો કે, " આવો સૌન્દર્યયુક્ત નવયુવાન એકલો કેમ? અને શા કારણથી તેને લડાઇ થઇ હશે? આનો દુશ્મન કોણ હશે?" આમ ઘણી કલ્પના કરી પણ તેના મનનું સમાધાન થયું નહિ.

માણસુર તે પડેલા મનુષ્યની સુશ્રૂષા કરવામાં ગુંથાયો. હમીરજી તેની રાહ જોઇને માર્ગ વચ્ચે ઉભા હતા, પણ માણસુર હજી કેમ ન આવ્યો? હજી તે ત્યાં શું કરે છે, આમ મનોગત પ્રશ્નો કરતા હતા. જેમ જેમ સમય જવા લાગ્યો તેમ તેમ હમીરજીની ચિંતા વધવા લાગી તેથી તેજસિંહ તરફ ફરીને તે બોલ્યા કેઃ–

"તેજસિંહ! જાઓ, જરા જુવોને માણસુરભાઇ હજી કેમ રોકાયા છે?" હમીરજીની આજ્ઞા થતાં તેજસિંહ માણસુર પાસે ગયો અને જુએ છે તો એક મનુષ્ય પડેલો છે અને માણસુર તેની સુશ્રૂષા કરે છે. તેણે પોતાના *પોટલીયામાંથી પાણી લઇને તેના મુખ ઉપર છાંટયું. થોડું જળ તેના મુખમાં રેડયું એટલામાં તેજસિંહ આવી પહોંચ્યો.

"શું તે જીવે છે?" આવતાં જ તેજસિંહે પ્રશ્ન કર્યો.

"હા. તેના પ્રાણ હજી ગયા નથી."

"ત્યારે તો એક મનુષ્યનો જીવ બચાવવાને આપણે ભાગ્યશાળી થઇશું."

"જો આને સુરક્ષિત સ્થળે લઇ જવામાં આવે અને ×ક્ષુધા ભંગાય તો તેવો સંભવ છે ખરો."

---

* ચામડાનો ગોળ જેની ઉપર પાણી પીવા માટેનું છીદ્ર હોય છે અને બુચ હોય છે. પોટલીઆને શંખની કારીગરી, ફોરણી વગેરેથી સુંદર બનાવવામાં આવે છે. તેમાં પાણી ઘણું જ ઠંડું રહે છે. વળી તેને ટાંગવા માટે ચામડાની વાધરી હોય છે, તેથી ઉપાડવાની તકલીફ રહેતી નથી. એ સમયમાં બધા આવા પોટલીયા જ વાપરતા હતા. તેની કિંમત પણ સારી આપવી પડતી હતી.

× પરદેશી બાવળ (કાઠીઆવાડમાં ગાંડો બાવળ પણ કહે છે) નાં

"ચાલો ત્યારે નજીકના ગામડામાં તેને લઈ જઇએ."

"બેશુદ્ધ મનુષ્યને ઘોડાપર લઇ જવાથી કદાચ તેના પ્રાણ જવા સંભવ છે, માટે તેને બીજી રીતે લઇ જવો જોઇએ. તમે જઇને ઠાકોરને અહીં મોકલો તો બધી વ્યવસ્થા બને."

તેજસિંહ તુરત જ હમીરજી પાસે આવ્યો. "હજી તે મનુષ્ય ગાતપ્રાણ થયો નથી. જો થોડી માવજત કરવામાં આવે તો બચી શકે તેમ છે." આવી રીતે કહેવાથી હમીરજી તુરત માણસુર પાસે આવ્યા.

"કેમ માણસુરભાઇ! તે માણસ જીવે છે કે?" હમીરજીએ દૂરથી જ પ્રશ્ન કર્યો.

"કાંઇ હરકત આવે તેવું જણાતું નથી." માણસુરે વળતો જવાબ આપ્યો.

"આપ ઘા ભાંગવામાં કુશળ છો માટે હરકત આવશે નહિ." હમીરજી પાસે આવી ઘોડપરથી નીચે ઉતરતા બોલ્યા.

"હા, પણ એને કોઇ બીજે સ્થળે લઇ જવાની જરૂર છે, કારણકે ઘા ભાંગતાં પહેલાં દુધ પાવું પડશે. જો પ્રથમ દુધ પાવામાં ન આવે તો પછી તેનાથી આરામ થાય ત્યાંસુધી દુધ ખાઇ શકાય જ નહિ,

---

લીલાં કાષ્ઠોને બાળી, તેના અંગારાને તેલમાં ધુંટી જખમો ઉપર બાંધવામાં આવે છે, તેને ઘા ભાંગ્યો કહે છે. ઘા ભાંગનાર ઘણો કુશળ હોય છે. આ સિવાય બીજી દવાથી પણ ઘા ભંગાય છે અને ત્રણ પાટા બદલાવવાથી તદ્દન આરામ આવે છે. કહેવત છે કે 'તરવારના ઘાથી મા રૂએ અને બરછીના ઘાથી બાપ રૂએ' કેમકે તરવારનો ઘા ભાંગીને જ્યારે પાટો છોડે ત્યારે લગભગ અડધો ફુટ પહોળો દેખાય તેથી તેની માને ધ્રાસકો પડે, પણ બાપને કાંઇ થાય નહિ. બરછીનો ઘા દેખાય નહિ, પણ ઘણો ઉંડો હોય છે, તેથી તેના બાપને ધ્રાસકો પડે છે.

અને દુધ સાથે ગોળ આપવાથી જ ભાંગ્યું હાડ પણ સારૂં થાય છે. વળી ઘા ભાંગ્યા–પાટો બાંધ્યા–પછી તેને દુધ આપવામાં આવે તો જરૂર તેને ધનૂર થઇ આવે અને તેનાં પ્રાણ બચવા માટે આશા રહે નહિ." માણસુરે ઘા ભાંગવામાં પ્રથમ દુધની આવશ્યકતા અને તેનું કારણ કહી સંભળાવ્યું.

"હા એ ખરૂં કહ્યું; માટે તેને સામે ગામે લઇ જઇએ, કેમકે મનુષ્ય તરીકે આપણી ફરજ છે કે બીજાના પ્રાણ બચાવવા બનતી મહેનત કરવી. વળી આવા જખમીને તો જરૂર મદદ કરવી જોઇએ, કેમકે જખમી થવું તે પણ શૂરવીરનું લક્ષણ છે. શૂરવીરે શૂરવીરની સહાય કરવી જોઇએ, માટે આપણે પણ તેમજ કરવું. પણ આને લઇ જવો શી રીતે ?" હમીરજીએ પ્રશ્ન કર્યો.

"ઘોડા ઉપર તો તે બેસી શકે તેમ નથી! તેમ જ આપણી પાસે ડોળી પણ નથી, માટે ઝોળી કરીને લઈ જઇએ તો જ બને." માણસુરે રસ્તો સુચવ્યો.

હમીરજીએ પોતાના ચાર સ્વારને જખમી મનુષ્યને લઈ લેવા હુકમ કર્યો, એટલે પોતાના ઘોડાને બીજા સ્વારોને સોંપી તેઓ જખમી પાસે આવ્યા. જાડી પીછોડીના છેડાને એકઠા કરી ગાંઠો વાળી અને તેમાં લાકડીઓ ખોસી જખમીને તેમાં સુવરાવી લાકડીઓ ખભે લઇ તેઓ ચાલવા લાગ્યા. રાત્રિનો એક પ્રહર ગત થતાં પાસેના ગામડામાં તેઓ આવી પહોચ્યા.

આ અપરિચિત વ્યક્તિ શત્રુ છે કે મિત્ર, ચોર છે કે શાહૂકાર, તેનો વિચાર ન કરતાં હમીરજી અને માણસુર બંને પોતાના બન્ધુ પેઠે તેની સુશ્રૂષા કરવા લાગ્યા. માણસુરે પ્રથમ દુધ મંગાવી પાયું, પછી ઘા ભાંગવાનાં સાહિત્યની તૈયારી કરી અને પછી કુશળતાથી પાટો બાંધ્યો.

ગામમાં ખબર પડયા હતા કે, બહારની ધર્મશાળામાં મુસાફરો ઉતર્યા છે તેમાં એક સખત ઘાયલ થએલો છે. આવું સાંભળી ગામનો રખેવાળ ને બીજાઓ આવી એકત્ર થયા.

"આ મનુષ્ય તો આજે અહીં હતો. પોતાના ઘોડાને અહીં બાંધી તે વિશ્રાંતિ લેતો હતો અને ત્રિજે પહોરે અહીંથી ઉત્તર દિશા તરફ ચાલ્યો ગયો હતો. આ તે જ મનુષ્ય છે. તેને વચમાં કોઇ લૂંટારા મળ્યા હોવા જોઇએ અને તેમણે જ તેને જખમી કર્યો જણાય છે." જોનારમાંનો એક મનુષ્ય બોલ્યો.

"ના, ના; આ લૂંટારાનું કામ નથી. જો લૂંટારાએ જ તેને જખમી કર્યો હોત, તો તેના ઉપર આવાં કિંમતી આભૂષણો તેઓ રહેવા દેત નહિ. કોઈ તેના દુશ્મનોએ જ આ બિચારાનો પ્રાણ લેવાનો પ્રપંચ કર્યો જણાય છે." બીજાએ પોતાની બુદ્ધિ ચલાવી.

"હા હા, એ વાત ખરી." વચમાં એક જણ આગળ આવીને બોલ્યો: "હું રસ્તે ચાલ્યો આવતો હતો ત્યારે ચાર ઘોડેસ્વારો મને મળ્યા હતા. તેઓ અંદરોઅંદર વાતો કરતા હતા કે, હવે તે જીવતો તો નહિ રહ્યો હોય ને? આમ એક જણાનું બોલવું સાંભળી બીજાએ કહ્યું કે, ના ના, આવા જખમથી તે જીવતો રહે ક્યાંથી? એ તો તુરત જ મરણને શરણ થયો. ત્યારે બીજાએ કહ્યું કે જો જીવતો હશે તો આપણી ઘડીઓ ભરાઇ ચૂકી તેમ સમજજો. આમ તેઓ વાતો કરતા હતા તે આ મનુષ્યની જ હશે. હવે મને એની ખાત્રી થઈ." ત્રીજાએ પોતે સાંભળેલી વાત કહી સુંભળાવી.

ગામના મનુષ્યોને પણ એ ઘાતકી વર્તણુક ઉપર તિરસ્કાર અને જખમી મનુષ્ય ઉપર દયા આવી. "ગામમાંથી જોઈતાં સાધનો અમે

પુરાં પાડીશું, માટે જે જોઇએ તે રખેવાળને કહેશો, એટલે લાવી આપશે." ગામના મુખીએ કહ્યું.

ગામના મુખીનો યોગ્ય શબ્દોમાં માણસુરે ઉપકાર માન્યો ગામલોકો પોતપોતાને સ્થળે ગયા. ત્રીજે દિવસે પાટો છોડવામાં આવ્યો. આ વખતે જખમને બંને તરફ સોજો ચઢી આવ્યો હતો ને જખમ ભયંકર લાગતો હતો, પણ હમીરજી અને માણસુર આથી ગભરાયા નહિ. ઉલ્ટા તેઓ ખુશ થયા અને જલદી આરામ આવશે એવી આશા બંધાઇ.

પંદર દિવસમાં તો જખમીને તદ્દન આરામ થયો. પૂર્વવત્ સશક્ત થવાથી પોતાને નૂતન જીવન આપનાર હમીરજી પ્રત્યે આભારની લાગણી પ્રદર્શિત કરતાં તે બોલ્યો કેઃ—"ઠાકોર! આપે મારા ઉપર કદી નહિ વાળી શકાય તેવો ઉપકાર કર્યો છે, માટે આ ઉપકાર હું કેવી રીતે વાળી શકું?"

"આમાં કાંઇ ઉપકાર છે જ નહિ. મનુષ્યે મનુષ્યને મદદ કરવી જ જોઇએ. તે પ્રમાણે મેં કર્યું હોવાથી ઉપકારનો બદલો આપવાની કાંઈ જરૂર જ નથી. તમે સાજા થયા એ જ ઇશ્વરનો આપણે ઉપકાર માનવાનો છે, માટે એવો કાંઇ વિચાર કરવાનો જ નથી. આપ કોણ છો અને જખમી કરનાર કોણ હતા તે જણાવશો તો અમારા ઉપર તમારો ઉપકાર થશે." હમીરજી અજાણ્યા હોવાથી તેનો પુરતો પરિચય મેળવવાના ઉદ્દેશથી કહ્યું.

"ઠાકોર! હું જેતપુરનો વાળો કાઠી છું. મારૂં નામ ચાંપોવાળો છે. અને જખમી કરનાર મારા વિશ્વાસુ મિત્રો હતા." ચાંપોવાળો એટલું કહી અટકી ગયો અને તેનામાં ક્રોધનો અવિર્ભાવ થવાથી શ્વાસોશ્વાસની ક્રિયા જોરથી ચાલવા લાગી.

"શું તમારા મિત્રોએ જ તમારા પ્રાણ લેવાનો ઘૃણિત ધંધો કર્યો?" હમીરજીએ આશ્ચર્ય પામતાં કહ્યું.

"હા, એ મારા મિત્રો હતા. હું તેમનાથી જરા પણ જુદાઇ રાખતો નહિ. તેઓની ઇચ્છા પૂર્ણ કરવાને હું બનતું કરતો અને મારા દોસ્ત ગણતો. તમે જાણો છો કે જેતપુરનાં સાડાત્રણસેં ગામ છે. આ રાજનો હું એકલો જ માલેક છું. જો હું ન હોઉં તો મારા નજીકના કુટુંબીને રાજ મળે, તેથી તેણે મારા એવા મિત્રોને પોતાના પક્ષમાં લીધા અને તેઓ શિકારને મીશે અહીં સુધી મને લાવ્યા. આ ગામે આવ્યા ત્યારે તેઓ ગામથી દૂર ચાલ્યા અને હું અહિં વિશ્રાંતિ લેવા રોકાયો. તેઓ શિકારની શોધ કરવા આગળ જાય છે તેમ મને સમજાવ્યું. હું ત્રીજે પહોરે અહીંથી રવાના થઇ તેમને મળ્યો. તેઓનો ગુપ્ત સંકેત હું સમજી શક્યો નહિ, તેથી તેઓએ પ્રથમ યોજી રાખેલી મંત્રણા મારા જાણવામાં આવી નહિ. અહીંથી નીકળી તેઓ એક વૃક્ષ તળે બેઠા હતા, ત્યાં જઈ ઘોડેથી નીચે ઉતરી હું તેમને મળ્યો. તેમણે કુશળતાથી જોવા માટે મારાં હથિઆરો છીનવી લીધાં, પછી મારા ઉપર હુમલો કર્યો. મને નિષ્પ્રાણ થએલો જોઇ તેઓ ચાલ્યા ગયા પણ સુભાગ્યે આપ આપવાથી હું બચવા પામ્યો." ચાંપાવાળાએ ટુંકામાં હકીકત કહી સંભળાવી.

## પ્રકરણ ૧૩ મું.

### સોમનાથજીપર ચઢાઇ.

મહમ્મદ ગીઝની જ્યારે સોમનાથજીપર ચઢી આવ્યો અને અઢળક ધન–સમ્પત્તિ લૂંટી ગયો ત્યારથી જ વિધર્મીઓનો ડોળો સોમ-

નાથજી ઉપર હતો. જેની જેની સત્તા થતી તે બધા સોમનાથજી ઉપર લૂંટ ચલાવતા. આવી રીતે સોમનાથપર સાત ચઢાઇઓ થઈ હતી એમ કહેવાય છે.

૧૦૨૪ માં મહમ્મદ ગીઝની આવીને વિશાળ દેશનો નાશ કરી શિવલિંગના કકડા કરી સાથે લઇ ગયો, ત્યારથી સોમનાથનું દેરૂં ભગ્ન સ્થિતિમાં જ હતું. પણ જ્યારે કુમારપાળ જૈન ધર્મ તજી શૈવ ધર્મમાં આવ્યો, ત્યારે તેણે દેશનો જીર્ણોદ્ધાર કરી શિવલિંગની પુનઃ પ્રતિષ્ઠા કરી, પણ પ્રથમના જેવી જાહોજલાલી થઈ નહિ.

સૌરાષ્ટ્ર અને ગુજરાતના નૃપતિઓનો સોમનાથજી ઉપર અપૂર્વ ભાવ હતો અને જ્યારે મહમ્મદે તેનો નાશ કર્યો ત્યારે ભાવ ઘણો ઓછો થયો હતો. પણ કુમારપાળે શૈવધર્મમાં આવી દેશનો જીર્ણોદ્ધાર કરી શિવલિંગની સ્થાપના કરી, ત્યારથી સોમનાથજીપર ક્રમે ક્રમે શ્રદ્ધા બેસવા લાગી હતી. તેથી ઘણા રાજાઓ ત્યાં વર્ષાસન મોકલતા થયા હતા, તેમ કટલાકો તરફથી ગામો પણ અપાયાં હતાં.

એ વખતે હિન્દુ અને મુસલ્માનોને ધર્મ માટે ઝગડા થતા હતા. મુસલ્માનો એમ માનતા હતા કે, બીજાને ઇસ્લામી બનાવવાનું પાક પરવરદીગારનું પવિત્ર ફરમાન છે, ત્યારે હિન્દુઓ પોતાના ધર્મમાં અડગ રહેવા સર્વસ્વનો ભોગ આપતા હતા. આવી રીતે ધર્મ માટેના ઝગડા અત્યંત વધી પડ્યા હતા. મુસલ્માનો હિન્દુ ધર્મ પ્રત્યે ઘૃણાની દૃષ્ટિથી જોતા, તેમજ હિન્દુઓ મુસલ્માની ધર્મ પ્રત્યે તિરસ્કાર વૃત્તિ રાખતા. આ કારણથી બન્ને કોમો વચ્ચે સારો સંબંધ હતો નહિ. જરા તરા મુસલ્માને સાંભળ્યું કે અમુક હિન્દુએ અમુક મુસલ્માનને આમ કર્યું કે તુરત જ તે અને બીજા હિન્દુઓપર તેઓ હુમલો કરતા. તેથી જ્યાં ત્યાં અશાંતિ જ રહેતી અને બંને કોમો વચ્ચે ઘણું અંતર પડ્યું હતું.

સોમનાથજી માટે પણ તેવો જ પ્રકાર બન્યો હતો. સોમનાથજીમાં દીલ્હી તરફથી નીમાએલા સુબા ઝુફરખાને થાણું મેલ્યું હતું અને તે થાણામાં બધા મુસલ્માનો જ હતા. રસુલખાન નામનો તે થાણાનો ઉપરી હતો. તે ઘણો જ ધર્માંધ અને હિન્દુ ધર્મ પ્રત્યે દ્વેષ કરનારો હતો. તેના હૃદયમાં એમ જ થયાં કરતું હતું કે હિન્દુ ધર્મનો લોપ થાય અને સર્વત્ર મુસલ્માની ધર્મનો ઝુંડો ફરકે પણ આમ કરવાને તે અશક્ત હતો તેથી તે હિંદુઓનો દ્વેષ કરીને જ માત્ર શાન્ત રહેતો

એક વખત મહાશિવરાત્રિનો તહેવાર હતો. શ્રદ્ધાળુ ભક્તો દુર દુરથી સોમેશ્વરના દર્શને આવ્યા હતા. લોકોની ગીરદી સોમનાથ પટ્ટણમાં ઘણી જ થઇ હતી. બધા ભક્તો સોમેશ્વરનાં દર્શન કરી આનંદ મેળવતા હતા.

થાણાનો નાયક રસુલખાન આટલા બધા હિન્દુઓ એકત્ર થાય તેને બંડ થયું તેમ માનતો હતો, તેથી સોમનાથજીના મહંતને તેણે બધાં માણસોને વિખેરી નાંખવા અને શિવરાત્રિનો મહોત્સવ ન ઉજવવાનો હુકમ કર્યો.

રસુલખાનનો હુકમ મળતાં મહંત ગજરાજગરજીએ યાત્રાળુમાંથી સારા સારા મનુષ્યોને એકત્ર કર્યા અને રસુલખાનનો હુકમ કહી સંભળાવ્યો. આથી બધાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ગજરાજગરજી બધાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—

"ભાઇઓ! અત્યારે આપણી ઉપર મુસલ્માનો જુલ્મ ગુજારે છે અને આપણા ધર્મને તોડી પાડવાને મથન કરે છે, માટે આપણે મુંગે મોઢે સહન કરીશું તો અંતે બધાને મુસલ્માન થવાનો સમય આવશે. માટે આપણે આપણા ધર્મને માટે પ્રાણની પણ દરકાર રાખવી જોઇએ નહિ. આજે તો આપણો પવિત્ર ઉત્સવ ન ઉજવવા માટે હુકમ

કર્યો તો કાલે અહીંથી સોમનાથજીની મૂર્તિ ઉપર તવાઇ પાડશે, માટે આવી રીતે ધર્મનું અપમાન થાય અને આપણે મુંગે મોઢે સહન કરીએ તે બને જ નહિ. ભલે ધર્મનું રક્ષણ કરતાં આપણા પ્રાણ જાય, ભલે આપણને કષ્ટ સહન કરવું પડે, પણ આ હુકમને તાબે થઈ ઉત્સવ બંધ રાખવો નહિ. કહો, બધાનો શો મત છે?"

ગજરાજગરની વાત સાંભળી બધા હિન્દુઓનું લોહી ઉછળી આવ્યું અને રસુલખાનના હુકમની દરકાર નહિ કરતાં શિવરાત્રિનો ઉત્સવ દ્વિગુણીત ઉત્સાહથી ઉજવવો એવો બધાનો મત પડયો. રસુલખાન જો આડે આવે તો લડાઈ કરવી એવો બધાએ દઢ નિશ્ચય કર્યો, અને 'જય સોમનાથજી' ની ગગનભેદક ગર્જના કરી.

રસુલખાનને પણ આ ખબર મળ્યા હતા, તેથી ગમે તેવી રીતે હિન્દુઓને વિખેરી નાંખવાની વેતરણમાં જ તે હતો. અત્યારે મુસલ્માનો અલ્પ સંખ્યામાં ને હિન્દુઓ મોટી સંખ્યામાં હતા, તેની દરકાર ન કરતાં રસુલખાન પોતાની સત્તા ચલાવવા પોતાના સાથીદારો સાથે સશસ્ત્ર થઇ મહંત ગજરાજગરજી પાસે આવ્યો અને સત્તાનો દોર ચલાવતો બોલ્યો કે—

"અરે દુષ્ટ! મારા હુકમને અમાન્ય કરી તું ઉત્સવ શરૂ રાખે છે અને ઉલ્ટા હિન્દુઓને ઉશ્કેરે છે, પણ મુસલ્માનની તીક્ષ્ણ તેગની તને હજી ખબર નથી. જો, આ મારી શમશેર હિન્દુઓના રક્તની જ તરસી છે, માટે આ ઉત્સવ બંધ કરીને બધાને વિખેરી નાંખ, નહિતો તારી સાથે બીજાઓનો પણ કાળ નજીક આવ્યો છે તેમ નક્કી માનજે."

રસુલખાનના શબ્દો સાંભળી ગજરાજગરના ક્રોધનો અવધિ થયો. પોતાના ધર્મકાર્યમાં વિઘ્ન નાંખનાર રસુલખાનપર ઓઠ પીસીને તે બોલ્યો કેઃ—"તારા જેવાથી કશું બનનાર નથી. અમે આરંભેલો

ઉત્સવ બંધ રહેશે નહિ, માટે તારે આ વખતે કાંઈ પણ શબ્દ બોલવો નહિ. તારી શમશેર હિન્દુ રક્તની પીપાસુ છે તેવી જ રીતે હિન્દુઓની શમશેર મુસલ્માનના રક્તની પિપાસુ છે. જો તું તારૂં શ્રેય ઇચ્છિતો હોય તો અહીંથી અત્યારે ચુપચુપ ચાલ્યો જા, નહિતો અત્યારે જ હિન્દુઓના ક્રોધનો ભોગ થઇ પડીશ."

રસુલખાન ગજરાજગરની ધમકીથી ડરી જાય તેવો નહોતો. તે હિન્દુઓને તુચ્છ જાણતો હતો, તેથી તેમની દરકાર ન રાખતાં પોતાની સમશેરને નગ્ન કરી ગજરાજગર ઉપર ધસી આવ્યો. આવું જોઇ યાત્રાળુઓ પોતાના મન પર કાબુ રાખી શક્યા નહિ. રસુલખાન અને તેના સોબતીઓ પણ ભૂખ્યા વાઘની પેઠે ધસી આવ્યા અને ઝપાઝપી શરૂ થઇ. હિન્દુઓની સંખ્યા વધુ હતી, તેથી થોડા મુસલ્માનો ટકી શક્યા નહિ અને થોડી જ પળમાં રસુલખાન સાથે બધા મરણને શરણ થયા.

શિવરાત્રિનો ઉત્સવ ધામધુમથી ઉજવ્યો, પણ મુસલ્માનો સાથે વૈર બંધાવાથી સારૂં પરિણામ આવશે નહિ, તેમ ગજરાજગરને લાગતાં સોમનાથજીના બચાવ માટેની ચિંતા તેને થવા લાગી. રસુલખાનના સમાચાર પહોંચતાં જ મુસલ્માનો સોમનાથજી પર ધસી આવે તેવો સંભવ હતો. આવા વિચારથી આખા સૌરાષ્ટ્રમાં સોમનાથજીના બચાવ માટેની મદદ મેળવવા તેણે માણસો મોકલ્યા.

રસુલખાન મરાયાના ખબર ઝફરખાનને પડ્યા કે તુરત સોમનાથજી ઉપર ચઢાઈ લઇ જવા તે અધીરો થયો અને રસુલખાનના વૈરનો બદલો સોમનાથજીનો ધ્વંસ કરીને લેવો એવો તેણે દ્રઢ નિશ્ચય કર્યો.

સોમનાથજીપર ચઢાઈ લઈ જવા તૈયારી કરી. સૈન્યને કુચ કુ-

રવાનો સમય આવ્યો ત્યાં ઝુફરખાનને એવા ખબર મળ્યા કે, બરહાનપુરના આદિલખાંએ સુલતાનપુર અને નંદુરબાર ઉપર ચઢાઇ કરી છે. આવા સમાચારથી સોમનાથજીપરની ચઢાઇ મુલતવી રાખી તે ફોજ તેણે સુલતાનપુર તરફ રવાના કરી.

મજલ દરમજલ કરતાં ઝુફરખાન સુલતાનપુર પાસે આવી પહોંચ્યો અને આદિલખાં પણ પોતાના લશ્કર સાથે સામેથી આવ્યો.

ઝુફરખાન અને આદિલખાં વચ્ચે તુમુલ યુદ્ધ થયું. આ વખતે ઝુફરખાનની સમ્પૂર્ણ તૈયારી હતી, તેથી આદિલખાં સામે ટકી શક્યો નહિ. તેના સૈનિકો એક પછી એક ભૂશાયી થવા લાગ્યા અને છેવટે હતાશ થઇ આદિલખાંએ સુલેહનું કહેણ મોકલ્યું. આદિલખાં પાસેથી પુરતો દંડ લઇ તેને ઝુફરખાંએ છોડી મુક્યો.

આદિલખાં જેવા દુશ્મનનું દમન કરવાથી ઝુફરખાનના ગર્વનો પાર રહ્યો નહિ. હવે તેની દ્રષ્ટિ સૌરાષ્ટ્રપર પડી. રસુલખાનને મારી હિન્દુઓએ પોતાનું ભયંકર અપમાન કર્યું હતું, તેનું વૈર લેવાને તે ઉત્સુક થઇ રહ્યો હતો; પણ વચમાં આદિલખાં ચઢી આવવાથી તે ઉત્સુકતા થોડા દિવસને માટે સમાવી દેવી પડી, તેથી તેને ઘણું લાગી આવ્યું હતું. પણ હવે સર્વ વિઘ્નો ગયાં હોવાથી, નિશ્ચિતતાથી પોતાનું સૌરાષ્ટ્રનું કાર્ય પૂર્ણ થશે એમ માની તે તૈયારી કરવામાં ગુંથાયો.

કિલ્લાનો દરવાજો તોડે તેવા મજબુત હાથીઓ, ઉંટો, વગેરે તેણે મોટી સંખ્યામાં એકઠાં કર્યાં. ભયંકર ગર્જના કરવાવાળી તોપો અને તેની સાથે કુશળ ગોલંદાજોને તેણે સાથે લીધા. ઘોડેસ્વાર અને પદાતિઓની પણ ઘણી સંખ્યા હતી. લડાઇને લગતો સમ્પૂર્ણ સામાન એકત્ર કરવામાં તેણે જરા પણ કંજુસાઇ કરી નહીં. તેની આવી જ-

ભરી તૈયારીથી એમ જણાતું હતું કે જાણે આખી પૃથ્વીનો પરાજય કરવા માટેની જ એ તૈયારી હોય !

એક તો સૌરાષ્ટ્રનાં બધાં રાજ્યો પાસેથી ખંડણી વસુલ કરવાની હતી અને બીજું કારણ સોમનાથમાં થએલા હુલ્લડનો સમ્પૂર્ણ બદલો લેવાનો હતો. ખંડણી વસુલ કરવી તે એ સમયમાં સહેલું નહોતું; કેમકે સૌરાષ્ટ્રના ઘણા રાજા રાણાઓ શૂરવીર અને જાતિય ગૌરવ જાળવવાવાળા હતા. ખંડણી આપવી તે એક જાતની પ્રતિષ્ટાને હાનિ થવાનું તેઓ માનતા અને પ્રાણને કે સર્વસ્વને ભોગે પ્રતિજ્ઞા જાળવવા યત્ન કરતા. વળી સૈનિકો વગેરેનાં ખર્ચો તેઓ હદ કરતાં વિશેષ રાખતા. બધાને પહોંચી વળવા જેટલી ઉપજ આવતી નહિ, કેમકે જ્યાં ત્યાં અંધાધૂંધી ચાલતી હોવાથી જમીનો પુરતી ખેડાતી નહિ * ગામની આસપાસની જમીન ખેડાતી અને ગામથી સ્હેજ દુર જમીન હોય તે બીલકુલ ખેડાતી નહિ તેથી જ્યાં ત્યાં વેરાન દૃષ્ટિએ પડતું હતું. પુરતી જમીન ખેડાતી ન હોવાથી ધનભંડાર ખાલી રહેતા, તેમાં પાંચ વર્ષની ખંડણી ચડી ગએલી હોવાથી ઘણાંખરાં રાજ્યોથી બીલકુલ ખંડણી પુરી થઇ શકે તેમ નહોતું.

આ બધી હકીકત ઝુફરખાનના જાણવામાં હતી, તેથી ઘણે

---

* ગામની આસપાસની જમીન ખેડાતી તેનું કારણ એ કે લુંટફાટ કરવાને કોઇ આવી ચડશે તેવો ભય રહેતો. અમુક ઘોડેસ્વારો ગામમાં આવતા તેને 'પાળ' કે 'ઘોડાવાઈ' કહેતા અને તેને જોવા ઝાડ કે કોઈ ઉંચાણ ઉપર બેસતો તેને 'સાડીકો' કહેતા. તે દુરથી ઘોડેસ્વારોને જોઈ શ્વેત ધ્વજ ઉંચો કરતો, તેથી આસપાસના કૃષિકારો કે મનુષ્યો એકત્ર થઇ પોતાનો બચાવ કરતા. હજી પણ ઘણાં ગામોએ 'કોઠા' વગેરે છે અને ગામ પાસે ગોળ કાઢવાનાં કે બીજાં નિશાનો મળી આવે છે.

સ્થળે લડયા સિવાય ચાલશે નહિ એમ માની તેણે અપૂર્વ તૈયારી કરી હતી.

ઝુફરખાન સૌરાષ્ટ્રની ખંડણી વસુલ કરવા અને સોમનાથજીપર ચડાઇ કરવાને આવે છે, તેવા વર્તમાન આખા સૌરાષ્ટ્રમાં વાયુવેગે પ્રસરી ગયા હતા, તેથી સર્વનાં મન ઉદ્વેગમાં રહેતા. રાજા–રાણાઓ પણ પોતપોતાની તૈયારીમાં ગુંથાવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૪ મું.

### વિનોદમાંથી વૈર.

જુનાગઢમાં અપૂર્વ શોભા વિસ્તરી રહી છે. ગિરનાર પર્વત આકાશનો થાહ લેવા ઇચ્છતો હોય તેમ પોતાનું ગાંભીર્ય બતાવી રહ્યો છે. તેનાં વિશાળ શૃંગોપર શોભતાં વિવિધ દેવાલયો રૌપ્યથી અંકિત હોય તેમ સૌન્દર્યમાં અતિશય વૃદ્ધિ કરે છે. અનેક યાત્રાળુઓ ગુરૂ દત્તાત્રય આદિની યાત્રાર્થે ગમન કરે છે. ગુફા–કંદરાઓમાં થતો શંખધ્વનિ યોગિઓનો વાસ જણાવી આપે છે. હરિઆળી વનસ્પતિ નીલવર્ણ પોશાકનું ભાન કરાવે છે અને આખો ગિરિ નીલવર્ણા વસ્ત્રો પરિધાન કરી રહ્યો હોય તેવો ભ્રમ ઉત્પન્ન કરે છે. ઔષધના ભંડારરૂપ હોઇ ધન્વંતરી વૈદ્ય સાક્ષાત્ પોતાનું ઔષધાલય કરી ત્યાં રહ્યા હોય તેમ અનુમાન થઇ આવે છે. વિવિધ જાતનાં પક્ષીઓનો ધ્વનિ હૃદયને આલ્હાદ ઉત્પન્ન કરી રહ્યો છે. સર્વ દિશાઓએ પોતાની ક્ષિતિજ ગર્ભમાં છુપાવી સંકેલી છે. ભગવાન સૂર્ય પણ પોતાનાં રશ્મિથી સર્વ વસ્તુઓને માંજી કુસુમાદિને વિકસાવી રંગબેરંગીતા સાથે પરિપલ્લવતા પ્રસરાવી રહ્યા છે.

આખા જુનાગઢમાં સર્વ મનુષ્યો પોતપોતાના વ્યવસાયમાં ગું-

થાવા દોડધામ કરી રહ્યા છે. કચેરીમાં શોભતા સભ્યો કચેરીનો વખત થઈ જવાથી ઉતાવળથી કચેરીમાં આવી પોતાની બેઠકપર બેસે છે. આમ એક એક કરતાં બધા સભ્યોથી કચેરી ચિકાર ભરાઇ ગઇ. રાહ મોકલસિંહનું આગમન થતાં સર્વ સભ્યો ઉભા થઇ તેને જયઘોષથી વધાવી, રાહ સિંહાસનારૂઢ થવા બાદ સૌ પોતપોતાની જગ્યાએ બેઠા.

વિજોજી કે જે રાહનો માનીતો હતો અને જેની બ્હેન દેવલદેવી રાહને આપી હતી, તે પણ પોતાની બેઠકે બેઠો હતો. એક તરફ અરર્જુણજી હતા. બંને રાહને સરખી સગાઇના થતા હતા અને બન્ને શૂરવીર હોવાથી એક બીજા પ્રત્યે માનની દષ્ટિથી જોતા હતા તથા પ્રેમથી રહેતા હતા.

· વિજા વાજાનું શરીર કદાવર હતું. મુખપર શૌર્ય ઝળકી રહ્યું હતું. તેનાં ચળકતાં નેત્રોની પ્રભા દુશ્મનોને આંજી નાંખે તેવી તીક્ષ્ણ હતી. તેની રગે રગે રાજપૂત રક્ત વહન કરતું હતું. પોતાના બળપર સમ્પૂર્ણ ભરૂસો હોવાથી બીજા પોતા કરતાં ઓછા શૂરવીર છે તેવું તેને અભિમાન હતું. તેનો એવો સ્વભાવ હતો કે, કોઈ પણ વસ્તુ તે ખરીદે તેનાં બીજા પાસે વખાણ કરાવવાનું તે વધુ પસંદ કરતો હતો. પોતાની વીરતાથી તેણે રાહને વશ કરી લીધા હતા.

કચેરીમાં અફીણભક્તો ઘણા હોવાથી કેટલાએક કસુંબો ઘોળવામાં રોકાયા હતા તો કેટલાક બીજાને પાવામાં ઉત્સુક બની આગ્રહથી પાતા હતા. ઠેકાણે ઠેકાણે કસુંબાની ખેંચતાણ થતી હતી અને તેમાં જ સૌ લીન બન્યા હતા. અરે અફીણ! તારી અદ્દભુત સત્તા છે! તેં મોટા મોટા શૂરવીર રાજપૂતોને વશ કરી સખ્ત જંઝીરથી જકડી લીધા છે. તારી સત્તાનો ભોગ થઇ પડેલ મનુષ્યને તું જ જીવનદોરી છે. તું જ શરીરયંત્ર ચલાવવાની બાષ્પ છે. તારી જ અધીનતા સ્વીકારવામાં તત્પર

રહી સર્વસ્વ તને જ માનનારા તારા ભક્તો તારી સેવામાં હાજર રહે છે. અરે! જેના હૃદયતખ્તપર તું આરૂઢ થાય છે તેને રમકડાની પેઠે નચાવવામાં તું ચુકતું નથી. વળી તારી સાથે તારો પરિવાર પણ આવી નિવાસ કરી રહે છે, તેથી તારા ભક્તોનાં શરીરનાં અંગોપાંગમાં તારો જ હુકમ પ્રવર્ત્તે છે. તારી માનીતી સ્ત્રી આળસ તે પણ પોતાની સત્તા ઓછી જમાવતી નથી! તે નિદ્રાને કાઢી પોતાનું સ્થાન બનાવે છે અને તંદ્રાને સાથે રાખે છે. આળસ, સુસ્તી અને તંદ્રા મળી મનુષ્યને એક પાઇનો બનાવી દે છે! અરે! પણ તારા અતુલ પરાક્રમની તો અવધિ જ છે! તારો જે પૂજક બન્યો તે તારી ભક્તિમાં ચુસ્ત જ બની રહે છે. તેને તારા વિરૂદ્ધ ઉપદેશ કાંઇ અસર કરી શકતો નથી; તારી નિંદા તે શ્રવણ કરી શકતો નથી, તારા અવગુણોનો તેના હૃદયમાં લેશ પણ પ્રાદુર્ભાવ થતો નથી, પણ તારા આગમનથી જ તે પ્રસન્ન રહ્યા કરે છે. તું સૌન્દર્યનો નાશ કરનાર, શક્તિને હરનાર, નિરૂદ્યમીનાનો ચાહક બનાવનાર, ગીરાસ, પ્રભુતા અને સંપ વગેરે દૈવી ગુણ, દૈવી સમ્પત્તિ વગેરેનો ભોગ લઇ, કુસંપ, નિંદા, આળસ, ઇર્ષા, ઇક્ષણા, દુર્બુદ્ધિ વગેરે રાક્ષસી ગુણોને પ્રાપ્ત કરાવે છે, છતાં તારામાં જ તારા ભક્તો આસક્ત રહે છે. તારા સામ્રાજ્યથી રાજપૂતોમાંથી વિદ્યા ગઇ, સહિષ્ણુતા ગઇ, અખંડ સામર્થ્ય ગયું અને પ્રજાવાત્સલ્ય પલાયન કરી ગયું. વડિલોએ અનેક ભોગો આપી મેળવેલો ગીરાસ વ્યાપારીઓને ત્યાં વેચાયો. શૂરવીરતાને બદલે કાયરતા પ્રાપ્ત કરી, છતાં તારા પર પ્રીતિ રાખનારા રાજપૂતોપર હે! તજારા દેવ! કૃપા કર! કૃપા કર!! અને તારો અધિકાર ઓછો કરી સ્વરાજ્ય આપ! હવે તારા ભક્તોપર દયા લાવ અને તેં હરણ કરેલું તમામ ઐશ્વર્ય રાજપૂતોને પાછું બક્ષ! હે! રાજપૂતોના દેવાધિદેવ! આ મારી કરૂણાજનક કાકલુદીભરી સ્તુતિ સાંભળી દયા કર!

જો, તું આ કચેરીમાં કેવા માન-પાનને મેળવી રહ્યો છે ! તેં ઘણા-ને હાર અપાવી છતાં પણ તને હૈયાનો હાર, માથાનો મુકુટ અને પ્રાણ કરતાં પણ પ્યારો ગણે છે; માટે કાંઇક રહેમ લાવ ! અત્યારે આખું ક-ચેરીમંડળ તારી પસંદગી મેળવવા કેટલી આતુરતા જણાવે છે ? એક બીજાને પાવા કેટલી તનતોડ મહેનત કરે છે ?

આખી કચેરી અત્યારે અફીણના કેફમાં મસ્ત બની રહી છે. સર્વે પોતપોતાની વડાઇની વાતો કરે છે અને આત્મશ્લાઘા કરે છે. તેમાં વિજા વાજાએ પોતાની ખરીદેલી તરવાર બતાવી કહ્યું કે "જુઓ, આ તરવાર કેવી સરસ છે ?" એમ કહી પાસે બેઠેલાને જોવા આપી અને એક પછી એક લઇ બધા જોવા લાગ્યા તથા તરવારની મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા. જ્યારે તે ફરતી ફરતી અરજણજીના હાથમાં આવી ત્યારે તે જોવા લાગ્યા અને ખુશામતીઆની ખોટી ખુશામતથી અજાયબ થયા.

વિજો વાજો અરજણજીનો ભાવ સ્ડમજી જવાથી બોલ્યો કેઃ-"અરજણજી ! આ તરવાર એવી તો તીક્ષ્ણ છે કે સો વીઘાંના સારવા ખેતરમાં જેમ રાંપ જાય અને ક્યાંય પણ અટકે નહિ અને સડસડાટ ચાલ્યા કરે, તેમજ આ તરવાર શત્રુદળને દળવામાં પણ ક્યાંય અટ-ક્યા શિવાય શત્રુની કતલ કરે, ગમે તેવા શૂરવીરને પરાસ્ત કરે, પણ હાથને ઇજા સરખી આવે નહિ."

આ વાક્ય સાંભળી અરજણજીને ક્રોધ ચઢ્યો અને કહ્યું કેઃ-"વિ-જાજી ! એમ કહેવું વ્યર્થ છે, કેમકે સો વિઘાંમાં રાંપ જાય તેમ તમારી તરવાર દુશ્મનપર જાય પણ સો વીઘાંના સારવામાં બાવળ બોરડી કે ખીજડાનું ઠુંઠું આવ્યું હોય તો રાંપ ભાંગી જાય તેવી જ રીતે શૂરવીર આગળ તમારી ગમે તેવી સારી તરવાર હોય તોપણ નકામી થઇ જાય.

આ બધા હામાં હા મેળવી ખોટી ખુશામત કરે છે. કોઇ સાચું કહેતું જ નથી !"

**વિજેજી:**—"આ શું ? મારું અપમાન ! હજીસુધી તમો મારા પરાક્રમથી અજ્ઞાત છો ? મેં મારા પ્રચંડ વિક્રમથી અનેક યોદ્ધાઓને પરાસ્ત કર્યા છે. આ ભુજાઓના અતુલ બળ સામે થવાને કોણ સમર્થ છે ?"

**અરજણજી:**—"તમો શૂરવીર છો તે હું સારી પેઠે જાણું છું. તમારી શૂરવીરતા પ્રત્યે મને ઘણું માન છે, પણ કહેવત અનુસાર "શેરને માથે સવાશેર હોય જ." વળી દરેક શૂરવીરને પોતા કરતાં વિશેષ બળવાળો મળી આવ્યો છે, માટે તેમાં અભિમાન કરવું યોગ્ય નથી."

આ સાંભળી વિજેવાજે પોતાના આસનેથી ઉભો થયો અને ક્રોધથી રક્ત નેત્ર કરી કહેવા લાગ્યો કેઃ-"કેમ અરજણજી ! તમો પણ શૂરવીરતાનો ફાંકો રાખો છો, પણ હજીસુધી તમને સવાશેર મળ્યો નથી ત્યાસુધી જ ટાયલું આવડે છે ? પણ મારા જેવો સામો લડવા આવે અને સન્મુખ રહી લડો, ફત્તેહ મેળવો, ત્યારે જ શૂરવીરતા ગણાય; માટે છે હીમ્મત ? હીમ્મત હોય તો તરવાર પકડો, તરવાર ન હોય તો હું આપું."

આ વચનો અરજણજીને તીરની પેઠે વાગ્યાં, શોણિત ઉછળવા લાગ્યું અને પોતાનો જુસ્સો હાથ ન રાખી શકવાથી એકદમ ઉભા થઇ કહેવા લાગ્યા કે, "શું ! પૃથ્વી નિર્વીર્ય થઇ છે ? બધા શું બાયલા બની ગયા છે કે આટલું અભિમાન રાખો છો ? તમારા જેવા અભિમાનીઓને હાથ બતાવી અભિમાન તોડવું એ જ મારું કર્ત્તવ્ય છે. તમો જેમ બે તરવારો બાંધો છો તેમ હું પણ બે તરવારો ધારણ કરું છું,

એટલે તમારી તરવાર લઈ લડવાની જરૂર નથી, પણ મારી પાસે બે તરવારો છે. જો આ તમારી નવી ખરીદેલી તીક્ષ્ણ ધારવાળી તરવાર ઉપર વિશ્વાસ ન હોય તો મારી પાસેથી બીજી તરવાર આપું."

વિજોજી:—"મારૂં અભિમાન તોડનાર કોઇ જન્મ્યો જ નથી! હું પ્રતિજ્ઞા કરૂં છું કે આ મારી તરવાર રાંપ જેવી છે તે સો વીઘાંના સારવાની જીગ્યાએ તમે જ થશો અને તમને જ આ તરવારનો આસ્વાદ ચખાડીશ."

અરજણજી:—"તમારી તરવાર સો વીઘાંનું સારવા જાણી રાંપ બનાવશો તો હું ઠૂંઠું થઇશ અને તમારી રાંપને વાળી દઇશ."

વિજોજી તુરત જ હાથમાં નગ્ન તરવાર લઈ લડવા તૈયાર થયા કે તુરત જ વળતો જવાબ આપવા અરજણજી તૈયાર થયા. આમ વિનોદમાંથી બંને યોદ્ધાઓ એકદમ ઉશ્કેરાઇ સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યા. મોકલસિંહ પણ વિસ્મય પામ્યો. વિનોદમાંથી આ પરિણામ આવશે તેનો સ્વપ્ને પણ તેને ખ્યાલ નહોતો. કચેરીમાં પોતાની સન્મુખ તેમને લડવા ઉત્સુક થએલા જોઇ એકદમ ઉભા થઇ રા'એ કહ્યું કે:—"શું આનું નામ શૂરવીરતા કે? મારી મર્યાદાનો ભંગ કરી રાજભક્તિનો ફાંકો રાખો છો, તો તમારી આ વર્તણુક યોગ્ય છે કે? આ તમો અંદરો અંદર શું કરી બેઠા છો? આથી તમારી શૂરવીરતા ગણાશે નહિ, માટે બસ કરો."

વિજાજી અને અરજણજી રાહની આજ્ઞા માની શાંત થયા. કચેરી બરખાસ્ત થતાં તેઓ પોતપોતાને સ્થળે ગયા અને આ સમાચાર જોતજોતાંમાં સર્વત્ર ફેલાઈ ગયા. નગરજનો આ સમાચારથી ચિંતા કરવા લાગ્યા કે આ બંને રાજ્યના હિતેચ્છુઓ વચ્ચે કુસંપ થવાથી કોઇ

દુશ્મન ચઢી આવશે, માટે બંનેને સુલેહ થાય તો સારૂં. અંતઃપુરમાં પણ આ સમાચાર પહોંચેલા હોવાથી વિજાજીનાં બ્હેન દેવલદેવી અરજણજીનાં બ્હેન ઉમાદેવી કે જે પોતાની શોક્ય થાય તેની પાસે ગયાં.

દેવલદેવીઃ—"બ્હેન! તેં કાંઈ સાંભળ્યું કે? અરજણજી મારા ભાઇ સાથે હરિફાઈ કરે છે પણ તે જાણતા નથી કે વિજોજી કેવા શૂરવીર છે! વળી તેમની પાસે વાજા રાજપૂતો ત્રણસેં ચાળીસ બહાદુરો છે, ત્યારે અરજણજી પાસે ફક્ત પંદર પોતાના આંગિક રાજપૂતો છે; માટે તે વિજાજીની ક્ષમા માગે તો સારૂં, નહિતો વિપરીત પરિણામ આવશે."

ઉમાદેવીઃ—"બ્હેન! આ તમો શું બોલો છો? શું મારો ભાઈ રાજપૂત નથી? તમારા ભાઇની તરવાર વાગે છે અને મારા ભાઇની નથી વાગતી? વિજોજી શૂરવીર છે તો અરજણજી શું ઓછો શૂરવીર છે? માટે આવો મિથ્યા પ્રલાપ શામાટે કરો છો વારૂ?"

દેવલદેવીઃ—"હજી તું અજ્ઞાન છે. તને રાજાઓનાં પરાક્રમની ખબર નથી. મને અફસોસ થાય છે કે અરજણજીને થોડા દિવસમાં વિજોજી મારશે. એટલે તું સમજાવી ક્ષમા મગાવે તો સારૂં, કેમકે વિજાજીએ અરજણજીને નલોયો મારવાની પ્રતિજ્ઞા કરી છે."

ઉમાદેવીઃ—"શું ક્ષમા? છટ છટ! ક્ષમા કોણ માગે? શું મરવાથી ડરી એક રાજપૂત ક્ષમા માગશે?! બીલકુલ નહિ બને. આવા બાયલા થવાની શિખામણ અરજણજીને હું કદી આપવાની જ નહિ. શું અરજણજી કાયર છે કે વિજોજી તેને નલોયો મારશે અને અરજણજી કાંઈ કરી નહિ શકે? કદાચ તેમ જ થશે અને મારા ભાઇને મારનારને મારનાર કોઇ નહિ નિકળે તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે હું તેનો શોક બીલકુલ

પાળીશ નહિ એટલું જ નહિ પણ તેનું સ્નાન પણ નહિ કરૂં, કેમકે આવી રીતે મરાયલો તે મારો ભાઇ જ નહિ, તેમ બીજા ભાઇઓને ભાઇ તરીકે પણ માનીશ નહિ."

દેવલદેવીઃ—"હું તો સારા માટે કહેવા આવી હતી, પણ તને યોગ્ય લાગતું નથી તો તારા મનની તું મુખત્યાર છે; માટે મરજી પ્રમાણે કર." આમ કહી દેવલદેવી પોતાના મહેલ તરફ ગઈ.

ઉમાદેવીએ અરજણજીને બોલાવી કહ્યું કેઃ—"ભાઈ! હવે તમારે અહીં રહેવું સલામતીભરેલું નથી. અહીં રહેવાથી વિજો વાજો કાંઇ પણ દગો કરી વખતે અમંગળ કરે અને દગાને લઇને તમો કાંઇ ન કરી શકો તો મારી પ્રતિજ્ઞા પ્રમાણે મારે વર્તવું જોઈએ; માટે તમો ગઢાળી જાઓ. ત્યાં માણસો વગેરે એકત્ર કરો. એટલે વિજોજી આવે તો બતાવી અપાય કે શૂરવીર રાજપૂત સાથે લડતાં કેટલું સહન કરવું પડે છે."

અરજણજીઃ—"એ ખરૂં છે, પણ હું અત્યારે ગઢાળી જાઉં તો વિજાજીને જણાય કે મારી બીકથી ન્હાસી ગયો; માટે એ માસ રહી પછી જઇશ. રાહને પણ મેં એમ જ કહ્યું છે કે હું મારૂં રક્ષણ કરી લઇશ."

વિજાજીએ દાવપેચ કરી અરજણજીને સપડાવવા કચાશ રાખી નહિ, પણ ચાલાક અરજણજીએ તેને કોઇ રીતે ફાવવા દીધો નહિ. આ સમાચાર રાહ મોકલસિંહના જાણવામાં આવતાં વિજાજીને બોલાવી કહ્યું કે અરજણજી જ્યાંસુધી અહીં રહે ત્યાંસુધી તમારે બીલકુલ દ્વેષ રાખવો નહિ, કેમકે અહીં કાંઈ અરજણજીને નુકસાન થાય તે મને જ નામોશીભરેલું થાય; માટે હું હુકમ કરૂં છું કે આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશો નહિ અને તેમ કરશો તો રાજની ખરા બ્હોરી લેશો."

વિજોજી અદબસહ નમન કરી બોલ્યો કે "આપ નામદારની

આજ્ઞા પાળવી એ મારી પ્રથમ ફરજ છે એમ હું માનું છું. અહીં અરજણજી સાથે વિગ્રહ ન કરવાની આપની આજ્ઞા શિરસાવંધ માનું છું; માટે અત્યારથી અરજણજીને હરકત કરવાનું કોઈ કાર્ય મારા હાથથી થશે નહિ; પણ જ્યારે તે ગઢાળી જશે ત્યારે મારી પ્રતિજ્ઞા પાળવા પ્રયાસ કરીશ, કેમકે પ્રતિજ્ઞા ભંગ કરવી તે રાજપૂત ધર્મથી વિરૂદ્ધ હોવાથી તેમ થઇ શકશે નહિ, પણ આપે કરેલી આજ્ઞાનું પરિપાલન કરવામાં સ્ખલન થશે નહિ."

**મોકલસિંહઃ**—"બસ! મારી પણ એટલી જ આજ્ઞા છે. પછી તમે અને અરજણજી ગમે તેમ કરશો, તેમાં મને વાંધો નથી. જ્યારે હમીરજી આવવાના સમાચાર આવશે ત્યારે જ અરજણજીને ગઢાળી જવા રજા આપી શકાશે, તે પહેલાં રજા અપાશે નહિ. માટે જ તમને આવી આજ્ઞા કરવાની ફરજ પડે છે."

**વીજોજી** એ આજ્ઞા ઉપર શિર નમાવી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### ઝુફ્ફરખાન.

મહમ્મદ તઘલખ બીજાએ ફરહત ઉલ્મુલ્કના બંડને શમાવી દેવા અને ગુજરાતની ખંડણી વસુલ કરવા ઝુફ્ફરખાનને સુબો નિમ્યો, ત્યારથી તેના મનમાં તાલાવેલી થઇ હતી કે બંડીઆ રાજાઓને એકદમ દાબમાં રાખવા. આવા વિચારથી પ્રથમ રાસ્તીખાનની પૂંઠ પકડી અને પાટણ પાસે કંબુ ગામ આગળ લડાઇ કરી, તેમાં તેણે રાસ્તીખાનનો પરાભવ કર્યો.

ઝુફરખાન આ લડાઇમાં જય પામ્યો હોવાથી સૌરાષ્ટ્રના રાજાઓને નમાવવાનો તેણે વિચાર કર્યો અને સૌરાષ્ટ્ર તરફ કુચ કરવાને તૈયારી કરી; પણ આશિર બરહાનપુરના આદિલખાંએ સુલતાનપુર અને નંદુરબાર ઉપર ચઢાઇ લઇ જવાના સમાચાર સાંભળી પોતાની ફોજ તે તરફ લઈ ગયો અને તેણે આદિલખાંને હરાવ્યો, તે આપણે જોઈ ગયા. ઝુફરખાનના વડિલો મુસલ્માન ન હતા પણ સહારણ અને સાધુ નામના ટાંકના વાળા રાજપૂતો હતા. તેને ઠાસરા ગામ જાગીરમાં મળ્યું હતું. ફિરોજ તઘલખ દિલ્હીની ગાદીએ આવ્યા પહેલાં તે એક દિવસ શિકાર કરવા નિકળ્યો અને શિકાર પાછળ એટલો પડયો કે દિશાનું ભાન રહ્યું નહિ; તેથી અવળે માર્ગે ચઢી તે ઠાસરા આવ્યો. સહારણ તથા સાધુને ફિરોજ આવવાની ખબર પડતાં તેને તેમણે ઘણાં માનપાનથી પોતાના ગામમાં આણ્યો.

આમ એકાએક દીલ્હીનો પાદશાહ ભુલો પડવાથી એકલો આવ્યો અને પોતાને ત્યાં પરોણા તરીકે રહેવાની ખુશી બતાવી તેથી બંને ભાઇઓના આનંદનો અવધિ થયો. અધિકારની લોલુપતાવળા બંને ભાઇઓને અધિકાર મેળવવાની સારી સંધિ પ્રાપ્ત થઇ હોવાથી ફિરોજશાહની મહેમાનગીરી કરવામાં તેમણે કચાશ રાખી નહિ. બાદશાહ પોતાના હાથમાં આવ્યો છે, તે પોતાનો જ રહે તેવી તેમની ઇચ્છા હતી અને બાદશાહ જેમ રાજી રહે તેમ કરી તેની પ્રીતિ સમ્પાદન કરવી કેમકે અત્યારે ગમે તે પ્રકારે બાદશાહને પોતાનો કરી નહિ લઈએ અને તેના પ્રીતિપાત્ર નહિ થઇએ તો તે દીલ્હી ગયા પછી આપણને યાદ પણ નહિ કરે માટે શું ઉપાય કરવો એ વિચારમાં બંને ભાઇ ગુંચાયા.

સહારણઃ—"ભાઇ! આપણે હવે શું કરવું? બાદશાહ આપણો જ રહે તે માટે કાંઇક ઉપાય કરવો જોઇએ. તેની પસંદગી મેળવવા

ઉપાય શું કરવો કે જેથી કરી બાદશાહ આપણા ઉપર સદાય પ્રસન્ન રહે અને આપણે મોટે હોદ્દે ચઢીએ ?"

સાધુ:—"બાદશાહને પ્રસન્ન કરવાનો રસ્તો અત્યારે સ્હેલો થઇ ગયો છે કેમકે જે પોતાની કન્યા અથવા ભગિની આપી સંબંધથી જોડાય છે તે તુરત જ શહેનશાહનું માન પામે છે, અને તે ઉપરાંત વિશેષ માન જોઇતું હોય તેણે લગ્ન સંબંધ સાથે મુસલમાન ધર્મ સ્વીકારવો એટલે પછી કહેવું જ શું? જેવું જોઇએ તેવું માન મળે."

સહારણ:—"આપણે પણ એનું જ અવલંબન કરવું અને આપણી ભગિની ફિરોજશાહને આપી સાથે મુસલમાન થવું, પણ આ તક જવા દેવી નહિ, કારણકે બાદશાહ અહીં છે એટલે આપણી માગણી કબુલ કરશે જ. વળી આપણી ભગિની સ્વરૂપવાન હોવાથી બાદશાહ પણ આનાકાની કરશે નહિ. વળી આપણે મુસલમાન થવાના છીએ તેથી પણ બાદશાહ આપણી માગણી ઘણી ખુશીથી સ્વીકારશે."

સાધુ:—"જો એમ થાય તો મારી કોઇ વાતની ના નથી, કેમકે ફિરોજશાહ ભવિષ્યનો શહેનશાહ છે, એટલે આપણી લાગવગ પણ વધુ થશે, અને ભવિષ્યમાં જબરી જાગીર મેળવવાને ભાગ્યશાળી થઇશું."

બંને ભાઇઓ સંમત થયા અને પોતાનો વિચાર ફિરોજશાહને જણાવ્યો. ફિરોજશાહ પણ તેના વિચારને સમ્મત થયો, કારણકે સહારણની સૌન્દર્યવતી ભગિની ઉપર તે મોહિત થયો હતો. પોતાના વિચારને અનુકુળતા મળતાં તેણે લાંબી લાંબી આશાઓ આપી અને મુસલ્માની ધર્મની દીક્ષા અપાવી. સહારણનું નામ વાજી ઉલ્મુલ્ક અને સાધુનું નામ શમશેરખાન પાડયું અને તેની ભગિની સાથે વિધિસર નિકાહ કરી વાજી ઉલ્મુલ્ક ઉર્ફે સહારણ વગેરેને લઇ તે દીલ્હી આવ્યો.

બાજી ઉલ્મુલ્કનો દીકરો થયો તેનું નામ ઝુફરખાન પાડયું. જ્યારે ફરહત ઉલ્મુલ્કે બંડ કર્યું ને તે સ્વતંત્ર થવાની કોશીશ કરવા લાગ્યો ત્યારે તેને દાબી દેવા ઝુફરખાનને ગુજરાતનો સુબો નીમી મોકલ્યો.

ઝુફરખાન નિડર અને સાહસિક હતો અને મુસલમાન ધર્મમાં પૂર્ણ શ્રદ્ધાવાન હતો. બાદશાહે તેને જ્યારથી ગુજરાતનો સુબો નિમ્યો ત્યારથી જ તેનામાં હિન્દુ દેવોપરનો તિરસ્કાર વૃદ્ધિ પામવા લાગ્યો. તેનો એવો નિશ્ચય હતો કે હિન્દુ દેવોનો નાશ કરવાથી હિન્દુઓની શ્રદ્ધા હિન્દુ ધર્મ પ્રત્યે ઓછી થશે અને તેઓ ઇસ્લામ ધર્મ સ્વીકારશે. આવા હેતુથી તે દેવો પ્રત્યે ઘાતકી થયો હતો.

ગુજરાતના રાજાઓને તાબે કરી બધી વ્યવસ્થા કરી એટલે સૌરાષ્ટ્ર પ્રતિ તેની નજર ગઇ અને સૌરાષ્ટ્રના રાજાઓને જિતી બાદશાહની પ્રીતિ સમ્પાદન કરવાનો સંકલ્પ કર્યો. પોતાના સરદારોને એકત્ર કરી પોતાનો વિચાર જાહેર કરીને તે બોલ્યો કેઃ—

"મારા બહાદુર શૂરવીરો! તમો દીલ્હીની શહેનશાહતના નિમકહલાલ સૈનિકો છો અને તમારા બાહુબળથી ગુજરાતની ઉત્તમ વ્યવસ્થા થઇ શકી છે. તમો તમારાં સ્ત્રી પુત્રો અને પ્રાણ કરતાં શહેનશાહતની સેવાને ઉત્તમ માનો છો, એ તમારી રાજ્યભક્તિ જ પુરવાર કરી આપે છે. તમારી વીરહાક આગળ હિંદુઓનું કાંઇ જોર ચાલતું નથી, કેમકે હિન્દુઓ મૂર્ખ છે. એક પથ્થર ઉપર કેટલું દ્રવ્ય બરબાદ કરે છે? આવી તેની બેકદરથી જ પાક પરવરદીગારે ઇરાનથી મુસલમાનોને મોકલ્યા છે. તેવા મંદ હૃદયી હિન્દુઓને દંડ દઇ ખરા ઇસ્લામ ધર્મનું રહસ્ય આપણે સમજાવવું જોઇએ. મૂર્તિઓમાં કેટલી શક્તિ છે તે પણ બતાવી આપવું જોઇએ. તમે જાણો છો કે પવિત્ર ઇસ્લામ ધર્મ કેટલો મોટો છે. તેના ઝુંડા નીચે આવનાર મનુષ્ય અનેક

સુખો ભોગવે છે, અને છેવટે પરવરદીગારની સમીપ જવાને ભાગ્યશાળી બને છે. મારા પિતા આદિ પણ હિન્દુ જ હતા પણ જ્યારે તેમનામાંથી અંધ શ્રદ્ધાનો લોપ થયો અને ભાગ્યોદય થયો ત્યારે તેમનાં હૃદયચક્ષુ ખુલ્યાં અને કુરાને શરીફની પવિત્ર આજ્ઞા માની તેઓ સુરસ્તે વળ્યા અને મુસલમાન થઇ તેમણે પોતાના જીવનનું સાર્થક કર્યું. હું મારા પિતા વિગેરેનો મહદ્ ઉપકાર માનું છું કે, તેઓ સુરસ્તે દોરાયા અને મને પણ સુરસ્તે પ્રેર્યો અને હું ખુદાતાલાને શરણે રહ્યો.

"આપણા કુરાને શરીફની આજ્ઞા છે કે વિધર્મીઓને પોતાને વશ રાખો, તેનાપર સત્તા ચલાવો; આ આજ્ઞા પ્રમાણે આપણે ચાલવાને તૈયાર છીએ. આપણા ધર્મ માટે પ્રાણ અર્પણ કરવા પડે તો આપણે આનંદથી તેમ કરવા તૈયાર છીએ. કેમ? મારા વિચારને તમો બધા સમ્મત તો હશો જ, કેમકે તમને પણ ધર્મ સિવાય બીજું કાંઇ વ્હાલું નથી."

આલફખાન ઉભો થઇ નમીને અદબસર બોલ્યોઃ–"મારા ખાવીંદ! આપ જેવા શૂરા સુબાની પસંદગી કરવા માટે બાદશાહ સલામતે ડહાપણભર્યું કાર્ય કર્યું છે. આપની ઇસ્લામ ધર્મ પ્રત્યેની અટળ અને દૃઢ શ્રદ્ધા છે, તેથી જ આપે ઇસ્લામ ધર્મ પ્રવર્તાવવાનો ભારે પ્રયાસ આદર્યો છે. આપ જે કાર્ય કરશો તે કાર્યમાં અમો આપને જીવને જોખમે પણ મદદ કરીશું. અમારા પ્રાણની દરકાર રાખ્યા વિના ગમે તેવી આજ્ઞા પાળવા અમે તૈયાર છીએ. જ્યારે આપ ઇસ્લામ ધર્મ માટે આટલી જહેમત ઉઠાવો છો, ત્યારે અમો શામાટે પ્રાણની દરકાર રાખીએ? ધર્મ માટે મરવું બહેતર છે અને આ જીંદગીનું સાર્થક્ય જો કાંઇ હોય તો ધર્મ વૃદ્ધિ કરવી તે જ છે. માટે ફરમાવો, આપનો શું હુકમ છે? કહો તો અમારી તિક્ષ્ણ તલવારથી બધા હિંદુઓનાં મસ્તક જુદાં

કરીએ અને કહો તો તેમને બંધીવાન કરી આપની સંમુખ હાજર કરીએ."

ઝુફરખાનઃ—"બિરાદર! તારા જેવો શૂરવીર સેનાપતિ શું ન કરે? તે ધારે તે કરી શકે. તારી સ્હાયથીજ ગુજરાત દેશની વ્યવસ્થા જળવાઇ છે અને થોડી મુદતમાં ઘણું કાર્ય આપણે કરી શકયા છીએ. હજી આપણે ઘણું કાર્ય કરવાનું છે અને લડાઇઓ જીતવાની છે. ગુજરાત આપણી સત્તા નીચે સમ્પૂર્ણ આવી છે પણ હજી સૌરાષ્ટ્રના બધા રાજાઓને નમાવી ચઢેલ ખંડણી વસુલ કરી દીલ્હીપતિની આણ વર્તાવવાની છે અને તે કાર્ય તારા જેવા રણચતુર સેનાપતિ અને આપણા બહાદુર સૈનિકોની સ્હાયથીજ સ્હેજમાં પાર ઉતારી શકવાને આપણે ભાગ્યશાળી થઇશું."

આલફખાનઃ—"શું આપનો વિચાર સૌરાષ્ટ્રપર ચઢાઇ લઇ જવાનો છે? જો તેમજ હોય તો અમારાં અહોભાગ્ય છે, કેમકે નવી નવી લડાઇઓ લડવાનું આપણા સૈનિકો વધુ પસંદ કરે છે. સૌરાષ્ટ્ર જેવો દેશ જોવાનું તથા વિજય મેળવી મનરંજક વસ્તુ પ્રાપ્ત કરવાનું કોને ન ગમે? મને તો એમજ જણાય છે કે આપણી વીરહાક ગુજરાતમાં જેવી ગર્જી રહી છે તેવી સૌરાષ્ટ્રમાં પણ ગર્જાવવી જોઇએ."

ઝુફરખાનઃ— "મારો પણ એ જ મત છે, કે જલદી સૌરાષ્ટ્ર તરફ કુચ કરવી અને જેઓ ઘણાં વરસથી ખંડણી ભરતા નથી એવા રાજાઓ પાસેથી બમણી ખંડણી લેવી. તે સાથે તેમને સખત શિક્ષા કરવી અને બતાવી આપવું કે દીલ્હીશ્વરની પ્રબળ સત્તા સામે કોણ શિર ઉન્નત કરી શકે છે? આજે બધા સમક્ષ આ વાત છેડવાનું કારણ એટલું જ કે સૌરાષ્ટ્ર પર ચઢાઇ લઇ જવા માટે બધાનો શો મત છે તે મારે જાણવું."

આલફખાનઃ— "નામવરનો જે વિચાર તે જ સર્વનો વિચાર હોય. આપના હુકમ અનુસાર વર્તવું તેજ આમારૂં કર્ત્તવ્ય છે, માટે એમાં

આપ અમારો મત પુછો તે નકામું છે. અમો તો હુકમના તાબેદાર જ છીએ. આપ ફરમાવો ત્યારે કુચ કરવા તૈયાર જ છીએ. કહો, મારા બહાદુર શૂરવીરો! આપણા નામવરનું કહેવું આપે અક્ષરશઃ સાંભળ્યું હશે. માટે બધાનો વિચાર શો છે તે જણાવો." આ વાક્ય પુરૂં થતાં જ ત્યાં બેઠેલા સૈનિકો અમલદારો એકદમ ઉભા થયા અને નગ્ન તરવારો કરી "અલ્લાહો અકબર" નો ગગનભેદી અવાજ કરી સમ્મતિ આપવા લાગ્યા.

ઝુફરખાન આ દેખાવથી ઘણો પ્રસન્ન થયો. અને બધાને ઉદ્દેશી કહેવા લાગ્યોઃ "શાબાશ મારા બહાદુરો! તમારી બહાદુરી, બળ, સાહસ અને એકનિષ્ઠાથી જ સૌરાષ્ટ્રપર ચઢાઇ કરી હું વિજયધ્વજા ફરકાવી શકીશ, અને બતાવી અપીશ કે હિંદુઓ કરતાં મુસલમાનો કેટલા બળવાન છે. તેઓ આપણા સામે ટકવાને શક્તિવાન નથી જ."

આલફખાનઃ- "આપણે જલદી કુચ કરવાની તૈયારી કરવી જોઇએ અને પ્રથમ ક્યાં જવું તે પણ જાહેર કરવું જોઇએ; માટે આપ નામદાર જણાવશો કે પ્રથમ ક્યાં જવું?"

ઝુફરખાનઃ- "તમો અત્યારથી જ સૌરાષ્ટ્રપર જવાની હકીકત સર્વત્ર જાહેર કરો અને આખા ગુજરાતના મુસલમાન બિરાદરોને આવવા આમંત્રણ કરો. તૈયારી થયા બાદ તુરત કુચ કરવાની છે અને રસ્તામાં આવતાં રાજ્યો પાસેથી ખંડણી લઈ સિદ્ધા સોમનાથ પટ્ટણ પર જવું છે, કેમકે ત્યાંના હિંદુઓએ બંડ કરી રસુલખાનનો વધ કર્યો છે." સૌએ ઝુફરખાનની આજ્ઞા ઝીલી લીધી.

---

## પ્રકરણ ૧૧ મું.

### મૈત્રી.

ચાંપાવાળાના જખમોને આરામ આવ્યો, તેથી હમીરજી, માણસુર અને હમીરજીના રાજપૂતો આનંદમગ્ન થયા. જાણે કે કોઇ સ્વજનને પુનઃ પ્રાણ મળ્યા હોય તેમ તેમને લાગવા માંડ્યું. હમીરજી પણ ચાંપાવાળા ઉપર પોતાના એક બન્ધુ તરીકે પ્રેમ રાખતા હોવાથી તેમના આનંદની પરિસીમા રહી નહિ.

ચાંપાવાળાને હવે સમ્પૂર્ણ શક્તિ આવી હતી. જખમથી આવેલી અશક્તિ તદ્દન દુર થઇ હતી, તેથી પ્રયાણ કરવાનો વિચાર હમીરજીએ જણાવ્યો. ચાંપોવાળો ઘણા આનંદ સાથે સમ્મત થયો, અને બીજે દિવસ પ્રાતઃકાળમાં તેમણે પ્રયાણ કર્યું.

"ગઢાળી હવે ઘણી દુર નથી." માણસુરે શાંતિનો ભંગ કરીને કહ્યું.

"અહીંથી કેટલા ગાઉ હશે?" હમીરજીએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો. "હવે ફક્ત પંદરેક ગાઉ હશે. જુઓ, સામે દેખાય તે 'સાલેમાળ' ડુંગર છે. ત્યાંથી ફક્ત છ સાત ગાઉ જ થાય છે. મધ્યાન્હે આપણે 'સાલેમાળ' ડુંગરમાં પહોંચીશું, અને ત્યાં પાસાઢાળ (મધ્યાન્હ સમયે પ્રવાસ કરતાં ઘડીક સુવું તે) કરીશું અને પછી સન્ધ્યાકાળ પહેલાં તો સુખરૂપ ગઢાળી પહોંચી જઇશું." માણસુરે ખુલાસો કર્યો.

ઉત્સાહભેર ચાલતાં મધ્યાન્હ સમયે સાલેમાળ ડુંગરના મધ્ય ભાગમાં સૌ પહોંચ્યા. ડુંગરાળ પ્રદેશનો રસ્તો જરા વિકટ હોવાથી પોતાની ગતિ મંદ કરવા સિવાય તેમનો છુટકો નહોતો. તેથી ડુંગરમાં પ્રવેશ કરતાં જ પોતાના અશ્વોને તેઓ ધીમા ધીમા ચલાવતા. ખડબ-

ચડા અને ઢોળાવવાળા રસ્તામાં ચાલવું જરા મુસ્કેલ જણાયું તેથી સપાટ પ્રદેશ પેઠે ચલાતું નહિ. અશ્વ પણ પોતાના સ્વારની સલામતીની કાળજી રાખતા હોય તેમ આસ્તેથી પગ માંડતા હતા. સ્વારો પણ ઢોળાવ આવતો ત્યાં લગામ ખેંચીને ઘોડાને મદદ કરતા હતા, તેથી ઢોળાવ ઉતરતા ઘોડાને ઠોકર વાગવાની ધાસ્તિ નહોતી. લગામ જોરથી ખેંચાતી એટલે ઘોડાઓને બમણું જોર આવતું તેથી ઢોળાવ ઉતરવા તેને વધુ તકલીફ પડતી નહિ. ઢોળાવ ઉતરતા કે તુરત સામે ચઢાણ આવતું. આ વખતે બધા સ્વારો લગામો ઢીલી મૂકી દેતા અને પોતાના શરીરનું વજન કેશવાળી ઉપર રાખતા એટલે ચઢાણ ચઢવાને પણ વધુ મુસીબત પડતી નહિ.

"હવે આપણે મધ્ય ભાગમાં આવ્યા છીએ." માણસુરે કહ્યું.

"સમય પણ મધ્યાન્હનો થયો છે." વિશ્રાંતિના હેતુથી તેજસિંહે વચમાં જ ટહુકો કર્યો.

"વડની છાયા પણ અત્યારે મધ્યમાં જ છે." રામસિંહે વડની ઘાટી છાયા જોઈ કહ્યું.

"શું બધાને અહીં જ વિશ્રાંતિ લેવાનો વિચાર છે કે?" કુમારીજીએ બધાની ઈચ્છા જાણવાની જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

"અહીંયા બે ઘડી પાસાઢાળ થાય તો ઠીક." માણસુરે બધા તરફથી જવાબ આપ્યો.

"મારી પણ એવી જ ઈચ્છા છે." ચાંપાવાળાએ અનુમતિ આપી.

વડવૃક્ષની ગંભીર છાયા નીચે પોતપોતાના ધાંસીયા પાથરીને બેઠા અને ઘોડાને આસપાસના ઘાસમાં ચરવા છોડયા.

બે ઘટિકા પર્યંત વિશ્રાંતિ લીધા બાદ બધા સ્વારો તૈયાર થયા. અશ્વોપર સ્વાર થઈ તેઓ માર્ગક્રમણ કરવા લાગ્યા કે, તુરત એક

મૃગનું ટોળું જમણી તરફ ઉતર્યું. તે મૃગની સંખ્યા છની હતી. વળી તે જમણી તરફ ગયું તેથી અપશુકન થયાં, કેમકે મૃગને માટે કહેવાય છે કે, જાતાં જમણા અને વળતાં ડાબા ઉતરે તો સારૂં પણ તેથી ઉલટા ઉતરે તો તેની પાછળ ઘોડા દોડાવી પાછા વાળવા જોઇએ. અત્યારે પણ હજી એવી જ માનિનતા સૌરાષ્ટ્રમાં જોવામાં આવે છે, પણ એ અરસામાં મૃગનાં શુકન-અપશુકનની માનિનતા હદથી જયાદે હતી.

હમીરજી અને ચાંપાવાળો બંનેના અશ્વો સાથે હતા. તેઓ આનંદવાર્તા કરતા હતા. તેમાં મૃગના ટોળા સામે ચાંપાવાળાની દ્રષ્ટિ પડી. એકાએક વાત બંધ કરીને તે બોલ્યો કેઃ-"હમીરજી! આપણે ઘર તરફ વળીએ છીએ, તેમાં હરણ જમણી તરફ ગયાં માટે આ અપશુકન ચલાવી લેવાય તેવાં નથી."

"હા બાપુ! આ અપશુકનનું ફળ ઘણું ખરાબ છે. સર્પ અને ખરનાં અપશુકનો છે, પણ તેનાં શુકનો સારાં છે તેમ હરણ-મૃગનાં શુકન અને અપશુકન પણ છે. ઘર તરફ વળતાં જમણી તરફ ગયાં અને તેની સંખ્યા બેકીની છે. જો એકી હોત તો ઓછો બાધ હતો." આણસુરે ચાંપાવાળાના કથનને પુષ્ટિ આપી.

"સર્પ અને ખરનાં તો અપશુકનજ ગણાય છે; તેનાં શુકન શી રીતે ગણાય?" હમીરજીએ આશ્ચર્ય દર્શાવતાં કહ્યું.

"શુકન શાસ્ત્રમાં તેનાં શુકન કહ્યાં છે.

ખર ડાબો વશીયલ જમણો, પેસંતો પાતાળ;
કાં તો પામે પદ્મિની, કાં તો રાજદરબાર.

"જાતાં કે વળતાં ખર ડાબો ઉતરે અને વશીયલ-સર્પ જમણો ઉતરીને તુરત પાતાળમાં-રાફડામાં જાય તો તેને સુંદર સ્ત્રી પ્રાપ્ત થાય

અગર રાજદરબારમાં માન મળે. અને તેથી ઉલટાં ઉતરે તો પ્રાણની હાનિ કરે. તેવુંજ આ મૃગનું સમજજો." માણસુરે શુકન અપશુકનના ફળનો નિર્દેશ કર્યો.

બીજા સ્વારોને આસ્તે આસ્તે ચાલવાનું કહી હમીરજી અને ચાંપાવાળાએ પોતાના અશ્વો મૃગ ટોળા પાછળ દોડાવ્યા. મૃગનું ટોળું પૂર્વેથી પશ્ચિમ તરફ ગએલું હોવાથી બંને સ્વારોએ પશ્ચિમ તરફ અશ્વોને દોડાવ્યા.

હમીરજી અને ચાંપાવાળાએ વાયુવેગે અશ્વોને મૃગની પાછળ દોડાવ્યા, પણ મૃગો ફાળ ઉપર ફાળ ભરતા ચાલવા લાગ્યા. ઘડીકમાં તે અદ્રષ્ય થાય તો ઘડીકમાં દ્રષ્ટિગોચર થતા હતા. મૃગોની ચપળ ગતિ આગળ અશ્વોની ગતિ મંદ હોય છે, કેમકેઃ—

સણુ બટાઉડા જે ચરે, ઘોડા પહેલાં જાય;
કામન પુછે કંથજી, હરણાને ઘી કોણ પાય ?

તેવી રીતે મૃગ ટોળું ખાડા ટેકરા ઓળંગતું આગળ ચાલ્યું. બંને સ્વારો તેનો પીછો છોડતા નહોતા. જેમ જેમ તેઓ આગળ ચાલવા માંડયું, તેમ તેમ પોતાના સાથીઓની વચ્ચે અંતર વધવા લાગ્યું.

અવિશ્રાંતપણે બે ઘટિકા પર્યંત અશ્વો દોડાવ્યા, છતા મૃગને પાછા વાળી શકયા નહિ, પણ સાહસિક સ્વારો પોતાના કાર્યથી કંટાળ્યા નહિ અને પાછળ પડયા.

થોડે દુર ગયા કે તુરત ચાર સ્વારોનો ભેટો થયો. ચાંપાવાળાને જોઇ સ્વારો ખંચાયા અને આશ્ચર્યમુગ્ધ બન્યા. ચાંપોવાળો ચારે સ્વારોને ઓળખી ગયો, તેથી તેનું શોણિત ઉકળી આવ્યું. તેનો વૈરાગ્નિ પ્રજ્વલિત થયો અને તે હમીરજીને કહેવા લાગ્યો કેઃ—

-"આ ચારે મારા મિત્રો હતા. તેમણે જ મારા પ્રત્યે બેવફા

થઇ પ્રાણ લેવાને મને જખમી કર્યો. મિત્રો છતાં શત્રુનું કાર્ય કરનાર દુષ્ટ મિત્રોને દેખી મારૂં લોહી ઉકળી ગયું છે. અચાનક તેનો ભેટો થવાથી હવે તેમને હું છોડનાર નથી. મારા પ્રાણ લેવા ઇચ્છનારના પ્રાણ હું લઇશ ત્યારે જ જંપીશ. અનાયાસે આજે ઉત્તમ સંધિનો લાભ મળ્યો છે, તો તે જવા દઇશ નહિ."

ચાંપાવાળાના બેવફા મિત્રોને પ્રત્યક્ષ થએલા જોઇ હમીરજીનો ક્રોધ પણ ઉછળી ગયો. આવું જોઇ ચારે સ્વારો ચાંપાવાળાનો ગુપ્ત હેતુ જાણી ગયા. પોતે ચાર છે અને સામા બે સ્વારો છે, એટલે પહોંચી શકશે નહિ, આમ વિચાર કરી તેઓ લડવા ઉત્સુક થયા. પોતાના આયુધો હાથમાં ધારણ કરી હમીરજી અને ચાંપાવાળા ઉપર તેઓ તુટી પડયા.

ચાંપોવાળો લડવા તૈયાર જ હતો. જેવા ચારે જણા સામા ધસ્યા કે તુરત પોતાના અશ્વને તે સામે લાવ્યો અને હસ્તમાં નગ્ન તલ્વાર લઇ બોલ્યો કેઃ—

"કૃતઘ્નો! વિશ્વાસઘાતીઓ! તમારા પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવવા તૈયાર થાઓ. કરેલાં અપકૃત્યોનો જવાબ દેવા પરમ કૃપાળુ પાસે મોકલવાની મને ફરમાશ થઇ છે. હું તમને થોડી જ ક્ષણોમાં ત્યાં પહોંચાડીશ. હવે તમારા અપવિત્ર પગલાંથી હું ભૂમિને અપવિત્ર થવા દઇશ નહિ. તમે મારા દોસ્ત થઇ તમારો મિત્રધર્મ છોડી પ્રાણ લેવાનો ઘૃણીત ધંધો લઇ વિશ્વાસઘાત કર્યો તેનો સમ્પૂર્ણ બદલો લેવા તૈયાર થાઓ. તમારા અસ્તિત્વની આ પૃથિવી ઉપર આવશ્યકતા નથી. તમારાં શ્યામ મુખો દુનિયાને બતાવી કૃતઘ્ન તરીકે ઓળખવા કરતાં યમસદનમાં જવાને તૈયાર થાઓ. દુષ્ટો! તૈયાર થાઓ અને ઇશ્વર સ્મરણ કરો."

ચાંપાવાળાનાં વચનો સાંભળી છંછેડાયલા સિંહની પેઠે ચારે સ્વારો ચાંપાવાળાની આસપાસ વિંટળાઇ ગયા. ચારે દિશાએ ચારે

સ્વાર રહી મધ્યમાં ચાંપાવાળાને રાખ્યો. હમીરજી આ બધો બનાવ અનિમેષ નેત્રે જોયા કરે છે. જ્યારે ચારે તરફ સ્વારો ફરી વળ્યા ત્યારે હમીરજીના મનમાં ચિંતા થવા લાગી. પોતે જોયા કરે છે તે વિષે સંકોચ થયો, એટલે વામ હસ્તમાં ઢાલ અને દક્ષિણ હસ્તમાં તલ્વાર લઇ તે ચાંપાવાળાની મદદ કરવા ઉત્સુક બન્યા.

ચાંપોવાળો શૂરવીર હતો. તેની સાથે હમીરજી હોવાથી તે દ્વિગુણિત ઉત્સાહમાં આવ્યો હતો. પોતાનો પ્રાણ લેનાર બેવફા મિત્રોનો પ્રાણને ભોગે નાશ કરવા પ્રેરાયલો હોવાથી આસપાસ દ્રષ્ટિ ન રાખતાં સામેના બે સ્વારો સાથે તે લડવા લાગ્યો. ચાંપાવાળાને પાછળ રહેલા બે સ્વારો હરકત ન કરે એ હેતુથી પોતાના ઘોડાને આગળ ચલાવી હમીરજી તેઓની આગળ જઇ ઉભા અને લડવા લાગ્યા.

આવનારા ચારે સ્વારો કાઠી જાતના હતા. આપણે જોઇ ગયા તે પ્રમાણે ચાંપાવાળાને જખમી કરનાર પણ તેઓ જ હતા. અત્યારે જેતપુરમાં તેમની સમ્પૂર્ણ સત્તા ચાલતી હતી. ચાંપાવાળાનો પિત્રાઈ નિઃશંક બની બધી મીલકતનો માલિક બન્યો હતો, તેથી આ ચારેને સમ્પૂર્ણ ચાહતો હતો; તેનાથી પોતાને રાજ્યપ્રાપ્તિ થઇ છે તેમ માની તેઓ જે કહે તે માન્ય રાખતો. હવે ચાંપાવાળાનો ભય રહ્યો નથી, આ દુનિયા છોડીને ચાંપાવાળો ચાલ્યો ગયો છે, તેમ દ્રઢ નિશ્ચય હોવાથી તે નિષ્કંટક રાજસુખ ભોગવતો હતો.

આ ચારે સ્વારોની લોભવૃત્તિ વૃદ્ધિંગત થવા લાગી. હવે પોતાને કોઇ શાસન કરે તેવું નથી એમ માની તેઓ લૂંટ ચલાવવા લાગ્યા. ઘોડેસ્વાર થઈ જ્યાં ત્યાં તેઓ ભટકતા હતા અને જે રસ્તે મળતું તેને લૂંટતા હતા. આજે પણ એ હેતુથી જ તેઓ નિકળ્યા હતા. એક સોનીની જાન કે જેની પાસે દ્રવ્ય અને આભૂષણો ઘણાં છે તે સાહેમા-

ળમાં થઇને ગઢડા ગામે જવાની છે તેવા સમાચાર સાંભળી તેને લૂંટવા માટે તેઓ આવ્યા હતા, પણ કદી નહિ ધારેલો તેનો ચાંપાવાળાનો ભેટો થયો. ચાંપોવાળો જીવતો છે એવું જાણવાથી પોતાનું સર્વ સુખ ગયું તેમ માની તેનો પ્રાણ લેવા તેઓ તૈયાર થયા હતા.

ચાંપોવાળો પોતાની સામે લડનાર સ્વારોને પહોંચી વળવાને સમર્થ હતો, ત્યારે હમીરજી પણ શૂરવીર હતા, તેથી સામાના ઘા ચૂકવી ચપળતાથી પોતાની તરવાર ચલાવતા હતા. આવી રીતે યુદ્ધ ચાલતાં સૂર્ય ફક્ત અરધી ઘટિકા રહ્યો એટલે ચારે સ્વારો ગતપ્રાણ થઇને જમીન ઉપર પડ્યા. દુશ્મનો હણાયા અને પોતાનો વિજય થયો, તે જોઈ બંનેના આનંદનો પાર રહ્યો નહિ. દુશ્મનને હણવામાં મૃગટોળાને પાછા વાળવાનું કાર્ય અધવચ રહ્યું. હવે મૃગટોળું દ્રષ્ટે પડશે નહિ, વળી દિવસ અસ્ત થવા આવ્યો, આમ વિચાર કરીને તેમણે પોતાના અશ્વો પાછા ચલાવ્યા અને પોતાના સાથીઓને ગઢડા ગામે પોતાનો મેળો–ભેટો થશે એમ કહેલું હોવાથી આડે રસ્તે થઇને મધ્ય રાત્રિએ ગઢડા ગામે આવ્યા. તેઓ ઘેલા નદીને કાંઠે ગઢડા ગામની પશ્ચિમે ( અત્યારે નારાયણ ધરો છે ત્યાં ) પડાવ નાંખી પડ્યા હતા, ત્યાં આવી મળ્યા.

ઘેલા નદીમાં રાતવાસો રહી ચાંપાવાળાને સાથે લઈ હમીરજી ગઢાળીમાં આવ્યા. આ વખતે અરજણજી જુનાગઢમાં હતા, પણ ચાંપોવાળો સાથે હોવાથી તે આનંદમાં રહેવા લાગ્યા.

ચાંપાવાળાની એક બન્ધુ તરીકે મીજમાની કરી તેથી ચાંપાવાળાનો પ્રેમ દ્વિગુણિત થયો. પોતાપર કરેલ ઉપકારના ભાર તળે દબાઇને તે બોલ્યોઃ " હમીરજી! તમે મારા પર જે ઉપકાર કર્યો છે તેનો બદલો આ જન્મમાં હું આપી શકું તેમ નથી પણ હું પ્રતિજ્ઞા કરૂં છું કે, આજથી તમારી સાથે મારી મૈત્રી થઇ છે. એક મિત્ર તરિકેની જે જે

ફરજો છે તે બધી પાળવાને હું બંધાઉં છું. તમે રાજપૂત છો અને હું કાઠી છું, પણ આપના દુદોજી અને અરજણજી બંધુ છે તેમ હું તમારો એક બંધુ છું."

"તમે જેવી રીતે પ્રતિજ્ઞા કરો છો તેવી રીતે હું પણ પ્રતિજ્ઞા કરૂં છું. તમને મારા બંધુ તરીકે ગણી મારાથી બનતી સહાય કરીશ. વળી મિત્રના ધર્મો બજાવીશ. મૈત્રી સર્જ્જન સાથેની જ કરવી તેમ કહ્યું છે, કેમકે

"મિત્ર એસા કિજીએ, ઢાલ સરીખા હોય;
સુખે નિત્ય પાછળ રહે, દુઃખમાં આગે હોય.
સર્જ્જન મિત્ર બહોત હે, તાલી મિત્ર અનેક;
જીસ દેખે છાતી ઠરે, સો લાખનમાં એક.

"મિત્રો ઘણા મળે છે પણ બધા સ્વાર્થવાળા હોય છે, જ્યાસુધી સુખી હોઇએ ત્યાંસુધી જ મિત્રો આપણા રહે છે, પણ જ્યારે આપત્તિ આવે ત્યારે ત્યાગ કરીને ચાલ્યા જાય છે. તેવા મિત્રો મિત્રો નહિ પણ મિત્ર રૂપમાં શત્રુ જ છે. તેવાનો ત્યાગ કરવામાં લાભ છે." હમીરજીએ કહ્યું.

"હા, એ ખરૂં છે. મારા ખુશામતીયા મિત્રોથી મને અનુભવ થયો છે. એ ચારેને મારા બન્ધુ પેઠે મેં રાખ્યા હતા પણ સ્વાર્થને ભોગ પડી મારો જ ઘાત કરવાની બાજી તેમણે રચી. માટે મિત્રો કરવા પહેલાં તેના હૃદયને ઓળખવું જોઇએ. આપની મને પૂર્ણ ખાત્રી થઇ છે, માટે આપની સાથે કાયમની મિત્રતા રહે તેમ ઇચ્છું છું વળી આપને જ્યારે જ્યારે લડવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે મને બોલાવવો, તેમાં જરા પણ અચકાવું નહિ, તેવું મને વચન આપો." ચાંપાવાળાએ મિત્રતા દૃઢ કરવા કહ્યું.

"હું તેવું વચન આપું છું. આપને તેવો પ્રસંગ આવે તો મને ખબર આપવાનું પણ વચન આપો." હમીરજીએ વચન આપતાં સાથે વચન માંગ્યું.

"આપને વચન આપું છું કે મારે લડવાનું થશે ત્યારે આપને ખબર આપીશ." ચાંપાવાળાએ કહ્યું.

આવી રીતે હમીરજી અને ચાંપોવાળો અરસપરસ દ્રઢ મૈત્રીથી બંધાયા અને પોતાની ફરજો બજાવવા પ્રતિજ્ઞાથી બંધાયા. માણસુર ગઢવી પણ આ મૈત્રીથી આનંદ પામ્યો અને પોતપોતાની પ્રતિજ્ઞાના પાલનમાં દઢ રહેવા તેણે ઉભયને ઉપદેશ આપ્યો.

---

## પ્રકરણ ૧૭ સું.

### શું હું ક્ષત્રિય નથી?

ચારણ સાથે હમીરજી ગુજરાત તજી સોરાષ્ટ્રમાં ગઢાળીએ આવ્યા અને તપાસ કરતાં માલમ પડ્યું કે, અરજણજી જુનાગઢ ગયા છે. આ સમાચારથી પોતાના બંધુને મળવાની ઉત્કંઠા પૂર્ણ થઈ નહિ. અરજણજી કેટલા વ્હાલથી ભેટશે, મને નિહાળી અત્યંત સુખ પામશે, વગેરે અનેક તરંગો અને વિચારો ઉદ્‌ભવતા હતા તે એકાએક નષ્ટ થયા અને પોતાના સમાચાર અર્થિલા દુદાજીને મોકલ્યા તે સાથે જુનાગઢ ખબર આપવા પણ દુદાજીને વિનંતિ કરી.

હમીરજી ગઢાળીમાં રહ્યા પણ અરજણજીને મળવાની ઉત્કંઠાએ પૂર્ણ સુખ થયું નહિ. અરજણજી પોતાને વિયોગે જાગીર છોડી નોકરી કરે છે અને જ્યાંસુધી તેમને મારા સમાચાર નહિ પહોંચે ત્યાંસુધી

ચિંતાયુક્ત રહેશે. વળી અહીં આવતાં પણ વિલંબ થશે, માટે હું જુનાગઢ જાઉં અને બંધુ, બ્હેન વગેરેને મળું, આમ વિચાર કરે છે, તેવામાં સ્વારે આવી હમીરજીના કરમાં એક પત્ર મુક્યો. સ્વાર અર્થિ-લાનો હોવાથી તે ઉત્સુકતાથી પત્ર વાંચવા લાગ્યા. તે પત્રમાં નીચે મુજબ લખ્યું હતું.

"કનિષ્ટ બંધુ હમીરજી!

"અરજણજીની સાથે તકરાર થવાથી ઘણી મુદતથી તમો પર-દેશ ગયા હતા અને માણસુર ગઢવીના પ્રયાસથી ગઢાળીએ આવ્યા, તે સમાચાર સાંભળી અત્યંત આનંદ થાય છે, અને તમને મળવા માટે અમે આવીએ છીએ. અરજણજી જુનાગઢ હોવાથી તમને ચેન પડતું નહિ હોય. માણસુર સાથે બે દિવસ રહેશો એટલે અમો આવી મળીશું.

"લી.

"દુદોજી."

પત્ર વાંચી હમીરજીને અત્યંત હર્ષ થયો. પોતાના વડિલ અને ગાદીપતિ બંધુને મળવાની તેમની જિજ્ઞાસા વિશેષ તીવ્ર બની.

દુદોજી પોતાના રસાલા સાથે આવી પહોંચ્યા અને હમીરજીને ઘણા વહાલથી હૃદયાલિંગન દઇ ભેટયા અને કહેવા લાગ્યા કે:–"હમી-રજી! તમે મને મળ્યા વગર પરદેશ ચાલ્યા ગયા તે ઠીક કર્યું નહિ. જો મને મળ્યા હોત અગર ખબર આપ્યા હોત તો હું તમને પરદેશ જવા દેત નહિ. પણ જે બનવા કાળે બનવાનું હતું તે બની ગયું. હવે સુખે-થી અહીં રહો. અરજણજીને તમારી ખબર આપીશું એટલે તે પણ તુરત જ આવશે."

હમીરજી:—"આપની પાસે ન આવવાનું કારણ એટલું જ કે, આપ મને પરદેશ મોકલવા માટે અરજણજીને ઠપકો આપો અને એક

બે દિવસ વિત્યા બાદ અરજણજીને પોતાના શબ્દોનો પશ્ચાત્તાપ થાય. આપ ઠપકો આપત તેથી કોઇ પણ પ્રકારે હું આજ્ઞા પાળી શકત નહિ. વડિલ બંધુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું રાજપૂત ધર્મથી વિરૂદ્ધ હોવાથી, ધર્મ વિરૂદ્ધ વર્તવું પડત એમ વિચારી તુરત જ હું ચાલ્યો ગયો અને તેમણે માણસુર ગઢવીને મોકલ્યા એટલે આવ્યો. મારા વિયોગે અરજણજી જુનાગઢ ગયા છે, તે જાણી જુનાગઢ જવાનો વિચાર હતો, પણ આપ અહીં જ રહેવા આજ્ઞા કરો છો, એટલે હવે જુનાગઢ જવાનો વિચાર માંડી વાળ્યો છે. અહીં માણસુર ગઢવી આનંદ કરાવે છે."

દુદાજીઃ—"તમો જુનાગઢ જવાના છો તેમ મને સમાચાર મળ્યા તેથી જ એવી આજ્ઞા કરી છે, કેમકે અરજણજી અહીં આવ્યા પછી જુનાગઢ જવાનો તમારો વિચાર હોય તો જજો."

હમીરજી અને દુદાજી બે દિવસ ભેગા રહ્યા. ત્રીજે દિવસે દુદાજી અર્થિલા જવા તૈયાર થયા અને હમીરજીના કહેવાથી પોતાની સ્ત્રીને ગઢાળી રહેવા દઈ પોતાની રાજધાની તરફ રવાના થયા. પોતાનાં પત્નીને તે ભલામણ કરી ગયા કે અરજણજી આવે ત્યાંસુધી તમો અહીં રહો. હમીરજીને ઓછું આવવા દેશો નહિ."

દુદાજીનાં પત્ની પ્રથમથી જ હમીરજી પ્રત્યે પુત્ર તુલ્ય વાત્સલ્ય રાખતા હોવાથી હમીરજી પણ તેમને માતા જેટલું માન આપતા હતા.

દુદાજીને વળાવવા હમીરજી બે ગાઉસુધી ગયા હતા અને પાછા આવી પીયાવે ઘોડાને પાણી પાવા લાગ્યા એટલે પાણીઆરીઓની નીચે મુજબ વાતો તેમના સાંભળવામાં આવી.

પહેલીઃ—"જો બ્હેન! મેં સાંભળ્યું છે કે આપણા દેશમાં મુસલમાનની ફોજ આવી છે અને પાટણમાં સોમનાથજી ઉપર જાય છે."

બીજી:—"હા; મેં પણ સાંભળ્યું છે કે મુસલમાનો સોમનાથજીપર જાય છે, અને ત્યાં જબરી લડાઇ થવાની છે."

આ વાત સાંભળી હમીરજી ગામમાં આવ્યા અને અંતઃપુરમાં જમવા ગયા. જમતાં જમતાં તેમણે દુદાજીનાં પત્નીને કહ્યું: "ભાભી! આપણા દેશમાં મુસલમાનો ચઢી આવ્યા છે. સોમનાથજીના પવિત્ર સ્થાનને તેઓ ભ્રષ્ટ કરશે કેમકે હિન્દુઓના દેવોનો નાશ કરવો તેમાં તેઓ ધર્મ માને છે. પણ હાલમાં ક્ષત્રિય બીજ રહ્યું જણાતું નથી. ક્ષત્રિયો નિર્મૂળ થયા જણાય છે. વીર જનની વંધ્યત્વ દોષવાળી થઇ હશે કે જેથી તેના ઉદરમાં હવે વીર પુરૂષ ઉત્પન્ન થતો નથી ?"

દુદાજીનાં પત્નીઃ—"મુસલમાનો સોમનાથજી ઉપર ચડી આવે છે, તેના અવરોધ માટે ક્ષત્રિયો રહ્યા નથી એમ શા ઉપરથી કહો છો ? બીજે ક્ષત્રિયોનું બીજ રહ્યું નથી પણ તમો તો ખરા ક્ષત્રિય પુત્ર અને વીર પુરૂષ છો ને ? ત્યારે બીજાનું શું કામ છે ?"

હમીરજીઃ—"તો હું અત્યારે જ પ્રતિજ્ઞા કરૂં છું અને આજથી સોમનાથજીના ચરણમાં મારૂં શિર સમર્પિત કરૂં છું તથા લડવા જવા તૈયાર થાઉં છું."

આમ કહી જમી પોતાના રાજપૂતો પાસે જઇ હમીરજી કહેવા લાગ્યા કે:—"બંધુઓ ! આજ રોજ મેં મારૂં શિર સોમનાથજીને અર્પણ કર્યું છે અને મુસલમાનો સામે લડવા જવા તૈયાર થાઉં છું, તો જે શિવભક્ત હોય, મહાદેવજીની રૂંઢમાળામાં જેમને મસ્તક આરોપવું હોય તે જ મારી સાથે ચાલો. જેને સ્ત્રી પુત્રાદિકનો સ્નેહ હોય તે સુખેથી ઘેર રહો."

"ઠાકોર ! આપે જે પ્રતિજ્ઞા કરી છે, તે જ મારી પણ પ્રતિજ્ઞા છે. એવો કોણ કાયર પુરૂષ હશે કે જે યુદ્ધનું આમંત્રણ થતાં મિથ્યા સુખ

લેવાની આજ્ઞા ગણે ? રાજપૂતો માટે એવી શાસ્ત્રાજ્ઞા છે કે સ્વદેશ અગર વિદેશમાં લડવા માટે આમંત્રણ આવે કે તુરત જ રાજપૂતે જવું, ત્યાં વિજય મેળવવો કે પ્રાણાર્પણ કરી સ્વર્ગમાં દેવાંગના સાથે રહી અનેક વર્ષો પર્યંત સુખ ભોગવવું, એ જ રાજપૂતોને યોગ્ય છે; અને આ તો ધર્મ માટે જ લડવાનું છે. દરેક મનુષ્યને ધર્મ જ સ્હાયક છે. ધર્મ મનુષ્યનો એવો બંધુ છે કે મૃત્યુ થયા પછી પણ સાથે રહ્યા કરે છે. સ્ત્રી પુત્રાદિક સર્વે શરીરની સાથે સંબંધ રાખનારાં હોવાથી પરલોકમાં માતા, પિતા, પુત્ર, સ્ત્રી કે જ્ઞાતિ, એ કોઇ સ્હાયક નથી, કેવળ પોતાનો ધર્મજ સ્હાય રહે છે. જે મનુષ્ય ધર્મને માનતો નથી અને પવિત્ર પુરૂષોની નિંદા કરી હસે છે, ધર્મ ઉપર અવિશ્વાસ રાખે છે, તેનો જલદી વિનાશ થાય છે, તેમાં સંશય નથી. ધર્મ ઉપર દ્વેષ રાખી બુદ્ધિશૂન્ય મનુષ્યો ખોટે રસ્તે દોરાય છે, તે અને તેનું અનુકરણ કરનારાઓ પણ દુઃખને પ્રાપ્ત થાય છે. તેથી ધર્મ અર્થે લડવામાં બીજાની સહાયતાપર ન રહેતાં પોતે એકલાએ જ ધર્મ માટે આચરણ કરવું. જે રાજપૂત યુદ્ધમાં પોતાના સ્વામી માટે લડતાં દેહત્યાગ કરે છે, તેનો ધર્મ કાયમ રહે છે અને પોતે કરેલાં દુષ્કર્મો મરણયજ્ઞમાં હોમાઇ નષ્ટ થઇ જાય છે અને પછી સ્વર્ગને પામે છે. પણ જે પોતાના સ્વામીને માટે લડતો નથી, યુદ્ધ તજી પલાયન કરે છે, તેનાં સર્વ પુણ્યો તેનો સ્વામી ભોગવે છે, અને પોતાના સ્વામીના પાપોનો ભોક્તા પોતે થાય છે. રાજપૂતોને યુદ્ધ સિવાય કોઇ બીજો ધર્મ નથી, યુદ્ધ સિવાય બીજું ઉત્તમ કર્મ નથી, યુદ્ધ સિવાય ઉત્તમ તીર્થ નથી અને ધર્મયુદ્ધ સિવાય સરલતાથી મોક્ષની પ્રાપ્તિ નથી. સર્વ કર્મ, તીર્થ અને યજ્ઞ યુદ્ધમાં જ છે. યુદ્ધને અભાવે જ કર્મો કરવાનાં છે. તેથી જ યુદ્ધસમયે કર્મો ન કરવાં તેમ કહ્યું છે. પરમ યજ્ઞ પણ યુદ્ધને કહેલો છે. રણભૂમિ તે યજ્ઞભૂમિ છે, શસ્ત્રાસ્ત્ર

સ્રુવો છે, તેના વડે હવ્ય પદાર્થો હોમાય છે, દુશ્મનની ચતુરંગ સેના તે સમીધા છે, તેનું શ્રોણિત ઘૃત છે, શૂરવીરોને ઉત્તેજક વચનો તે વેદપાઠ છે. "મારો મારો" એ ધ્વનિ "સ્વાહા" ઉચ્ચાર છે. આ રણયજ્ઞનું ફળ તત્કાળ મળે છે. તેમાં વિજયથી લક્ષ્મી આદિ સર્વ સંપત્તિ મળે છે, અગર પ્રાણત્યાગ થાય છે તો અપ્સરાઓને વરી પારલૌકિક સુખને ભોગવાય છે. માટે અમારે કોઇને ઘેર રહેવું જ નથી. અમો આપની સાથે અરિદળ દળવાને અગર સમરભૂમિમાં શયન કરવાને તૈયાર છીએ. માટે સત્વર આજ્ઞા કરો." વીરસિંહે યુદ્ધના લાભો અને યુદ્ધને ધર્મ સાથે સરખાવતાં વિદ્વત્તાપૂર્ણ ભાષણ કર્યું.

વીરસિંહનાં ધર્મઝનુની વાક્યો સાંભળી હમીરજીને અતિશય હર્ષ થયો, તેથી સર્વને ઉદ્દેશી તે કહેવા લાગ્યા કેઃ—

"રાજપૂતો! આપ સર્વની અનુમતિથી વીરસિંહે જે વિદ્વત્તાભરેલું ભાષણ કર્યું તેથી મ્હને ઘણો પ્રેમ આવે છે અને આપ સર્વને રાજપૂત ધર્મ વિષે અગાઉ ઘણું કહેવાઇ ગયું છે. ફક્ત અત્યારે એટલું જ કે, તમામ ધર્મો કરતાં ક્ષત્રિય ધર્મ ઘણો વિકટ છે, તેથી જ શાસ્ત્રમાં યોગપંથ સાથે તેને સરખાવ્યો છે તે બરાબર છે કેમકે બ્રહ્મરંધ્રને ભેદી યોગીઓ પરમપદને પામે છે, તેમ જ શૂરવીર પણ તે જ ગતિને પામે છે. માટે પરમ પદને પામવાનો રસ્તો અત્યારે ખુલ્લો છે તો જલદી તૈયાર થાઓ." આમ કહી હમીરજી શસ્ત્રાસ્ત્ર સજવા ગયા.

હમીરજીએ શરીરે ઢીલો પાયજામો ધર્યો, રૂ ભરેલી જાડી બંડી પહેરી, મસ્તકપર શિરપેચ ધારણ કર્યો, સર્વાંગે બખ્તર પહેર્યું, બખ્તર ઉપર પાખરને ધારણ કરી કમરમાં ખડ્ગ લટકાવ્યું અને જમણી બાજુએ ભેટમાં કટાર, જમૈયો, પેશ, કબજ વગેરે ખોશી, પૃષ્ઠપર સોનાના ફુબા-

વાળી અને રંગ બેરંગથી ભરેલી ગેંડાના ચર્મથી કુશળ કારીગરે બનાવેલી, અંદર રેશમની ગાદલી અને ગાદલીને ચાર પડખે રૂપાની ચાર કડીઓવાળી, તેને જકડીને બાંધી લીધેલ મજબુત વાધરવાળી, શીરથી કટીસુધી શોભતી ઢાલ બાંધી લીધી. જમણા હાથમાં કેળવેલા ગીરનારી વાંસનો બનાવેલો તેજસ્વી ભાલો ગ્રહણ કર્યો જેમાંથી સૂર્યનાં કીરણોથી વિદ્યુત પેઠે ચમકારા અને અગ્નિ પેઠે જ્વાળાનાં પ્રતિબિંબો નિકળતાં હતાં. શિરપર ટોપ પહેરી તેમાંથી લટકતી કડીઓની પંક્તિઓથી તેમણે પોતાના બંને કપોલ આચ્છાદિત કરી લીધા. તેથી સર્વાંગ લોહમય ભાસવા લાગ્યું. અંગમાં પીછોરી પગરખાં અને જમણા પગના પગરખા પાસે ખોભલો અને તેમાં ભાલો ભેરવી આયુધો સજી અશ્વારૂઢ થઇ હમીરજી ચોકમાં આવ્યા કે તમામ રાજપૂતો એકઠા થયા અને ચાલવાની આજ્ઞાની રાહ જોતા ઉભા.

હમીરજીઃ—"રાજપૂતો! આપણે હવે જલદી કુચ કરી પ્રથમ નિવાસ–રાતવાસો મારા પોતાના ગામ સમઢીઆળામાં જ કરવ નો છે, માટે તમે સર્વે ત્યા જાઓ. હું જેઠ ભ્રાતૃપત્નીની આજ્ઞા લઇ આવું છું. તમે અગાઉ જઈ બંદોબસ્ત કરી રાખશો એટલે હું આવી પહોંચીશ."

આવી આજ્ઞા થતાં રાજપૂતો સમઢીઆળા તરફ રવાના થયા અને હમીરજી સૈનિક લેબાસમાં સજ્જ થઇ દુદાજીનાં સ્ત્રી પાસે આજ્ઞા મેળવવા ગયા અને નમીને વિનયથી કહેવા લાગ્યા કે "હું સોમનાથજીના રક્ષણ માટે પ્રાણાર્પણ કરવા ક્ષત્રિય જાતિનું ગૌરવ રાખવા જાઉં છું માટે મને આનંદથી આજ્ઞા આપો."

દુદાજીનાં પત્ની–"હમીરજી! મેં તો તમારી મશ્કરી કરી હતી તેમાં તમે આ શું કરી બેઠા? હજી તમારા વડીલ બન્ધુનો મિલાપ થયો નથી. તેમને મળ્યા સિવાય યુદ્ધમાં જાઓ તે યોગ્ય કહેવાય?"

હમીરજી:–"ભાભી! તમે જે કહો છો તે સત્ય છે પણ મારી પ્રતિજ્ઞા કોઇ દિવસ મિથ્યા થતી નથી. મેં જે પ્રતિજ્ઞા કરી છે તે મારે પ્રાણને ભોગે પણ પાળવી જ જોઇએ. પ્રતિજ્ઞાપાલન એ જ રાજપૂતોનું જીવન છે."

દુદાજીનાં પત્ની–"સંખ્યાબંધ મુસલ્માનો સામે યુદ્ધ કરવું તે બાળકના ખેલ નથી. હજી તમે બાળક છો, વળી કુંવારા છો, સંસારનાં સુખોથી અનભિજ્ઞ છો, તો આવી હઠ છોડી ઘો."

હમીરજી:–"યુદ્ધ કરવું તે રાજપૂતોનો ધર્મ છે. ઘણા ક્ષત્રિયો બાળપણમાં લડયા છે અને તેમણે દુશ્મનોને પોતાના બાહુબળથી તારાજ કર્યા છે. રાજપૂતનું બાળ પણ બાર વર્ષની ઉમ્મરસુધી જ ગણાય છે. બાર વર્ષની ઉમ્મર થઇ એટલે તે લડવાને લાયક થઇ જ ગયો તેમાં શક નથી. બાર વર્ષના રાજપૂતને લડવા યોગ્ય નથી તેમ કહેવું કે શંકા રાખવી તે કાપુરૂષનું કામ છે. માટે હું તો તે કરતાં ઘણી મોટી ઉમ્મરનો છું. મને હવે બાળક કહી રણબીરૂ માનશો નહિ."

દુદાજીનાં પત્ની:–"તમે રાજપૂત છો, ખરૂં ક્ષત્રિય તેજ ધારણ કરવાવાળા છો, પણ હજી તમે ઐહિક સુખોનો અનુભવ મેળવ્યો નથી. શૃંગાર શું છે તે વિષે યત્કિંચિત્ પણ વિચાર તમે કર્યો નથી. કોઈ યોગ્ય કન્યા સાથે લગ્ન કરી તમે પુત્રપ્રાપ્તિ કરી હોત તો મને ઘણો સંતોષ થાત કેમકે પુત્ર વિના મુક્તિ નથી, પુત્ર વિના ધર્મ નથી, પુત્ર વિના કર્મ નથી અને પુત્ર વિના તમામ વભવો નકામા છે. ઘણા વિદ્વાનોનો એવો મત છે કે દરેક મનુષ્યે પુત્રપ્રાપ્તિ કરવી જ જોઇએ, માટે પુત્ર-પ્રાપ્તિ પછી જ રણમાં લડવા જવાનું કર્યું હોત તો યોગ્ય હતું."

હમીરજી:–"તે તમારી માનિનતા ભુલભરેલી છે, કેમકે પિતામહ ભિષ્મે લગ્ન કર્યું જ નહોતું; તેમને કાંઈ સંતતિ નહોતી, તો શું તેમને મોક્ષપ્રાપ્તિ થઇ નહિ હોય? હનુમાનજી, પરશુરામ, નારદજી

વગેરે ઘણા મહાત્માઓ કુંવારા જ રહ્યા હતા તેથી એવી શંકા રાખવાની નથી. વળી હું તો લગ્ન કરવા જ જાઉં છું અને ત્યાં બે કન્યાઓ તૈયાર હશે. લડતાં પ્રાણત્યાગ થાય તો અપ્સરાઓ અને વિજય થાય તો કીર્તિ, આવી રીતે બે કન્યાઓ છે અને તેને વરવું તે રાજપૂતોનું જ કામ છે, નહિ કે કાપુરૂષોનું!"

દુદાજીનાં પત્નીઃ—"તમારૂં કહેવું યથાર્થ છે અને રાજપૂતોનો એ જ ધર્મ છે કે વિજય મેળવવો કે સ્વર્ગ મેળવવું, પણ લડવા વખતે સાંસારિક સુખનો ખ્યાલ પણ લાવવો નહિ, એક ચિત્તે દુશ્મન દમન કરવું એ શૂરવીરોનું કર્તવ્ય છે."

હમીરજીઃ—"અખંડ બ્રહ્મચર્ય પાળવું તે યોગ્ય અને ઉત્તમ છે. તેના જેવું સુખ બીજું કોઇ નથી. બ્રહ્મચર્યથી બળ, બુદ્ધિ, શૌર્ય, ધૈર્ય અને વિજય પમાય છે. બ્રહ્મચર્યવાળા પુરૂષનું શરીર વજ્રમય થાય છે, નિરોગી રહે છે, તેનામાં દુર્ઘટ કાર્યો કરવાને ધૈર્ય અને સાહસ રહે છે, લડવાને ઉત્સાહ આવે છે, ઘવાયા છતાં ઓછી યાતના થાય છે, તેનું તેજ અસ્ખલિત રીતે પ્રગટ થઇ દુશ્મનનાં નેત્રોને આંજી નાંખે છે, તે કોઇ દિવસ મરવાથી ડરતો નથી, દુશ્મનની હજારોની ફોજ સામે સિંહ પેઠે તે નિડર રહી લડે છે, તે માટે જ રાજપૂતોને બ્રહ્મચર્ય પાળવાનું આપણા શાસ્ત્રકારોએ ફરમાવ્યું છે. પણ તેથી વિરૂદ્ધ વર્તી જે રાજપૂત વ્યભિચારાદિથી કે અયોગ્ય ઉમ્મરે લગ્ન કરી અપક્વ વીર્યનો વ્યય કરી બ્રહ્મચર્ય તોડે છે તે પોતાના આત્માનો જ ઘાત કરે છે તેમાં સંશય નથી. વળી તેવા રાજપૂતનું હૃદય ભીરૂતાવાળું હોય છે, તેની તેજસ્વિતા હોતી નથી, તેનું શરીર કૃશ અને નિર્બળ હોય છે, તેથી અનેક રોગોનું નિવાસ સ્થાન બને છે. તેના પુત્ર પુત્રી નિર્વીર્ય, નિર્બળ અને બાયલા જેવા ઉત્પન્ન થઇ કુળને કલંકિત કરે છે. તેઓ દુશ્મનથી ડરી અજય પ્રાપ્ત કરી સદાને માટે બીજાના પાદાક્રાંત બને છે."

દુદાજીનાં પત્નીઃ-"તમે જે કહ્યું તે સત્ય જ છે. હું તમારી પરીક્ષા કરતી હતી કે તમારો ઉત્સાહ ઓતરા કુંવર જેવો છે કે ક્ષાત્રત્વથી ભરપુર છે? મારી પાસે આવેશમાં આવી પ્રતિજ્ઞા કરો અને યુદ્ધ વખતે તે ઉત્સાહ રહે નહિ તો જગતમાં અપકીર્તિત અને નિંદનીય થાઓ. તેથી જ મેં અહીં રહેવા કહ્યું હતું, પણ હવે મને ખાત્રી થઇ કે પવિત્ર ગોહિલ કુળ ઉજ્વલ કરવા તમારો જન્મ છે માટે સુખેથી યુદ્ધમાં સિધારો અને વિજય મેળવી વ્હેલા પાછા આવો."

હમીરજીઃ-"તમે એક શુદ્ધ રાજપૂતાણી હોઇ તેને છાજતો ઉપદેશ કર્યો છે. જ્યાંસુધી આપના જેવી સતી રાજપૂતાણીઓની હયાતી હશે ત્યાંસુધી રાજપૂતોનો ઉત્સાહ જેવો ને તેવો કાયમ રહેશે. રાજપૂતાણીનો એવો ધર્મ છે કે પોતાનો પતિ, દિયર, જેઠ, પુત્ર કે આંગિક સંબંધી યુદ્ધમાં જાય ત્યારે શૌર્ય પ્રેરવું અને સાધ્ય હોય તો પોતે શૌર્યથી લડવું અગર તેમ કરવું અસાધ્ય હોય તો પોતાનું શરીર અગ્નિમાં પ્રજાળવું, પણ દુશ્મનને હાથ ચડવું નહિ અને પોતાના કુળની પ્રતિષ્ઠા રાખવા જેમ રાજપૂતો દેહત્યાગ કરે છે તેમ રાજપૂતાણીઓ પણ કરે છે. જ્યારે રાજપૂતાણીઓનો ઝમોર થાય છે ત્યારે પતિ દેખતાં અગ્નિપ્રવેશ એટલા માટે કરે છે કે અમો વીરાંગના અને વીરજનનીઓ છીએ, અબળા જાતિ છતાં પણ અમે અમારા પ્રાણુની કે શુષ્ક સાંસારિક સુખોની લોલુપતા રાખતાં નથી. તમો પુરૂષો શૂરવીર છો અને રાજપૂતો છો માટે દુશ્મન સાથે લડો, વિજય અગર મૃત્યુને વરો, અમે તમારો સંગ છોડી દઇએ છીએ, તેથી અમારામાંથી માયા છોડો, દુશ્મનો સામા લડી ક્ષાત્રત્વ ઝળકાવો, એ બતાવવા માટે અને પ્રોત્સાહિત કરવા માટે જ રાજપૂતાણીઓ તેમ કરતી હતી. વળી કેટલીએક રાજપૂતાણીઓએ હાથમાં શસ્ત્રાસ્ત્ર ધારણ કરી દુશ્મનોને પોતાની વીરતાથી આંજી નાંખેલ

છે. સાંભળો, હું થોડાક રાજપૂતાણીઓના ધર્મ કહું છું. જે રાજપૂતાણી પોતાના પતિ, પુત્ર વગેરે યુદ્ધમાં જતી વખતે રૂદન કરે છે, તેનાં નેત્રોમાંથી જેટલાં અશ્રુબિંદુઓ સ્ત્રવે છે તેટલા જન્મ સુધી તે કાપુરૂષની પત્ની અને સ્રેય પુત્રની માતા થાય છે. જે રાજપૂતાણી પોતાના પતિ, પુત્રાદિકને યુદ્ધમાં જવા આનાકાની કરે છે તેનાં પુણ્યો હોય છતાં સ્વર્ગપ્રાપ્તિ થતી નથી. પોતાનો પતિ સ્વર્ગમાં અન્ય સ્ત્રીનો પતિ થઈ અનેક સુખો ભોગવે છે અને પોતે પક્ષીમાં પણ નીચ યોનીને પ્રાપ્ત થાય છે. જે રાજપૂતાણી પોતાના પતિ, પુત્રાદિકને યુદ્ધમાં જતી વખતે કુળ ધર્મને લઈને પોતાની નાખુશી વ્યક્ત ન કરી શકે પણ અંતરમાં નાખુશીની ઉર્મિઓ ઉદ્ભવાવે છે, તેની શુદ્ધતા માટે શંકા રખાય છે. માટે રાજપૂતાણીઓને યોગ્ય છે કે પોતાના પતિ પુત્રાદિકને યુદ્ધમાં જવા માટે ઉત્સાહિત કરવા, અને કહેવું કે, હે પતિદેવ! તમો યુદ્ધમાંથી પલાયન કરશો નહિ અને પલાયન કરશો તો હું આપની અર્ધાંગના નથી તેમ માનજો. કારણકે કાપુરૂષની સ્ત્રી કહેવરાવવા કરતાં મને વૈધવ્ય કે મૃત્યુ વ્હાલું છે. દુર્દૈવ વશાત્ આપ સ્વર્ગનિવાસી થશો તો આપના મૃત શરીર સાથે સહગમન કરી હું સ્વર્ગમાં ભેટીશ અને જો વિજય પ્રાપ્ત કરશો તો અહીં ઘણા ઉત્સાહથી ભેટી અહર્નિશ આપની સેવા કરીશ. રાજપૂતાણીએ પોતાના પુત્રને કહેવું કે, પુત્ર! તારા માટે મેં અનહદ કષ્ટો વેઠ્યાં છે, તેનો બદલો તારે આજ આપવાનો સુયોગ પ્રાપ્ત થયો છે, માટે યુદ્ધમાં બીરૂતા બતાવી, પીઠ દઇ, પલાયન કરી મને કલંકિત કરતો નહિ. તું યુદ્ધ છોડી પાછો આવીશ કે પ્રાણ વ્હાલા કરીશ તો લોકો મારી શુદ્ધતામાં ખામી ગણશે અને મને વ્યભિચારિણી કહેશે કે બીજી અવનવી શંકા લાવશે. કાં તો સન્મુખ રહી પ્રાણ તજજે અગર વિજય મેળવજે. તેમાંથી એક પણ નહિ કરે અને પીઠ બતાવી પાછો આવીશ તો મારા

હાથથી તારો વધ કરીશ તે ચોક્કસ માનજે. આ મારો ઉપદેશ સ્મરણમાં રાખી મારી કીર્તિ વધારજે. આવી રીતે રાજપૂતાણીએ પતિ પુત્રાદિકને ઉત્સાહિત કરવા જોઇએ."

હમીરજીએ રાજપૂતાણીઓના સંક્ષિપ્ત ધર્મ કહી સંભળાવ્યા તેથી દુદાજીનાં પત્નીએ પ્રસન્ન થઈ હમીરજીને કેસરની અર્ચા કરી અક્ષતથી વધાવ્યા અને સુગંધિત પુષ્પમાળા પહેરાવી આશિષ દીધી કે "વત્સ! તમારો જય થાઓ! અને વહેલા ઘેર પધારો."

હમીરજીએ પોતાનાં માતૃવત્ જ્યેષ્ઠ બંધુનાં પત્નીને ગદ્ગદ્ કંઠે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કહ્યું કે, "આપે મારા પ્રત્યે પુત્રવત્ વાત્સલ્ય રાખી લાડથી ઉછેર્યો છે તેથી હું આપનો ઋણી છું. આપની આશિષથી હું દુશ્મનોને તારાજ કરીશ. અસંખ્ય મુસલમાનો સામે મુઠીભર રાજપૂતોથી વિજયી થઇ પાછા આવવું અસમ્ભવિત છે પણ યુદ્ધમાં પાછી પાની કરીશ નહિ." એટલું કહી હમીરજીએ તત્કાળ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૧૮ મું.

### લાખબાઈ.

ભગવાન દિનકર પોતાની મુસાફરી લગભગ પુરી કરવા આવ્યા છે. તેમનો રસ્તો લગભગ ચાર ઘટિકાનો રહ્યો છે. ગૌચરમાંથી ગાયો આદિ પશુઓ પોતાનાં વ્હાલાં બચ્ચાંઓને વ્હાલથી ભેટવાની ઉત્કંઠાથી ઉત્સાહભેર ગામ તરફ રવાના થયાં છે. તેમનો રક્ષક પછવાડે તેમને સિદ્ધે રસ્તે ચાલવાનો સંકેત કરે છે.

પીયાવે પશુઓનો કોલાહલ થઇ રહ્યો છે. પનઘટપર પાણીઆરીઓ નવરંગીત ચીરો પહેરી મોતીભરી ઇંઢોણી મસ્તકપર મેલી ગજ-

ગતિથી પોતાની સાહેલીઓ સાથે વાર્તાલાપ કરતી ચાલે છે. તેમાં કેટલીએક માથે ભરેલ બેડા સાથે સામી મળે છે અને રસ્તા વચ્ચે ઉભી રહી અવનવી વાતો કરે છે કે " આ શું? આટલા બધા સ્વારો ? "

કેટલાએક ઘોડેસ્વારોએ આવી પોતાના ઘોડાને પાણીથી ઘેરી પીવરાવી ગામમાં પ્રવેશ કર્યો. ભરેલાં બેડાં સાથે પાણીઆરીઓએ પણ પાછળ પાછળ પ્રવેશ કર્યો.

ગામ નાનું પણ દેખાવડું હતું અને તેની ઉત્તર દિશા તરફ મનને આનંદ પમાડનારી નદી નિર્મળ જળથી વહન કરતી હતી. તે નદીના બન્ને કિનારા ઉપર વૃક્ષઘટા નવપલ્લવિત અને નિલામ્બરથી આચ્છાદિત હોઈ શોભતી હતી. તેમાં પક્ષીઓ કલરવ શબ્દ કરી આમોદ કરતાં હતાં. નદીની વક્રતાથી અનુમાન થતું હતું કે તે પોતાના પતિ સમુદ્રને મળવાને એટલી બધી ઉત્સુક હતી કે તેને પોતાની ગતિનું વિસ્મરણ થઇ ગયું હતું. તેના ગર્ભમાં રહેલા જંતુઓ અને રેતીને પોતા સાથે લેવા પ્રેરતી અને સ્થાન ભ્રષ્ટ કરી મદોન્મત્ત કરિણી પેઠે મ્હાલતી, ખળખળ અવાજ કરતી તે ત્વરિત ગતિથી ચાલે છે. પોતાના નિર્મળ જળથી અનેક પશુ પક્ષી અને ગ્રામ મનુષ્યોને તે સંતોષ આપે છે

.ગામમાં બીજી વર્ણ કરતાં કૃષિકારો વિશેષ દૃષ્ટિએ પડે છે છતાં વસ્તી વિવિધ પ્રકારની છે. સર્વ મનુષ્યો પોતપોતાના ધંધામાં ઓતપ્રોત થએલા જણાય છે. અત્યારે કૃષિકારો કૃષિ કાર્યમાં પ્રવર્તેલા હતા તેથી ગામમાં વૃદ્ધજનો અને વ્યાપારીઓ જ દ્રષ્ટિએ પડતા હતા.

તમામ ઘોડેસ્વારો ગામમાં આવી એક વિશાળ ડેલો અને તેમાં જુદા જુદા ઓરડાઓ હતા તેમાં આવી ઉતર્યા. આ ઓરડાઓ એવા ઘોડેસ્વારોના ઉતારા તરિકે વપરાતા હતા તેથી તેમાં કોઇ વાસ કરતું નહોતું. ફક્ત એકાદ બે માણસો રખવાળ તરીકે રહેતા હતા, તે ઘોડેસ્વારોને

જોઇ વ્યવસ્થા કરવા આમતેમ ફરવા લાગ્યા. કોઈ સુવાનાં સાહિત્યો ગામ રખવાળ અને નોકરોને સાથે લઇ એકત્ર કરવા લાગ્યા. કોઇએ પાણી ભરવાવાળાને બોલાવી પાણી ભરવા સૂચના કરી. રાંધવા માટે કઠીયારાઓને સરપણ તૈયાર કરવાનું અને કોળી વગેરેને ઘોડાઓ માટે ઘાસ-ચારો, ચંદી વગેરે એકઠું કરવાનું કહેવામાં આવ્યું. મોદીખાનેથી રસોઇની સામગ્રી લાવી ગામોટીને બોલાવી તેમણે રસોઇની તૈયારી કરવા માંડી.

ત્રણ દિશાએ ઓરડા અને વચમાં વિશાળ ચોક હતો, ત્યાં ગાલીચો બિછાવી ઘોડેસ્વારો બેઠા હતા. વચમાં ગાદીતકીઓ ખાલી પડેલો હતો. તે બધા કોઇની રાહ જોતા હોય તેમ અરસપરસની વાતોથી જણાઈ આવતું હતું. સૂર્ય અસ્તાચળપર જઇ ક્ષિતિજમાં સંતાવા લાગ્યો હતો, તે સમયે એક પાણીવાળા ઘોડાપર સ્વાર થએલ યુવાન અને તેની પાછળ ત્રણ સ્વારો સાધારણ ઘોડાપર હતા તે આવી પહોંચ્યા. તેને જોઇ બધા સ્વારો બેઠકપરથી ઉભા થયા અને ચારે ઘોડેસ્વારો નીચે ઉતર્યા. તેમાં ત્રણ સ્વારો પોતપોતાના અશ્વો જાતે બાંધવા લાગ્યા, પણ પાણીવાળો ઘોડેસ્વાર બીજાને ઘોડો આપી ગાદીતકીયો ગોઠવ્યો હતો તેના પર બેઠો. તેની ચળકતી આંખો, પ્રચંડ ભુજાઓ અને સર્વાંગસુંદરતાથી તેની આસ-પાસ વિંટળાઇ બેઠેલા બધાનો તે નેતા હોય તેમ અનુમાન થઇ આવતું હતું.

"ઠાકોર માટે જરા કસુંબો તો કરો, કારણકે ચાડીકો લાગ્યો સંહે કહ્યું.

"ના ના! ત્રણ ગાઉમાં ચાડીકો શેનો! શું મારે બંધા છે?" ઠાકોરે કહ્યું.

10

"બંધાણ તો નથી પણ ધંધાણ[1] તો છે ને ? સોફી[2] બંધાણીને પણ હરાવી દે, માટે આજ તો છાંટો કસુંબો લો." તેજસિંહે ટહુકો કર્યો. ખરલમાં અફીણ નાંખી વાટી ગાળી કસુંબો તૈયાર કરવામાં આવ્યો, અરસપરસ પાવા માટે ખેંચતાણ થઇ અને વધુ પાવાનો પ્રયાસ થયો. અફીણ જોકે ઝેર છે છતાં મિત્ર શત્રુ છે કેમકે જેના ઉપર વ્હાલ હોય તેને જ આગ્રહથી વધારે અપાય અને વધુ ખેંચ કરી આપે તે સ્નેહની નિશાની ગણાય છે. ગમે તેવું વૈર હોય પણ સામસામો કસુંબો પીએ એટલે વૈર બંધ પડે અને મૈત્રી બંધાય, પણ તે મિત્ર થઇ શત્રુની ગરજ સારનાર છે. તેનું વ્યસન મહાન હાનિ કરનાર પુરવાર થયા છતાં રાજપૂતો તેને છોડતા નથી એ દીલગીરીની વાત છે.

જમવા માટે રસોઇ તૈયાર થઇ એટલે સર્વે જમવા ઉઠયા અને એક પંક્તિએ બેસી આનંદવાર્તા કરતાં જમી, મુખવાસ લઇ, શયન કરવા માટે એકી સાથે પાથરેલા ઢોલીઆપર બેઠા. સૌ હુક્કામાંથી ફુંકો કાઢતા વાતોના તડાકા મારવા લાગ્યા અને એક પછી એક નિદ્રાવશ થયા.

રાત્રિનો ચોથો ભાગ ગત થયો અને સર્વ મનુષ્યો આરામ લેતા નિદ્રાદેવીની ગોદમાં સ્વપ્નસૃષ્ટિનું અવલોકન કરવા લાગ્યા. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી. આખું ગામ નીરવ અને નિર્જન જેવું થઇ રહ્યું. પક્ષી સરખું પણ ફરકતું નહોતું. ફક્ત ઘોડેસ્વારોમાંથી એક જ મનુષ્યને નિદ્રા આવતી નહોતી. તેના મુખપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું કે તે વિચારવમળમાં તણાય છે. દીપકનો પ્રકાશ તેના મુખપર પડતો હોવાથી વિશાળ કપાળમાંથી નિકળતી તેજપ્રભા દીપકજ્યોતથી વૃદ્ધિ

---

૧ બંધાણ વિના અવર નવાર કસુંબો પીએ તે. ૨ બંધાણ ન હોય તે.

પામતી હતી, છતાં વિચારમગ્નતા અસ્પષ્ટ રહેતી નહોતી. તેને વિચારની તલ્લિનતાથી નિદ્રા આવતી નથી. ઘડીકમાં સુએ છે, વળી બેસે છે અને હુક્કાનળીમાંથી મંદ મંદ ફુંકો ખેંચી રાત્રિ નિર્ગમન કરે છે.

આમ વિચારવમળમાં તેને નિદ્રા આવી નહિ. ફક્ત રાત્રિનો ચોથો ભાગ જ અવશેષ રહ્યો. માથું ચઢી આવ્યું. નિદ્રા નહિ જ આવે તેમ લાગવાથી એકદમ ઉભો થઇ પોતાના અશ્વને સજ્જ કરી તે સ્વાર થઇ નીકળ્યો અને ગામ ફરતી પ્રદક્ષિણા કરી દક્ષિણ દિશા તરફ આવ્યો.

પ્રિય વાચક! આ વ્યક્તિ તો ઓળખાઇ ગઇ હશે. પોતાના રાજપૂતોને અગાઉ સમઢીઆળા મોકલી પોતાનાં બંધુપત્નીની આજ્ઞા માટે હમીરજી પાછળ રહ્યા હતા, તે છેક સાંજ પડતાં સમઢીઆળે ત્રણ સ્વારો સાથે આવી પહોંચ્યા હતા અને ઠાકોર કહી વીરસિંહે સંબોધેલ અને વિચારવમળથી નિદ્રા ન આવવાથી અશ્વારૂઢ થઇ સ્હેલ કરવા નીકળેલ હમીરજી જ છે; માટે ચાલ! આપણે પણ તેની સાથે સ્હેલ કરવા નીકળીએ અને મંદ સુગંધી શીતળ પવનથી મગજને તાજું બનાવીએ.

ગામની દક્ષિણ દિશાએ હમીરજી આવ્યા કે તુરત કોઇના કરૂણ રૂદનનો ધ્વનિ શ્રવણગોચર થયો. સ્વર કોઇ સ્ત્રીનો ખરા અંતઃકરણની લાગણીવાળો જણાતો હતો. નજીક જતાં હમીરજીને જણાયું કે રૂદન સાથે કોઇના નામની કવિતા તે ગાય છે. તે સાંભળવા હમીરજી ઉભા રહ્યા અને રૂદન સાથે ગવાતા સોરઠા નીચે મુજબ સાંભળવા લાગ્યાઃ—

વ્હાલા મારા વીર, અમથી અળગો તું થયો;
રહે ન મનમાં ધીર, વીર તારા વિયોગથી!
અમને કરી ઉદાસ, પુત પરવર્યો એકલો,
ક્યાં જઇ રૈ'શો વાસ, લાખણથી તું લાડલા!

હમીરજીને સોરઠા બહુ પ્રિય લાગ્યા અને ઘોડાપર સ્તબ્ધ થઇ

તે સાંભળવા લાગ્યા. સોરઠા એકાએક બંધ થયા અને એક વૃદ્ધ બાઈ છાપરાની બહાર આવી. તેના વાળ રૌપ્ય જેવા શ્વેત હતા, માથાપર ઉનની કાળી કામળ ઓઢી હતી. શરીર વૃદ્ધ છતાં સશક્ત હતું. તેના પહેરવેશ ઉપરથી તે ચારણ સ્ત્રી છે તેમ જણાઈ આવતું હતું. હમીરજીની દૃષ્ટિએ વૃદ્ધ સ્ત્રી પર પડતાં જ ઘોડા પરથી તે નીચે ઉતર્યા કે તુરત વૃદ્ધ સ્ત્રીએ ઓવારણાં લઈ કહ્યું કે, "હમીરજી! અત્યારે અહીં ક્યાંથી?"

હમીરજી:—"આઈ! આપ શા કારણથી વિલાપ કરો છો?"

રૂદન કરનાર વૃદ્ધ સ્ત્રી ચારણીયાણી હતી. તેનું નામ લાખબાઈ હતું. તેણે હમીરજીના પ્રશ્નના જવાબમાં કહ્યું કેઃ—"કુમાર! મારો દીકરો લાખણશી થોડા દિવસ પહેલાં મૃત્યુ પામ્યો છે. તે દુઃખ સહન નહિ થઈ શકવાથી દરરોજ અત્યારે તેનાં મરસીયાં કહી હૃદયભાર ઓછો કરૂં છું."

હમીરજી:—"જેવા લાખણશીનાં મરસીયાં કહો છો તેવાં મારાં મરસીયાં કહો. મને સાંભળવાની ઘણી ઉમેદ છે."

લાખબાઈ:—"બાપ! આ શું બોલ્યો? તને માતા ખોડીઆરની રખા! આવડ ઘણું આયુષ આપે, મારા વીર! મરસીયાં તારાં હોય? તું હજી બાળક છે. મરસીયાં મુવા માણસનાં કહેવાય, જીવતાનાં કહેવાય નહિ. તારા પર જોગમાયા પ્રસન્ન થાય અને કરોડ દિવાળી રાજ્ય કર!"

હમીરજી:—"મેં સોમનાથજીને મારૂં શિર અપર્ણ કર્યું છે, માટે હવે હું મુવેલો જ છું, કેમકે અસંખ્ય મુસલમાન સૈન્ય સામે વિજય પામી શકાશે જ નહિ અને મારૂં માથું શિવાર્પણ કરીને પછી જ મારે લડવાનું છે, તો સુખેથી મરસીયાં કહો એટલે હું સાંભળું તો ખરો! મુવા પછી કહેશો તે હું ક્યાં સાંભળવા આવવાનો હતો?"




"તારાપર જોગમાયા પ્રસન્ન થાય અને કરોડ દિવાળી રાજ્ય કર!" (પૃષ્ઠ ૧૪૮)

લાખબાઇ:—"હમીરજી! મરસીયાં કીધા પછી મોઢું જોવાય નહિ તેથી જ જીવતાનાં કહેવાતાં નથી." તમારાં મરસીયાં કહ્યા પછી તમારૂં મોઢું હું જોઇશ નહિ, માટે આ જક્ક છોડી ઘો."

હમીરજી:—"હું અત્યારે જ અહીંથી રવાના થવાનો છું અને પછી પાછો આવવાનો નથી, માટે મરસીયાં કહેવામાં બાધ નથી. હું જક્ક કરતો નથી પણ સત્ય જ કહું છું માટે મારા મરસીયાં સુખેથી કહો."

લાખબાઇ:—"તમારે મરસીયાં સાંભળવાની ઉત્કંઠા છે તો કહીશ પણ જ્યારે લડાઈ શરૂ થશે ત્યારે કહીશ, માટે ત્યાંસુધી ધીરજ ધરો."

હમીરજી:—"બાઇ! તેવો આપનો વિચાર છે તો સુખેથી યુદ્ધ વખતે કહેજો. હું મારા માણસો સાથે આપને સોમનાથજી મોકલવાનો પ્રબંધ કરૂં છું."

લાખબાઇ પાસેથી રજા લઇ હમીરજી ઘોડેસ્વાર થઇ પોતાને ઉતારે આવ્યા. આ વખતે સૂર્યોદય થયો હતો. હમીરજીના માણસો શય્યાત્યાગ કરીને હમીરજીનીની શોધખોળ કરતા હતા. કોઈ કહેતું હતું કે ઠાકોર ઘોડો ફેરવવા ગયા છે, કોઇ કહે ના ના, એ તો પાછા ગઢાળી ગયા હશે અને હમણાં આવશે, ત્યારે કોઇ કહેતું કે પોતે એકલા જ લડવા ગયા હશે, આપણને સાથે લઇ જવા નહિ હોય, એટલે એકલા છુપી રીતે ગયા હશે. આવી રીતે તેઓ તર્ક વિતર્ક કરતા હતા, એટલામાં હમીરજી જઇ પહોંચ્યા એટલે બધાને આનંદ થયો.

ઠાકોરની શોધખોળ થતી અને રાહ જોવાતી હોવાથી કોઇએ કસુંબા પીધા નહોતા. બધાના શરીરમાં ઉતાર આવી ગયો હતો. પણ પોતાના નેતા સિવાય એકલા પીવાય નહિ, આવો રિવાજ હોવાથી કસુંબા વિના-ઉતારથી બધાનાં શરીરો શિથિલ થઇ ગયાં હતાં. આ

વખતે હમીરજીને આવતાં જ બધાના આનંદનો પાર નહોતો, કેમકે બધાને નવું ચૈતન્ય આપનાર કસુંબો તુરત જ મળશે તેવી આશા થઇ આવી હતી.

કસુંબો તૈયાર થયો, બધાએ પોતપોતાના માપ પ્રમાણે પીધો, એટલે હમીરજીએ ચાર સ્વારને આજ્ઞા કરી કે "આઇ લાખબાઇને લઇ પરબાર્યા સોમનાથજી તરફ જાઓ; હું આવું ત્યાંસુધી તેમની સેવા કરજો. કોઇ વાતથી તેમને તકલીફ પડવા દેશો નહિ."

હમીરજીની આજ્ઞા થતાં જ ચાર સ્વારો તૈયાર થયા અને આઇ લાખબાઇ માટે એક રથ તૈયાર કરી તેમાં તેમને બેસારી સોમનાથજી તરફ રવાના થયા. હમીરજી પણ માણસો સાથે આઇને મોકલ્યા પછી નિશ્ચિંત થયા.

---

## પ્રકરણ ૧૯ મું.

### ચાંપાવાળાની ચિંતા.

"હવે મને અહીં ઘણા દિવસ થયા છે, માટે ઘેર જવાની રજા આપો." ચાંપાવાળાએ પોતાના ગામ જેતપુર જવા માટે હમીરજી પાસે રજા માંગી.

"આપના સહવાસથી મને આનંદ થાય છે, માટે થોડા દિવસ રહીને પછી જજો." હમીરજીએ થોડા દિવસ રહેવાનો ચાંપાવાળાને આગ્રહ કર્યો.

"જેતપુરની ગાદી ઉપર મારો પિત્રાઇ પોતાનો દાવો કરી પચાવી પાડવાનો ઇરાદો કરે છે. મારી ગેરહાજરીથી લશ્કર વગેરેને પોતાના

મતમાં લે મેળવી લે તો પછી ગાદી મેળવવી મુશ્કેલ પડે, માટે હવે વધુ વખત મને રોકશો નહિ." ચાંપાવાળાએ સબળ કારણ આગળ ધરી ઘેર જવાની આવશ્યકતા જણાવી.

"ભલે, જ્યારે એમ જ છે તો સુખેથી પધારો." હમીરજીએ જવાની સમ્મતિ આપી.

ચાંપોવાળો હમીરજી પાસેથી રજા લઇ જેતપુર તરફ રવાના થયો. જુદા પડતી વખતે હમીરજીએ કહ્યું: "તમે થોડા દિવસ રહ્યા હોત તો હું સાથે આવત પણ ઉતાવળ કરી એટલે મારો ઉપાય નથી. સાહસ ન કરો અને શાંતિથી કાર્ય કરો તો સારું. અત્યારે તમારી પાસેથી રાજ્ય છુટી ગયું છે, તમે એકલા છો, તમારો કાકો ચાલાક છે, તેણે કાર્યભારીઓ વગેરે પ્રજાના અગ્રેસરોને પક્ષમાં લીધા હશે, માટે જેતપુરથી થોડે દૂર રહી બધી તપાસ કરજો અને જો જરૂર જણાય તો મને બોલાવજો." આ શિખામણ ચાંપાવાળાએ યાદ રાખી હતી.

થોડા દિવસમાં ચાંપોવાળો જેતપુરની નજીક આવી પહોંચ્યો. તેણે પાસેના ગામડામાં એક ખેડુતને ઘેર ઉતારો કર્યો. તેણે ગુપ્ત વેશે પોતાના રાજ્યની બધી હકીકત મેળવી એટલે પોતાના કાકાની કપટજાળ તેના જોવામાં આવી. પોતે એકલાથી રાજ્ય મેળવી શકશે નહિ, તેમ ખાત્રી થઇ કેમકે બધા કાર્યવાહકોને મુળુવાળાએ પોતાના પક્ષમાં લીધા હતા. વળી ચાંપોવાળો મરાયો નથી, જીવતો છે, તેવા સમાચાર પણ મળ્યા હતા, તેથી તે વિશેષ સાવધ બન્યો હતો. કિલ્લાપર તોપો અને લશ્કરની ગોઠવણ તેણે કરી હતી. કોઇ બહારનો માણસ આવી જેતપુરની ચર્ચા જોઇ ન જાય તેવો સખ્ત બંદોબસ્ત તેણે કર્યો હતો.

આ વખતે ચાંપોવાળો તદ્દન નિરાધાર હતો. શું કરવું, શી રીતે પોતાની ગાદી હસ્તગત કરવી, એ વિચારે તેને કાંઇ સુઝતું નહોતું. થોડા

માણસોથી લડીને વિજય મેળવી શકાય તેમ નહોતું. જો કોઇ બીજો રસ્તો કરવામાં આવે તો જ મુળુવાળાનો પરાભવ કરી શકાય. આવી રીતે વિચારમાં તે તલ્લિન રહેતો, પણ શું કરવું, તે સુજતું નહોતું.

એક વખત ચાંપાવાળાએ પોતાનો વેશ પલટાવી કોઇ ન જાણી શકે તેમ ગુપ્ત વેશે જેતપુરમાં પ્રવેશ કર્યો. જેતપુરમાં તેનો મિત્ર હતો, પણ તેના ઉપર હવે તેને શ્રદ્ધા રહી નહોતી કેમકે પોતાના વિશ્વાસુ અને જાની દોસ્તોએ દગો કર્યો તો આ મિત્રનો વિશ્વાસ કેમ આવે? તેને એમ થયા કરતું હતું કે, જો મારા મિત્ર પાસે જઇશ અને તે લોભવશ થઇ મને પકડાવી દેશે તો મારો ઉપાય ચાલશે નહિ. આમ વિચારતો તે શહેરનું નિરીક્ષણ કરવા લાગ્યો. આ વખતે પોતાના પક્ષમાં કોઈ હોય તેમ જણાયું નહિ, તેથી તે હતાશ થયો. છેવટે પોતાના મિત્રના ઘર પાસે તે આવ્યો.

ચાંપાવાળાનો મિત્ર જાતનો આડો કાઠી હતો. મૂળ તેનું વતન ભીમોરા હતું પણ તેના વડિલોએ રાજ્યને દીકરી આપવાથી જેતપુરમાં તેઓ આવ્યા હતા અને ત્યાં ગીરાસ આપ્યો હતો, તેનાથી તેઓ ગુજરાન ચલાવતા હતા. વિશેષમાં રાજ્યની નોકરી પણ તેઓ કરતા હતા. આવી રીતે બે પેઢીથી સ્થાયી વાસ કરીને તેઓ રહ્યા હતા. તેનો પિતા રાજ્યમાં માનીતો હતો, પણ તેનું સારૂં માન હતું નહિ. ચાંપોવાળો ગાદીએ આવ્યો ત્યારપછી જરા તરા રાજ્યમાં માથું મારવા લાગ્યો હતો. તેનું નામ જેઠસુર ધાધલ હતું.

જેઠસુર અને ચાંપોવાળો બાળપણથી સાથે રહેતા હતા, પણ જોઇએ તેવો બંને વચ્ચે પ્રેમ થયો નહોતો. જેઠસુરનો ચાંપાવાળા ઉપર પ્રેમ હતો અને તે તેને જીગરથી ચાહતો હતો. ચાંપોવાળો પોતાના બીજા ચાર મિત્રોને પ્રમાણિક અને વિશ્વાસુ માનતો હોવાથી જેઠસુર ધાધલ

ઉપર તેને સમ્પૂર્ણ વિશ્વાસ ન હતો, છતાં તેને છેક તિરસ્કારી કાઢતો ન હતો. તે સાધારણ રીતે તેની સાથે વર્તતો હતો.

જેઠસુર મને મદદ કરશે કે નહિ, આ વિચાર કરતો ચાંપોવાળો જેઠસુરના ઘરમાં છુપાઇને ચર્ચા જોવા લાગ્યો. આ વખતે જેઠસુર પોતાની સ્ત્રી સાથે વાતચિતમાં ગુંથાએલો હતો.

"પ્રાણનાથ! આપણો રાજા જીવતો છે એમ આજે મેં સાંભળ્યું છે. શું તે વાત સત્ય છે?" જેઠસુરની સ્ત્રીએ પોતાના પતિની પાસે આવતાં પ્રશ્ન કર્યો.

"મારા સાંભળવામાં તે વાત આવી નથી. ચાંપોવાળો જીવતો ક્યાંથી હોય? તેનો તો દુષ્ટ મિત્રોએ પ્રાણ લીધો. આવા વિશ્વાસઘાતી મિત્રો સાથે મિત્રતા ન રાખવા ઘણી વખત તેને મેં ઇસારામાં કહેલું પણ તેણે માન્યું નહિ, તો છેવટે આ ફળ આવીને ઉભું રહ્યું." જેઠસુરે બળાપો કરતાં કહ્યું.

"ચાંપોવાળો જીવતો છે તે વાત સત્ય હોય તો આપ તેને કાંઇ મદદ કરી શકો કે?" સ્ત્રીએ ઉંડી લાગણીથી પ્રશ્ન કર્યો.

"ચાંપોવાળો જીવતો હશે તો તેને ગાદી મેળવી આપવામાં મારા પ્રાણનો ભોગ આપતાં વિચાર પણ કરૂં નહિ, પણ તે જીવતો છે એમ માનવાને મને પણ કારણ મળતું નથી." જેઠસુરે શંકા લાવી કહ્યું.

"હું પાણી શેરે ગઇ હતી, ત્યાં વાત થતી હતી કે ચાંપાવાળાએ પોતાના દુષ્ટ મિત્રોને મારી વેરનો બદલો લીધો છે. આપણા કિલ્લા ઉપર લશ્કર વગેરેની ગોઠવણ થઈ તેનું કારણ પણ ચાંપોવાળો જીવતો છે, તે છે. આખા શહેરમાં આ વાત ચર્ચાય છે પણ તમે હાલમાં બ્હાર જતા કે કોઇની સાથે હળતા મળતા નથી તેથી અજાણ છો."

જેઠસુરની સ્ત્રી જ્યાં આગળ વાત કરવા જતી હતી ત્યાં અચાનક ચાંપોવાળો આવી ઉભો રહ્યો, એટલે વાત અટકાવી જેઠસુર સામો આવ્યો. બન્ને મિત્રો એક બીજાને ભેટી પડ્યા.

"બંધુ ! તમારા આગળ મારા દુઃખની શું વાત કરૂં ? વિશ્વાસઘાતી મિત્રોથી મને ઘણું શોસવું પડ્યું. છેવટે રાજ્ય પણ ગયું. અત્યારે હું નિરાધાર જેવો થઇ ગયો છું. આખા શહેરમાં તમારા સિવાય મારૂં કોઇ હિતસ્વી નથી." ચાંપાવાળાએ નીચે બેસતાં ઉદ્દગાર કાઢ્યો.

"બનવા કાળે બધું બને છે, તેમાં ચિંતા કરવી નકામી છે. વિપત્તિ વખતે ધૈર્ય રાખવું એ વીર પુરૂષનો ધર્મ છે. માટે ધીરજ અને ખંતથી પાછું તમારૂં રાજ્ય મેળવી શકાશે." જેઠસુરે આશ્વાસન આપતાં કહ્યું.

"મને તો એકે દિશા સુજતી નથી. તમે કાંઇક રસ્તો બતાવો તો તે પ્રમાણે કાર્ય કરૂં." આવું ચાંપાવાળાનું બોલવું સાંભળી જેઠસુર મૌન રહ્યો અને ચાંપાવાળાને પોતા સાથે આવવાનું કહી ત્યાંથી એકાંત સ્થળમાં ગયા અને ધીમે સાદે કોઇ ન સાંભળે તેમ ગુપ્ત વાત કહી; એટલે ચાંપાવાળાના મુખપર તેજ ઝળકવા માંડ્યું: "હા, એ જ રસ્તો યોગ્ય છે." તેટલું જ તે ઉતાવળે બોલ્યો.

જેઠસુરની સ્ત્રીએ તુરત કંસાર કરી નાંખ્યો અને બન્ને મિત્રો સાથે બેસી જમ્યા. કેટલીક ગુપ્ત વાત કરી તેઓ છુટા પડ્યા. ચાંપોવાળો પોતાના સ્થળે આવ્યો અને પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### પ્રેમોદ્ભવ.

હમીરજી અને તેમના રાજપૂતો ચાલતા ચાલતા ગિરની દક્ષિણે દ્રોણ (ગઢડા) નામના સ્થળે આવી પહોંચ્યા.

અત્યારે કુદરતે પોતાનું સૌન્દર્ય અતિશય વધાર્યું છે. પવનની મંદ મંદ અને શિતળ લહરીઓ આવે છે. આસપાસ ચંપો, ચંબેલી જુઇ, મોગરો, કરેણ વગેરે વગેરેનાં પુષ્પોમાંથી નિકળતા સૂક્ષ્મ પરિમલનાં રજકણો નેત્રને આનંદ આપે છે અને નાસિકા વાટે પ્રાણવાયુ સાથે દરેકનાં ઉદરમાં જવા ઘણો પ્રયાસ કરે છે, પણ નાસિકામાં જતાં જ નાસિકાના ગંધશોષક તંતુઓ તેમને ઉદરમાં જતાં અટકાવી સિધા મગજ પ્રતિ પ્રેરે છે; તેથી મગજ પુષ્ટ બને છે અને તેમાં ઘડી પેઠે રહેલી બધી આકૃતિઓ સૂક્ષ્મ રજકણોને ગ્રહણ કરવા તલપી રહી પરિમલનો ભક્ષ કરી ઘ્રાણેન્દ્રિયને સંતુષ્ટ કરે છે.

સૃષ્ટિસૌંદર્યથી નેત્ર શાંત થતાં હતાં ને સર્વ દિશાઓએ પોતાના ગર્ભમાં રાખેલાં પણ દૂરનાં વૃક્ષોને ક્ષિતિજમાં અદૃશ્ય રાખ્યાં હતાં અને પ્રૌઢ પર્વતો વગેરેને બહાર કાઢી પ્રદર્શનમાં ખુલ્લા મુક્યા હતા. કુસુમકળીઓપર મધુકર મદોન્મત્ત થઇ ગુંજારવ કરતા હતા. કોઇ પક્ષીઓ પ્રેમોન્મત્ત થઇ પોતાની પ્રિયા સાથે પ્રેમકલહ કરી ચાંચોવતી લડાઇ કરતા હતા તે જાણે બને યોદ્ધાઓ દ્વંદ્વ યુદ્ધ કરતા હોય તેમ ભાન થતું હતું. મયૂરો કલાપ કરી થન થન નાચી રહ્યા હતા. તેમાં પીછાં મયૂરના માથાપર સર્પાકૃતિ તુલ્ય નીચાં વળેલાં હતાં. મયૂરના ઘનશ્યામ વર્ણને લઇ જાણે શ્રી કૃષ્ણપર શેષ નાગરાજે પોતાની ફેણો વાળી

છાયા કરી હોય તેમ જણાતું હતું. જેમ શ્રી કૃષ્ણનો નાચ અને રૂપ જોઈ ગોપીઓ મુગ્ધ થઇ આસપાસ વિંટળાઇ જતી હતી તેમ મયૂરીઓ પણ તેની પાસે નેત્રાશ્રુની ઇચ્છાથી પ્રેમઘેલી બની રહી હતી.

વિશાળ તડાગમાં હંસો સ્વચ્છંદે વિચરતા હતા. તેના કિનારા સંગેમરમરના પત્થરથી બાંધેલા હતા. તેના પર સૂર્યનાં કિરણો પડતાં સામો પ્રતિબંબ પડતો હતો. તેથી પ્રેક્ષકના મનમાં રૌપ્યથી આચ્છાદિત થએલા કિનારા હોય તેવો ભાસ થતો હતો. આ દ્રશ્ય નેત્રને ઘણું રમ્ય લાગતું હતું. પક્ષીઓ કિલકીલાટ કરી શ્રવણપુટમાં સુધાધારા રેલાવતાં હતાં અને આનંદ પામતાં હતાં.

સરોવરના તટ અને પનઘટપર આવી હમીરજી આ સર્વ દ્રશ્ય જોતા હતા. વીર રસ જાણે મૂર્તિમંત થઇ પ્રત્યક્ષ આવી આ સર્વ દ્રશ્ય નિહાળતો હોય તેમ અનુમાન થતું હતું. તેના કટિપ્રદેશમાં તીક્ષ્ણધારી તલવાર લટકતી હતી. વામ હસ્ત તલવારની મૂઠપર મુકી તેને આશ્વાસન આપતો હોય તેમ જણાતું હતું. તલ્વાર શત્રુશોણિતની તૃષાતુર હોવાથી જાણે હસ્તને કહેતી હોય કે મને તૃષામુક્ત કર તેને વામ કર ધીરજ આપતો હોય તેવો ભાસ થતો હતો.

સામેથી સ્ત્રીઓનું વૃંદ માથે બેઢાં લઈ આવતુ તેમની દ્દષ્ટિએ પડયું. તેમનાં વસ્ત્રો શ્યામ રંગનાં હતાં અને શરીરનો રંગ પણ તેવોજ હતો તે જાણે શ્યામ રંગી અભ્રો હોય તેમ જણાતું હતું. તેમાં વિદ્યુતની પેઠે કોઈ નવયૌવના બાળા જળહળતું બેડું માથે લઇ આવતી હમીરજીની દ્રષ્ટિએ પડી અને તે બેઢા ઉપરથી સૂર્યનાં કિરણો પસાર થઇ તેના મુખપર જ્યોતિ અર્પી રહ્યાં હતાં, તેથી તેના વદનનું સૌન્દર્ય વિશેષ ખીલી નીકળ્યું હતું. શ્વેત કપોલપર હિંગુલનું બિંદુ—ઝુંડખું હતું, તે રક્તના બિંદુ જેવું શોભતું હતું. બન્ને ભ્રકુટી સુધી વક્ર

કમાનની પેઠે કેશકલાપની પાટી ઢાળી હતી અને તે કમાનમાં તિરછાં નયનરૂપી શરનું સંધાન કરી મન્મથ અદ્રશ્યરૂપે રહેલો હોય તેમ જણાતું હતું. તેનાં ચપળ અને ચળકતાં નેત્રોમાંથી બાણો છૂટતાં હતાં. કંઠમાં સફેદ સ્ફાટીકની માળા ઉરૂઃસ્થળસુધી લટકતી હતી. તેનાં કુચદ્વય ઉન્નત છતાં નાજુક હતાં, તે જાણે યુવાવસ્થાને વધાવવા તૈયાર થઇ રહ્યાં હોય તેમ અનુમાન થતું હતું. તેનાં બંને હસ્તો હસ્તીની શૂંઢ પેઠે શોભતાં હતાં; તેમાંનો એક હસ્ત બેડા સાથે લપેટાઈ ગયો હતો. પાંચે આંગળાં પહોળાં થઇ બેડાની સાથે સુવર્ણ પેઠે ચળકી રહ્યાં હતાં. બીજા હાથમાં તેણે ઘડો લટકતો રાખ્યો હતો. પવનની મંદ મંદ લહરીઓથી ઓઢેલા અંબરનો પાલવ ત્રિવલ્લીને દ્રશ્યમાન કરતો હતો અને અગાધ નાભી સાથે સ્પર્શ કરતો હતો. તેની કદળી સ્થંભ જેવી જંઘાઓપર લાલ રંગનું અંબર લપેટાએલું હતું. પગમાંના નૂપુરનો મધુર મંદ મંદ ધ્વનિ નિકળતો હતો. તેની ચાલ હંસની પેઠે મલપતી હતી.

આવી સૌન્દર્યયુક્ત બાળા ઉપર હમીરજીની એકાએક દ્રષ્ટિ પડતાં તે ચમકયા અને તેમને રોમાંચનો અનુભવ થયો. હૃદયમાં એકાએક કોઇ નવીન સ્ફુર્ણાનો આવિર્ભાવ થયો, હૃદય ધડકવા લાગ્યું, મુખપરથી સ્વેદનાં બિન્દુઓ ટપકવા લાગ્યાં, ઝીણી અને ન સમજી શકાય તેવી કમ્પારી થવા લાગી, પોતે કયાં ઉભો છે અને કોણ છે, તેનું પણ ભાન રહ્યું નહિ. તેમનાં ચપલ નેત્રો એ બાલા ઉપર સ્થિર થતાં સર્વસ્વ હરાઇ ગયેલાની માફક વ્યગ્ર રીતે તે બહાવરા બન્યા. તે જરા સામા ચાલ્યા, વળી સ્થંભ્યા છતાં નેત્રો બાળાની સામે જ હતાં. દ્રષ્ટિ સ્થિર હતી, મન પણ તલ્લિન થયું હતું અને બાલા પાસે ગયું હતું, શરીરને પાસે લઇ જવા પ્રેર્યું હતું પણ થાકેલા મનુષ્યની પેઠે તેમના પગ ચાલતા નહોતા. શ્વાસોશ્વાસની પ્રક્રિયાઓ વિશેષ થવા લાગી. પોતાનાં મન તથા શરીરનો

એકાએક ફેરફાર જોઇ તે વિચારવા લાગ્યા કે " અરે ! મને આ શું થાય છે ? આ બાળા કોણ હશે ? તેને જોતાં મારૂં હૃદય મારા હાથમાં રહેતું નથી. શું તેણે મારાપર કાંઇ જાદુ પ્રયોગ કર્યો હશે ? ના, ના, તેવું કાંઇ નથી પણ તેની સુરતી જ કોઇ ચમત્કારી છે. જેમ શંકરને છળવા માટે ઉમાએ ભીલડીનું સ્વરૂપ લીધું હતું તેમ કોઈ અપ્સરાએ મને વશ કરવા માટે કાંઇ પ્રપંચ તો નહિ કર્યો હોયને ? "

આવી રીતે તે મનોગત પ્રશ્ન કરવા લાગ્યા પણ અંતઃકરણથી કાંઇ પ્રતિઉત્તર મળ્યો નહિ તેથી નિરાશ થયા. વળી આગળ ચાલ્યા અને પગ અટક્યો: " અરે ! પ્રચંડ સિંહ કે અગણિત સૈન્ય સામે ચાલતાં કોઇ દિવસ નાસીપાસ થયો નથી પણ આ બાળા કોણ છે, તે પુછવા જવા માટે મારી હીમ્મત કેમ ચાલતી નથી ? વળી તે બાળાનાં કટાક્ષોમાંથી ગુપ્ત એવું શું મારા હૃદયને ભેદે છે કે તેની સામે ચાલવાની મારામાં શક્તિ બીલકુલ રહી નથી ? શું મારૂં હૃદય અત્યારે ભિરૂતાને પ્રાપ્ત થયું હશે ? નહિ નહિ, તેમ તો છે જ નહિ. માટે ચાલ ! કોઇ પણ યુક્તિથી એ બાળા સાથે વાત કરૂં. " આમ વિચાર કરી તે આગળ ચાલ્યા અને નવયૌવનાની સામે જઇ આરાપર ઉભા. બાળાની દ્રષ્ટિ પણ તેમની સામે જ હતી. તેની દ્રષ્ટિમાંથી તીવ્ર કટાક્ષ બાણો નિકળવા ચાલુ જ હતાં. તે કટાક્ષે અચેત અવસ્થામાં હમીરજીને મુકયા તેથી તે સ્થિર અને જડવત્ બન્યા. વળી શુદ્ધિ આવી અને અનિમેષ દ્રષ્ટિએ તેને તે જોવા લાગ્યા.

બાળા પણ આ નવયુવાન અને વીર રસની મૂર્તિને દેખી મુગ્ધ બની ગઇ હતી. મનમાં તે વિચારવા લાગી: " મન્મથ પોતે જ સાક્ષાત્ વીરમૂર્તિ ધારણ કરી પ્રત્યક્ષ ઉભો છે કે શું ? ઠંડી બીલકુલ ન હોવા છતાં મને રોમાંચ શેના થયા ? મારા શરીરમાં કંપનો આવિર્ભાવ કેમ થયો શરી ધ્રુજે છે કેમ ? હૃદયમાં ધડાકા શેના થતા હશે ? ઓષ્ટો પણ ફરકે છે !

આખા શરીરમાં ઝણઝણાટી કેની થતી હશે? આ બધું શું થાય છે, તેની મને ખબર પડતી પડતી નથી. આ વાત હું કોને કહું? ખુલાસો પણ કોણ કરે? અરે! મારાં નેત્રો તેનામાં સ્થિર થઈ દ્રષ્ટિ તેની પાસે ગઈ તે પાછી આવતી જ નથી. શું મારી દ્રષ્ટિ તેની પાસે જ રહેશે? દ્રષ્ટિ તેના તરફ ગઇ તે તો ગઇ. મારૂં ચિત્ત તેની પાસે જઇ હસ્યને થઈ જવા તૈયાર થયું. શું આ કોઇ મારા ચિત્તનો લૂટારો હશે અને લૂંટવા જ આવ્યો હશે?"

પ્રણયીઓની દ્રષ્ટિ સામસામી ફેંકાઇ, અવયવ એકત્ર થઈ હતી અને જેમ પાણી પાણીમાં મળવાથી વિલીન થાય તેમ તે એકરૂપ થઈ હતી. મહાન્ યોગીશ્વરોની પેઠે ત્રાટક થઇ અને ત્રાટકમાં પ્રણયીઓ સમાધિસ્થ થયાં. બંને જાણે કોઇ બીજી જ સૃષ્ટિમાં હોય તેમ અનુભવવા લાગ્યાં. વળી જાણે એકબીજાનો કર મિલાવી આકાશપંથે સ્મિતહાસ્ય કરતાં એક શબ્દ પણ બોલ્યા વિના ગમન કરતાં હતાં. પોતે ક્યાં જાય છે તેનું પણ તેમને ભાન નથી, માનસિક સુખનો અનુભવ લેતા હોવાથી સૃષ્ટિમાં તે બે સિવાય બીજું મનુષ્ય તેમની દ્રષ્ટિએ પડતું નથી, વાર્તાલાપ કરવા અનેક પ્રયત્નો કરવા છતાં મુખ ખુલતું નથી. હમીરજીએ ધડકતે હૃદયે અને ફરકતે ઓષ્ટે અસ્ફુટ વચને કાંઇક બોલવાનો મહામહેનતે પ્રયત્ન કર્યો અને 'પ્રિય—'એટલો અર્ધો શબ્દ નિકળ્યો કે તુરત જ એક ભયંકર મૂર્તિ આવી અને એક જ ઝપાટે તેણે હમીરજીને નિચે ફેંકી દીધા! હમીરજી ચમકીને આસપાસ જોવા લાગ્યા કે પોતે સરોવરને કિનારે જેમના તેમ ઉભા છે. બાળા પણ અનિમેષ નયને સામું જોઇ રહી છે. આ બનાવથી ચકિત થઇ તે વિચાર કરવા લાગ્યા કે શું મ્હને સ્વપ્નું તો નહિ થયું હોય? ના, ના, સ્વપ્નું તો નહિ પણ મારા હૃદયને કાંઇ ચમત્કારનો અનુભવ થયો. પ્રણયીઓ વિચારનિદ્રામાં હતાં એવામાં બાળાને એકાએક સ્વર સંભળાયો:—

"પાર્વતી! તારે ઘેર નથી આવવું? આ શું કરે છે? શું જુએ છે?" એક સાહેલીએ પાર્વતીની સ્થિતિ જોઇ ઉપાલમ્ભ કર્યો.

પાર્વતી એકદમ નિદ્રામાંથી જાગ્રત થઈ હોય તેમ ચોંકી અને શરમીંદી થઇ કહેવા લાગી કે:–"બ્હેન! મારે આવવું છે. તું આમ ઉતાવળી કેમ થઇ છે? શું મોડું થયું છે? જવાય છે હવે!"

સાહેલી:–"તારે તો હજી રોયણુમાં ગાજતું હશે! બીજીઓ ક્યારનીએ બેડાં ભરીને ચાલી ગઇ અને ઘરનાં અરધાં કામો પણ કરી રહેવા આવી. હું તારી પેઠે આમ ખોટી થઇ રહું તો ચાલે નહિ. શું અત્યારમાં આપણે નવરાં છીએ?"

પાર્વતી:–"આપણે ક્યાં અહીં બેસી રહેવા આવ્યાં છીએ? હજી તો ચાલ્યા આવીએ છીએ. તેમાં મોડું શું થયું અને બીજીઓને એવડી શી ધાડ આવી હતી કે મને મુકીને ચાલી ગઈ? મેં તો હજી બેડું પણ ભર્યું નથી. ચાલ હવે જલદી કર!"

સાહેબ:—"શું મોડું નથી થઇ ગયું? આજ તને આ શું થઇ આવ્યું છે? આપણુને આવ્યે જુગના જુગ ગયા અને હું બેડું માંજી ક્યાંસુધી બેસી રહી છતાં તું કાંઠો ઉતરી જ નહિ. તને આજ ભુત ભરાયું જણાય છે. તારે તો ઘેર કામ કરનાર ઘણાં અને વળી તું લાડકવાઇ એટલે તને કોઇ કાંઈ કહે નહિ, પણ મારે તો બધું કામ કરવાનું છે, માટે મોડું થાય તે મારે કેમ પાલવે?"

આટલી વાતચીતમાં પણ પાર્વતીની દ્રષ્ટિ હમીરજી તરફ જ હતી. પોતાની બ્હેનપણી પાસે હોવા છતાં તેનું ભાન પણ રહેતું નહિ અને તેનાં સ્વચ્છંદી નેત્રો ચકોરી પેઠે જ હમીરજીમાં લાગી રહ્યાં હતાં. તેની ચાલાક બ્હેનપણી આ બધું જોઇને જાણી ગઇ હતી કે આ અજાણ્યા યુવકમાં પાર્વતીનો પ્રણય બંધાયો છે. તે મનમાં વિચારવા લાગી કે




ચંચળ નેત્રો હાથ રહ્યાં નહિ. કિનારે ઉભેલા હમીરજી પ્રત્યેજ તે લાગી રહ્યાં અને તેનામાં તલ્લિન થયાં. (પૃષ્ઠ ૧૬૧)

"પાર્વતી બહુ જ સરલ સ્વભાવની છે. પ્રણય શું તે પીછાનતી નથી. યૌવનવન ખીલ્યા છતાં હજી મન્મથનો આવિર્ભાવ બીલકુલ થયો જ નથી, છતાં આ અપરિચિત નવયુવકને જોઈ તેને શું થયું હશે ? ખરે ! અત્યારે આ બાબતનો ઉપાલમ્ભ નકામો છે."

પાર્વતીને પણ પોતાની સ્થિતિનું ભાન થઇ આવતાં તે એકદમ પગથીયાં ઉતરવા લાગી પણ આગ્રહી નેત્રો હમીરજી તરફ જ હતાં તેને તે કોઇ રીતે રોકી શકી નહિ. તેને મનમાં અનેક કુતૂહલો થવા લાગ્યાં કે આ મદનમૂર્તિ કોણ હશે ? શા કારણથી તેના પર મને આટલો અનુરાગ થતો હશે ? આમ વિચાર કરતી તે જળ સમીપે આવી પહોંચી. બેડું ભરવા જળમાં દ્રષ્ટિ કરી ત્યાં પણ યુવાન નરની મૂર્તિ દ્રસ્યમાન થઇ ! આ જોઇ તે ચમકી આસપાસ જોવા લાગી અને જ્યાં જ્યાં દ્રષ્ટિ ફેંકે છે ત્યાં ત્યાં હૃદયમૂર્તિ દેખાઇ ! પાર્વતી ગભરાઇ ગઇ અને મહા મહેનતે બેડું માથે લઇ બહાર નીકળી. ચંચળ નેત્રો હાથ રહ્યાં નહિ. કિનારે ઉભેલા હમીરજી પ્રત્યે જ તે લાગી રહ્યાં અને તેનામાં તલ્લીન થયાં. ત્યાં ફેર તેની બહેનપણીએ કાંઇ કહ્યું એટલે તે વિચારમાંથી જાગ્રત થઇ ચાલવાનો પ્રયાસ કરવા લાગી. નેત્રો પોતા સાથે આવવા આનાકાની કરતાં હતાં. પ્રણય, લજ્જા અને ભયનો ઉદ્ભવ થયો હોવાથી તે સર્વનું પરસ્પર યુદ્ધ ચાલ્યું. હમીરજીને છોડી એકલા જવાનું તેને બીલકુલ રૂચતું નહોતું. પ્રણય તેની તરફ જ ખેંચતો હતો ત્યારે ભય ઘર તરફ ખેંચવા લાગ્યો. વળી લજ્જા ભયનો પક્ષ કરવા લાગી એટલે અત્યારે તો ભયનો જય થયો અને પાર્વતીએ પોતાની બ્હેનપણી સાથે ચાલવા માંડયું, પણ હઠીલું હૃદય તો ત્યાં જ રહ્યું. ચાલતાં કાંઇ પણ બહાનું કાઢીને તે પાછળ જોતી હતી. નેત્રો તેને તેમ કરવા પ્રેરતાં હતાં અને મનહર મૂર્તિનું અવલોકન કરવા તેમ કરવાની ફરજ પાડતાં હતાં. આમ કરતાં તે ગામમાં આવી પહોંચી.

પાર્વતી દ્રષ્ટિમર્યાદાની બહાર જવાથી હમીરજીને તાલાવેલી થવા લાગી અને તે વિચારવા લાગ્યા કે, "આ યૌવનવનમાં દોલાયમાન થઇ રહેલી મનમોહના સ્ત્રી કોણ હશે? મારા મનને હરણ કરવાના ઉદ્દેશથી કોઇ અપ્સરા અહીં આવી હશે અને શું આટલું અલ્પ સુખ જ નિર્માણ થયું હશે? આવી અલૌકિકતા અને સર્વાંગની સુંદરતા તો કોઇ દિવસ મેં જોઈ નથી. અરે! આખી સૃષ્ટિનું સૌન્દર્ય તેનામાં જ જોવામાં આવે છે! મારૂં સર્વસ્વ તેણે હરી લીધું છે." વળી પોતાની સ્થિતિનું ભાન થતાં હમીરજી બબડવા લાગ્યા કે "હું રાજપૂત થઇ આ એક અજ્ઞાત બાળાના સૌન્દર્યમાં વિમોહ પામ્યો તે શું રાજપુત ધર્મ પ્રમાણે યોગ્ય છે? મારો ધર્મ શું છે? શું હું તે ધર્મ પણ વિસરી ગયો? સૃષ્ટિમાં લાવણ્યવતી સુંદરીઓ ઘણી દ્રષ્ટિએ પડે તેથી હ્રદય આવું નબળું બનાવવું યોગ્ય નથી. પોતાના રાજપુત ધર્મની ઉપેક્ષા કરવી એ જ રાજપૂતને હાનિકર્તા છે. મેં મારૂં શિર સોમનાથજીને અર્પણ કરેલું છે. વળી લાખબાઇ પાસે પણ પ્રતિજ્ઞા કરી છે કે મારે જીવન લંબાવવું નથી અને લડાઈમાં પ્રાણાર્પણ કરવું છે. પ્રતિજ્ઞા એ જ રાજપૂતોનું સર્વસ્વ છે. મિથ્યા સુખને છોડવાનો જે નિશ્ચય મેં કર્યો છે, તેને જ મારે વળગી રહેવું જોઇએ. મેં સાંભળ્યું છે કે બદ્રિનારાયણની બાર વરસસુધી કલ્પસાધના કરવાથી સ્વદેહે કૈલાસમાં જવાય છે, પણ રસ્તા વચ્ચે અપ્સરાનું શહેર આવે છે, અપ્સરાઓ તેને મોહ પમાડી ત્યાં જ રાખે છે અને આગળ જવા માટે વિઘ્ન નાંખે છે, તેથી કૈલાસમાં જઈ શકાતું નથી, પણ તેમાં મોહ ન પામે તો તેનાથી કૈલાસનું સુખ મેળવી શકાય છે. તેનું જ આ રૂપક હશે અને જેમ અહીં મને થયું તેમ કદાચ ત્યાં પણ હશે, કેમકે મારે મારૂં શિર શિવાર્પણ કરી કૈલાસમાં મહેશ્વરની સેવામાં જવાનું છે અને તેમાં કંટકરૂપ થવા આ દેવાંગના સમાન કોઈ

રમણી મને છળવા તો નહિ આવી હોય ને! શું મારૂં હ્રદય આટલું બધું તેનામાં વિમોહ પામ્યું? તે તો ગઇ પણ મારૂં સર્વસ્વ સાથે લેતી ગઇ!

"હે જગદીશ્વર! તારી અકળ લીલા છે. જે મહાન શૂરવીરો અખંડ ધૈર્ય અને શૌર્યથી મહાન શત્રુને પરાસ્ત કરી શકે છે, ત્રણે લોક પોતાને તાબે કરી શકે છે અને ચાહે તે કરવાને સમર્થ થાય છે, પણ સ્ત્રીથી મોહીત થએલ હોય, હ્રદય હરાઇ ગયું હોય તો તેના પ્રેમપાશમાં બંધાઇ તે વશ રહે છે અને જેને સર્વસ્વ માને છે, તેનામાંથી છુટવા ઇશ્વર કૃપા સિવાય બીજો ઉપાય નથી. માટે દયાળુ પિતા! મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરાવજે.

"તે રમણી ગમે તે હોય, હવે તે તરફનો વિચાર લાવવો જ નહિ અને ક્ષણિક સુખની આશા છોડી પ્રતિજ્ઞામાં દ્રઢ રહેવું." આમ અવનવા વિચારમાં હમીરજી ઉભા છે. તે કયાં છે તેનું પણ ભાન નથી. વિચારમુગ્ધ હોવાથી આસપાસ શું છે તે પણ જાણી શકયા નહિ ત્યાં પાછળથી ખભે કોઇના હસ્તનો સ્પર્શ થયો કે વિચારનિદ્રામાંથી તે જાગૃત થયા અને ચમકયા.

"ઠાકોર! આપ એકાએક અહીં આટલે દૂર કેમ આવ્યા? આપે કહ્યું હોત તો અમો આપની સાથે આવત. આપની શોધ કયારના કરીએ છીએ. આપ અરણ્યમાં કયાં હશો તેની જ અમને ચિંતા થતી હતી. માટે હવે જલદી તંબુ તરફ પધારો." વિરસીંહે ચાલવાનો સંકેત કરી કહ્યું.

હમીરજી:—"હું અરણ્ય જોવા માટે નિકળ્યો અને ચાલતાં ચાલતાં અહીં આવી પહોંચ્યો. આ પાસે જ ગામ છે અને આ તળાવની શોભા જોતો હતો. હવે પાછો ફરવાનો હતો ત્યાં તું આવી પહોંચ્યો, માટે હવે સાથે જ ચાલીએ. જો, મારો અશ્વ મેં પાસેની ઘટા પાછળ બાંધ્યો છે તે તરફ ચાલ અને પછી જઇએ."

વીરસિંહના આગ્રહથી હમીરજી ત્યાં ઉભા રહ્યા અને વીરસિંહ ઉતાવળે જઇ ઘોડાને લઇ આવ્યો. હમીરજી તેના પર સ્વાર થયા અને બંને વાતો કરતા તંબુ તરફ રવાના થયા.

---

## પ્રકરણ ૨૧ મું.

### વેગડાની મુલાકાત.

છાવણીની પશ્ચિમ દિશા તરફ પત્થરની ટેકરીઓ અને કાંટાવાળા થોરીયાંની ધીચતા હતી. તેમાં ભીલટોળી છાવણીને લૂંટવા આસપાસ ભરાઈ બેઠી હતી. સર્વ ભીલ ભેગા થવાની આશાએ કાંઇ સંકેત કરતા હોય તેમ મુખમાં બે કરાંગુલીઓ ઘાલી સીસોટીયો કરવા લાગ્યા, તે સાંભળી પક્ષીઓ ચુપ થઇ ગયાં. પક્ષીઓને સમજાયું કોઇ ઘાતક સમડી આવો શબ્દ કરે છે. આથી તેઓ નિઃશબ્દ થઇ ઝાડની ડાળીઓમાં ભરાઈ ગયાં. સીસોટીનો નાદ સુણી એક સમડી ઉડતી ઉડતી ચીસ પાડવા લાગી તે જોઇ એક ભીલે તેના તરફ તાકીને તીર એવા જોસથી ફેંક્યું કે સમડી તુરત જ નીચે પડી. તેથી ભીલ ખુશ થતો બીજાઓને કહેવા લાગ્યો કે "ચાલો ભાઇઓ! આપણે આ લૂંટમાં લાભ મેળવીશું માટે સજ્જ થઈ ઢીલ ન કરતાં છાવણી તરફ જઇએ, કેમકે શુકન સારાં થાય છે." આવું સાંભળી તમામ ભીલોને એકઠા કરી હાથમાં કામઠાં અને ભાલકાં લઇ તેઓ છાવણી તરફ ચાલતા થયા અને પાસે આવી રક્ષકોને કહેવા લાગ્યા કે "તમારા નેતાને કહો કે અમારી સાથે યુદ્ધ કરે, નહિતો તમામ મીલ્કત અમારે સ્વાધીન કરે."

રક્ષકો આ અપમાનસૂચક શબ્દો સાંભળી રક્ત નેત્રો કરી કહેવા

લાગ્યા કે "અયે કીરાત! આ શું બોલે છે? શિયાળ સિંહના શિકારની ઇચ્છા રાખે પણ તે વ્યર્થ છે. તેમ તમો રાજપૂતોને લૂંટવા ચાહો છો તે પણ વ્યર્થ છે. તમો તમારે રસ્તે જતા હો ત્યાં જાઓ."

ભીલ: "તમો જાઓ અને તમારા નેતાને કહો, નહિતો અત્યારે જ તમારો ઘાત કરવામાં આવશે."

રક્ષક:-"ભીલ! તું આટલો બધો કેમ છકી ગયો છે! હું તારાં આ વચનોથી ડરી જાઉં તેવો ડરપોક નથી; પણ નેતાની આજ્ઞા વિના તને શિક્ષા કરી શકું નહિ તેથી જ મારા નેતાને કહું છું અને તે તારો ગર્વ ઉતારશે. તું ઉભો રહે અને દુર ઉભેલા તારા સાથીઓને બોલાવ કે તારી સાથે યમસદનમાં આવે, નહિતો ન્હાસી જશે." આમ કહી રક્ષક હમીરજી પાસે ગયો અને ભીલની વાત કહી તેથી હમીરજી તંબુની બ્હાર નીકળી ભીલ પાસે આવ્યા અને એકીટસે જોવા લાગ્યા.

ભીલ:-"યુવક! તારાં હથિઆરો છોડી દે અને અમારે શરણે થા. તારી છાવણીમાં જે જે મિલ્કત હોય તે પણ અમને સોપી દે, નહિતો તમે બધાં માર્યા જશો." આ શબ્દ સાંભળતાં જ હુતાશનમાં ઘૃત હોમાયું હોય તેમ હમીરજીને રોમે રોમ શૌર્ય ઉછળવા લાગ્યું, નેત્રો લાલ થયાં, અધર દાંત સાથે પીસ્યા, ભ્રુકુટી ફરકવા લાગી, બંને હસ્તો વિંઝાવા લાગ્યા અને પ્રલયકાળના સૂર્ય પેઠે વક્ર નેત્ર કરી તેમાંથી અગ્નિની ચિણગારીઓ નીકળવા લાગી. કમરે લટકાવેલી અસીપર હાથ ગયો, તરવાર મ્યાનમાંથી બ્હાર કાઢી કે તુરત જ કાંઇક વિચાર આવ્યો તેથી તે તલ્વાર મ્યાન કરી વિચારવા લાગ્યા કે તે અત્યારે મારે શિર ધર્મસંકટ આવ્યું છે, કેમકે મારૂં શિષ મેં સોમનાજીને અર્પણ કરેલું છે, માટે બીજાની સાથે લડાઇ કરતાં મરણ થાય તો પ્રતિજ્ઞાભંગનો દોષ લાગે અને માથે દેવ ઋણ રહે. જો લડાઈ ન કરૂં તો આ લોકો

સર્વસ્વ લૂંટી લે, તેથી આજ દિવસસુધી મેળવેલ કીર્તિનો નાશ થાય. વળી રાજપૂત રીતિ પ્રમાણે હું કાપુરૂષ ગણાઉં. ત્યારે હવે ઉપાય શો કરવો? હું લડી શકું તેમ તો નથી, લડું તો સોમનાથજીને શિષ અર્પણ થઇ શકે નહિ; માટે હથિઆર વગેરે આપી દેવામાં હરકત શું છે? હીમાળે ગળવા જવાની પ્રતિજ્ઞા પાળવા માટે અર્જુને યુદ્ધ કર્યું નહોતું અને પોતે લૂંટાયા હતા. વળી જ્યારે દ્રૌપદીને સભામાં આણી દુર્યોધને ચીર ખેંચ્યાં ત્યારે વડિલ બંધુની આજ્ઞા માટે તેમ થવા દીધું તો મારે મારી પ્રતિજ્ઞા પ્રમાણે લૂંટાવું અને પ્રતિજ્ઞા સાચવવી, કેમકે રાજપૂત ધર્મ પ્રતિજ્ઞાથી સચવાય છે. પ્રતિજ્ઞાપાલન માટે યુદ્ધ ન થઇ શકે તેમાં રાજપૂત ધર્મને બાધ આવતો નથી માટે તેની માંગણી કબુલ કરવી.

આવો વિચારથી શાંત થઇ તે કહેવા લાગ્યા કેઃ—"અરે, દુનિયાને દુઃખ દેનારા ક્રુર મનુષ્ય! ભલે મારાં હથિઆર વગેરે જે લેવું હોય તે લઇ જા. મને તેની દરકાર નથી. હું તમારી સાથે અત્યારે યુદ્ધ કરવાનો નથી, કેમકે મેં સોમનાથજીને મારૂં શીર અર્પણ કર્યું છે; તેથી તમારા માટે તે વપરાય તેમ નથી." એમ કહી તેમણે પોતાનું ખડ્ગ છોડી નીચે મુક્યું. એટલામાં તમામ ભીલો એકત્ર થયા. તેમને જોઇને તે કહેવા લાગ્યા કે, "અરે ભીલો! તમે મને કાયર સમજતા નહિ. હું લડવાને અશક્ત છું એટલે હથિઆરો છોડું છું અને મરવાથી ડરૂં છું એમ પણ માનશો જ નહિ. મરવું તે રાજપૂતોને સ્હેલું જ છે. મરવાથી રાજપૂત કોઇ દિવસ ડરવાનો જ નથી. તમો હજુ રાજપૂતોની સાથે લડાઇમાં ઉતર્યા નથી, ગોહિલ કુળના શૌર્યથી અપરિચીત છો; પણ હું એકલો જ તમો બધાને પુરો પડવાને બસ છું. છતાં નિરૂપાય! જે પ્રતિષ્ઠિત કુળમાં મહાન્ શૂરવીરો થઇ ગયા છે તેમનો જ હું વંશજ છું. રાજપૂતો સિંહ છે, તમો તે સામે તુચ્છ છો, પણ પ્રતિજ્ઞાભંગના

દોષથી જ ડરૂં છું. માટે તમારો હેતુ સાધ્ય કરી ચાલતા થાઓ." હમીરજીએ ઉશ્કેરાઇને કહ્યું.

ભીલનો નાયક વેગડો દૂર ઉભો રહી તમામ ચર્ચા જોતો હતો અને વિસ્મય પામતો હતો કે આવો શૂર અને ધીર પુરૂષ શા કારણથી લડાઈ કર્યા સિવાય હથિઆર છોડે છે? કુતૂહલ થવાથી તે વિચારવા લાગ્યો: "સોમનાથજીને શીર અર્પણ કર્યું છે, ગોહિલ કુળમાં જન્મ છે," આમ બોલે છે માટે કોઈ ગોહિલ રાજપૂત હશે કે શું? કદાચ તેમજ હોય તો તેને લૂંટવો એ ખરાબ દેખાય. આમ વિચાર કરી આગળ આવી વેગડો ઉભો રહ્યો.

વેગડો:–"યુવાન! હું મિત્રતાથી પુછું છું કે તમારૂં નામ શું છે?"

હમીરજી:–"લૂંટવા આવી મિત્રતા બતાવવી તે વિચિત્રતા છે, પણ જ્યારે મિત્રતાથી પુછો છો ત્યારે કહું છું કે મારૂં નામ હમીરજી છે. પણ તમારૂં નામ શું છે તે જણાવશો?"

વેગડો:–"મારૂં નામ વેગડો છે અને હું બધા ભીલનો નાયક છું. તમો ક્યાં રહો છો તે જણાવવાની કૃપા કરશો?"

હમીરજી:–"હું અર્થિલા રહું છું."

વેગડો:–"ત્યારે તો આપ ભીમજી ગોહિલના સંબંધી હશો."

હમીરજી:–"હા, હું તેમનો જ કનિષ્ઠ પુત્ર છું."

વેગડો:–"આપ શું ભીમજી ગોહિલના સુપુત્ર છો? ભીમજી ગોહિલ સાથે મારો ગાઢો સ્નેહ હતો. તેમના જેવા ઠાકોરો થોડા જ હશે. આમ ક્યાંસુધી પધારો છો?"

હમીરજી:–"સોમનાથજી ઉપર મુસલ્માન લશ્કર ચઢી આવે છે, માટે તેના રક્ષણ માટે જાઉં છું."

વેગડોઃ—" આ શું બોલો છો? તમો હજી જુવાન છો, માટે સમજણ વિના તમે આ પગલું ભર્યું છે. પણ હવે મુસલ્માનોનું જોર વધતું જાય છે, બધા ઠાકોરો તેમને વશ થઇ ગયા છે અને તેમને પોતપોતાનું સાચવવું ભારી થઇ પડયું છે, ત્યાં બીજાનું કોણ રક્ષણ કરવા જાય? વળી અંદરોઅંદર કુસંપને લઇ ખરાબી થાય છે અને તેથી જ મુસલ્માનો ફાવી ગયા છે. જો આપણામાં સંપ હોય તો મુસલ્માનોનું શું ગજું છે કે તેઓ દેવ પર દૃષ્ટિ સરખીએ ફેંકી શકે?"

હમીરજી—" આ બધી હાડમારી કુસંપની જ છે. કુસંપથી જ મુસલમાનોનો પદાઘાત સહન કરવો પડે છે. પણ ઉપાય શો? હવે તો એ જ કે કરેલી પ્રતિજ્ઞા પાળી આ અસાર સંસારનો ત્યાગ કરવો, એટલું જ મારા માટે અવશેષ કર્મ છે."

વેગડોઃ—" એ ઉત્તમ વિચાર છે. રાજપૂતોનો ધર્મ પણ એ જ છે કે સામે પગલે મરવું; પણ અહીં કેટલું રહેવાના છો?"

હમીરજીઃ—" અમો આજે રાતવાસો રહી આવતી સ્હવારે સોમનાથજી તરફ રવાના થઇશું કેમકે અગાઉ જવાથી બંદોબસ્ત થઇ શકે."

વેગડોઃ " હજી મુસલ્માનોને આવવાને ચાર મહિનાની વાર છે કેમકે મને પાકે પાયે ખબર મળ્યા છે કે ઝફરખાન રસ્તામાં આવતાં દરેક રાજ્ય પાસેથી ખંડણી લઇ આધીનતા સ્વીકારાવી પછી જ સોમનાથજી ઉપર આવવાનો. મારે પણ સોમનાથજીના રક્ષણ માટે જવાનું હોવાથી મારા ભીલો મારફતે તપાસ કરાવું છું. માટે ઉતાવળ કરવાની જરૂર નથી. હાલમાં તમે મારા મીજમાન થઇ મારૂં ઘર પવિત્ર કરો; રાજપૂતોના ગુણો મેં સાંભળ્યા છે તેમ અનુભવ્યા છે, તેથી સ્વાભાવિક રીતે જ રાજપૂતો પ્રત્યે મારો પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો છે. આપના પિતા

ભીમજી ઠાકોર સાથે મારો ગાઢો સ્નેહ હતો, તેથી હું તમારી મીજમાની કર્યા સિવાય તમને જવા દઇશ નહિ.”

હમીરજીઃ—“ના, ના, ભીલરાજ! સોમનાથજીમાં મારે તુરત જવાનું છે અને થોડા દિવસ સોમેશ્વરનાં ચરણોમાં રહી પારલૌકિક શ્રેય કરવા માટે ભક્તિ કરી આનંદ લેવો છે. માટે તમે અમને રોકશો નહિ.”

વેગડોઃ—“હમીરજી! તમો હજી યુવાન છો માટે આમ અધીરા થયા છો. સોમનાથજીની સખાતે (રક્ષણ માટે) મારે પણ આવવાનું છે. આપણે બંને સાથે જઇશું. બંનેનાં માણસો એકત્ર હશે તો આપણે ઘણું સારૂં કાર્ય કરી શકીશું. વળી મુસલમાનોને આવવાને હજી ચાર માસની વાર છે. સોમનાથજી અહીંથી નજીક છે તેથી પણ ઉતાવળની જરૂર નથી. ત્યાં જઇ ભજન કરવા કરતાં અહીં રહેવાથી આપના રાજપૂતો સાથે મારા ભીલોને પણ તાલીમ મળશે, તે યુદ્ધમાં ઉપયોગી થશે. હવે ખરૂં ભજન દુશ્મનોને દળવા માટે જ કરવું. મારી વૃધ્ધાવસ્થા હોવાથી મેં પણ છેલ્લો નિર્ણય સોમૈયાના ચરણમાં પ્રાણ અર્પણ કરવાનો કર્યો છે. વળી હું મારા જાસુસો મોકલી મુસલમાન લશ્કરની તપાસ કરાવતો રહીશ.”

વેગડાની શુદ્ધ હૃદયની લાગણીથી અને समानशीले व्यसनेषु सख्यं એ સૂત્રાનુસાર હમીરજી સંમત થયા અને વિચાર કરવા લાગ્યા કે આવો શૂરવીર સાથે હશે તો ઘણો ઉપયોગી થશે. વળી લડવાનો સમય લાંબો છે તો ભીલરાજ સાથે મૈત્રી કરી હોય તો સારૂં. ભીલરાજ યુદ્ધ કરવામાં નિપુણ જણાય છે, તેથી વ્યૂહરચનામાં પણ મદદ મળશે, રાજપૂતો શ્રમિત થયા હશે તેમને પણ વિશ્રાંતિ મળશે અને ઉત્સાહમાં આવશે. માટે આમંત્રણ સ્વીકારવામાં હરકત નથી. આમ મનોમત વિચાર કરી હમીરજીએ કહ્યું કેઃ

"ભીલરાજ! તમારી માંગણી હું પાછી વાળી શકતો નથી, તેથી આનંદથી તમારૂં આમંત્રણ સ્વીકારૂં છું. કોઇ તમારા તરફથી આમંત્રણ કરવા આવશે કે તુરત જ અમો તેની સાથે તમારે ત્યાં આવીશું."

વેગડોઃ—"આપે મારા પર અનહદ ઉપકાર કર્યો છે. આપની આ ઉદારતા અને કૃપાથી મને સંતોષ થયો છે. અત્યારે હવે મધ્યાન્હનો સમય થયો છે. હું હવે ઘેર જવાની રજા લઉં છું. ઘેર જઇ બારોટજીને આપની પાસે મોકલીશ અને તેની સાથે આપ પધારી મારૂં ગૃહ પવિત્ર કરશો."

હમીરજીઃ—"આપ ખુશીથી પધારો અને બારોટજી આવશે ત્યારે તેમની સાથે અવસ્ય અમે આવીશું. એક વખત આપેલ વચન પ્રાણુ જતાંસુધી અમે પાળીએ છીએ. વળી તમો તો અમારા સ્નેહી નિકળ્યા માટે તમારૂં આમંત્રણ સ્વીકારવામાં અમને હરકત નથી. પણ દુશ્મન હોય અને તેને પ્રમાદથી વચન અપાઇ ગયું હોય તોપણ પાળવું જ જોઇએ. પછી ભલે તેની તરફથી સહન કરવાનું હોય કે પ્રાણ તજવાના હોય, છતાં એક વચન માટે બધું સહન કરવા કટીબદ્ધ રહીએ છીએ, કેમકે રાજપૂતોમાં વચન પાળવાનો ગુણ પ્રધાનપણે રહેલો છે."

હમીરજીએ આમંત્રણ સ્વીકાર્યું એટલે વેગડો અને તેનાં માણસો ત્યાંથી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૨૨ મું.

### વિજાજીની કુટીલતા.

આગળના પ્રકરણમાં જોઇ ગયા પ્રમાણે વિજાજી અને અરજણજી વચ્ચે વૈરની લાગણી ઉદ્ભવી હતી, તેને કેટલોએક વખત થઇ

ગયા પછી અરજણજી પોતાના રાજપૂતો સાથે ગઢાળી આવ્યા, પણ હમીરજી પોતાને મળ્યા સિવાય સોમનાથજી તરફ ગયા હોવાથી અરજણજીથી મળી શકાયું નહિ, તેથી અત્યંત દુઃખી થયા. 'વિધિની ગતિ વિચિત્ર છે, એમ માની વિજાજી સામે ઉભા રહેવાની તેમણે તૈયારી કરવા માંડી અને તે વ્યવસાયમાં બંધુવિરહ ઓછો જણાવા લાગ્યો.

અરજણજીને બળવત્તર ચિંતા એ જ હતી કે વિજોજી અણુચિંતવ્યો આવી ચઢશે અને મારાથી કાંઇ નહિ બને તો મારૂં વચન નકામું જશે અને વિજાજીનું વચન સત્ય ઠરશે. આવા વિચારથી તેમણે લડાઇની તૈયારી કરવા માંડી. આસપાસથી મળી આવ્યા તેટલા માણસો એકઠા કરી તેમને તે તાલિમ આપવા લાગ્યા. હમીરજીએ સોમનાથજીને શીષ અર્પણ કર્યું એટલે હવે મિલાપ થવો અશક્ય છે, તેમ વિજાજી જેવા દુરાગ્રહી મનુષ્યની પ્રબળતા આગળ લડાઇમાં વિજય મેળવવો પણ અશક્ય છે કેમકે વિજોજી જેટલો શૂરવીર સાહસિક અને મનુષ્યબળવાળો છે તેટલો જ કૌટિલ્ય કરવામાં પણ કુશળ છે, માટે જીવનની આશા છોડી વચન પ્રત્યે લક્ષ આપી પારલૌકિક શ્રેયઃ કરવું, એવો અરજણજીએ પોતાના મનથી ઠરાવ કર્યો.

અરજણજીએ આ અસાર સંસારનો મિથ્યા મોહ છોડવા માંડ્યો અને પારલૌકિક શ્રેયઃને માટે નિશ્ચય કર્યો હોવાથી ગઢાળીથી ત્રણ માઇલ દુર ચોસલા પાસે બેલડીઆ મહાદેવની પૂજા કરવાનો નિર્ણય કર્યો અને કેટલાએક અંગરક્ષકો સાથે દર સોમવારે શિવપૂજા કરવા જવા લાગ્યા. રૂદ્રાભિષેક કરી પંચાક્ષરની માળા ફેરવ્યા પછી જ તે ગઢાળી આવતા. પૂજા કરતી વખતે તેમણે એવો નિયમ રાખ્યો હતો કે ગમે તેમ હોય, પ્રાણત્યાગ થાય, પણ પૂજા પૂર્ણ થતાંસુધી મૌન્ય પાળવું.

આ નિયમનું પરિપાલન તે કરતા હતા અને પોતાના અંગરક્ષકોને પણ એવી આજ્ઞા હતી કે, પૂજા પૂર્ણ થયા પહેલાં વિજોજી કદાચ આવી ચઢે તોપણ મારૂં ધ્યાન સ્ખલિત કરવું નહિ; તમારાથી બને તેટલી સાવચેતીથી લડવું, પણ મારી પૂજાવિધિમાં અપૂર્ણતા આવવા દેવી નહિ.

અરજણજીને જુનાગઢથી આવ્યાને ઘણા દિવસો થઇ ગયા, છતાં વિજોજી ચઢી આવ્યો નહિ, તેમ આવવાનાં ચિન્હ પણ જણાયાં નહિ તેથી અરજણજીને વિચાર આવ્યો કે વિજોજી તે વાત વિસરી ગયો હશે અગર રાહે કાંઇક ઉપદેશ આપવાથી તેના મનનું પરિવર્તન થયું હશે; નહિતો આટલા દિવસ તે જવા દે નહિ. આમ વિચાર કરી વધારાનાં માણસો તેમણે વિખેરી નાંખ્યા.

અરજણજી વિજાજીની કુટિલતા જાણતા હતા, છતાં "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એ ન્યાયે વિજોજી નહિ આવે તેમ વિચાર કરી મનુષ્યો વિખેરી નાંખ્યા અને નિઃશંકપણે પોતાનાં બીજાં કાર્યોમાં પ્રવૃત્ત થયા, પણ દર સોમવારે શિવાભિષેક વગેરે કરવાનું ચાલુ રાખ્યું.

વિજોજી પોતાનું બોલ્યું પાળવા આતુર થઇ રહ્યો હતો. તે જાણતો હતો કે "અરજણજીની સામે રહી લડવાથી તે કોઇ દિવસ નશોયો મરશે નહિ. પોતાના મારનારને માર્યા શિવાય તે મરવાનો નથી અને મને તેનો એક ઘા થયો તો નલોયો ગણાય નહિ, તેમ એવો શૂરવીર કોઈ દિવસ વડીઓ લીધા વિના મરે નહિ; માટે હવે શો ઉપાય કરવો? આવેશમાં આવી વિચાર કર્યા વિના પ્રતિજ્ઞા કરી તે ખોટું કર્યું, પણ હવે કોઇ ઉપાયે તે સિદ્ધ કરવી જોઇએ.

વિજોજી રાત્રિ દિવસ ચિંતા કરવા લાગ્યો. કોઇ રીતે અરજણજીને નલોયો મારી શકાય તેમ હતું નહિ, તેથી તેણે પોતાના જાસુ-

સોની જાળ પાથરી દીધી. એક જાસુસ ખાસ ગઢાળીમાં રાખ્યો અને ગઢાળીથી રસ્તામાં આવતા દરેક ગામમાં અકેક જાસુસ રાખ્યો. તે એક બીજાની મારફતે ગઢાળીના ખબર આપવા લાગ્યા. અરજણજીએ તૈયારીથી વિજાજીને મ્હાત કર્યો. હવે અરજણજીને મારી શકાશે નહિ, તેમ નિર્ણય થયો, પણ હિમ્મત ન હારતાં વિચાર કર્યો કે "લાગ આવતાં કોઇ પણ રીતે કામ પાર પાડવું."

"અરજણજીએ માણુસો વિખેરી નાંખ્યા છે અને હવે વિજોજી આ વાત ભુલી ગયા હશે અગર તે કાર્ય છોડી દીધું હશે આવા વિચારથી તેણે ચિંતા છોડી દીધી છે" એવા સમાચાર જાસુસદ્વારા વિજાજીને મળવાથી તેનામાં નવું ચૈતન્ય આવ્યું અને વિશેષમાં સમાચાર મળ્યા કે દર સોમવારે ગઢાળીથી દુર શિવપૂજા માટે અરજણજી જાય છે. સાથે હવે એક જ નોકર લઇ જાય છે. જ્યારે પૂજામાં બેસે છે ત્યારે મોન્યવ્રત અને અડગ આસન રાખે છે."

આ સમાચાર વિજાજીને બહુ જ રૂચ્યા અને આ સંધિનો લાભ લેવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. વળાસર ધારેલો હેતુ પાર પાડવા તે ઉત્સુક થયો. પોતાનો વિચાર રાહ વગેરેને ન જણાવતાં પોતાનાં એકસો ને ચાળીશ માણુસો સાથે તેણે કુચ કરી.

થોડા દિવસોમાં જ રવિવારની રાત્રે બેલડીઆ મહાદેવથી પશ્ચિમે કાળુભાર નદીને કિનારે ઝાડખોડ–નાનાં ઝાડો, તલખાવળ વગેરેની ધીચતા અને નહેરાં ખાતરાંમાં ઘોડાઓને બાંધી સૌ છુપાઇ રહ્યા.

વિજાજીએ પોતાના એક અંગરક્ષકને કહ્યું કે:—"પૃથ્વિરાજ! આપણે સવારે અરજણજી શંકરની પૂજા કરવા બેસે ત્યારે જવાનું છે અને અરજણજી જ્યારે ધ્યાનમગ્ન હોય ત્યારે હું ઇશારો કરૂં એટલે પાછળથી તરવારના એક જ ઝટકાથી તેનું શિર ઉડાવી દેવાનું છે, જેથી આપણું વચન પૂર્ણ થાય."

પૃથ્વિરાજઃ—"આપ આ શું કહો છો? રાજપૂત કોઇ દિવસ આવું ધૃણિત કાર્ય કરે જ નહિ. વળી આપ શૂરવીર અને રાજપૂત ધર્મને જાણવાવાળા હોવાથી આવી આજ્ઞા શામાટે કરો છો? સન્મુખ આવ્યા સિવાય છેતરીને શત્રુને મારવો તેમાં શૂરવીરતા ગણાય નહિ માટે આવી હીચકારી આજ્ઞા કરી સદાને માટે મને કલંકિત કરશો નહિ."

વિજોજીઃ—"ગમે તેવી મારી આજ્ઞા હોય પણ તમે પાળવા બંધાએલા જ છો. શું સ્વામીધર્મને તમે માન આપતા નથી? સ્વામીની આજ્ઞા ગમે તેવી હોય છતાં શિરસાવંદ્ય માનવી જ જોઇએ માટે તમારે તમારો ધર્મ બજાવવો જોઇશે."

પૃથ્વિરાજઃ—"જ્યારે આપ જ ધર્મને તિલાંજલિ આપો છો ત્યારે અમો આપની આવી ધર્મ વિરૂદ્ધ આજ્ઞા ન માનીએ તે અયોગ્ય નથી. હા, એટલું કહું કે મારી પાસે હજુરી છે, તે મારે બદલે એ કામ કરી શકશે કેમકે તે રાજપૂત ન હોવાથી ગમે તે કાર્ય કરવા સંકોચાય નહિ."

વિજોજીઃ—"ભલે! એ પણ ઉત્તમ! આપણે તો કામથી કામ છે."

પૃથ્વિરાજે પોતાના માણસને પાસે બોલાવ્યો એટલે વિજાજીએ તેને વાત કહી સંભળાવી અને તે સાથે કામ સમાપ્ત થયે જુનાગઢ જઇ સારો પુરસ્કાર આપવાની અને પોતા પાસે રાખી સારો પગાર આપવાની લાલચો આપી તેથી વિજાજીના વિચારને મળતો થઇ તે પ્રમાણે કરવા તેણે હામ ભીડી.

---

## પ્રકરણ ૨૩ સું.

### અરજણજીનું ખૂન.

સોમવારનું પ્રભાત અરજણજીને ભયંકર ભાસવા લાગ્યું. દિશાઓ શૂન્ય દેખાવા લાગી, કોઇ પણ વસ્તુ પ્રિયકર નહિ પણ ભયકારક જણા-

વા લાગી, મંદ અને શિતલ વાયુલહરીઓ અગ્નિની પ્રચંડ જ્વાળા પ્રમાણે શરીરને સંતપ્ત કરવા લાગી. મનમાં ઉદાસીનતા અને ચિત્તની અવ્યવસ્થિતતાથી ગભરામણ થવા લાગી. દરેક દશ્ય ભયોત્પાદક જ-ણાવા લાગ્યું.

આ બધું જોઇ અરજણજીને આશ્ચર્ય થયું, પણ તેનું ખરૂં કારણ અટકળી શકાયું નહિ. તેથી શૌચાદિથી પરવારી વેળાસર શિવ ધ્યાન મગ્ન થઇ ચિત્તની શાંતિ મેળવવાનો તેમણે નિશ્ચય કર્યો અને નોકરને બોલાવી પોતાનો અશ્વ તથા પૂજા સામગ્રી તૈયાર કરવાની તાકીદ આપી. નોકર તરત જ અશ્વ સજ્જ કરી લાવ્યો. અરજણજી શૌચાદિથી પર-વારી ગઢાળીથી નિકળી બેલડીઆ મહાદેવે આવ્યા અને શિવાલયમાં પ્રવેશ કરતા જ સ્તુતિ કરવા લાગ્યાઃ

"દેવ તો મહાદેવ દેવ સાચે દિલે કીધી સેવ,
ઉપની જટામાં ગંગ, ઉજળી ભભુતિ અંગ;
ચડતી કળાએ ચંગ બિરાજે લલાટ બંગ,
આગ તો ધખંતિ આગ, જળાહળ જાગ જાગ,
હળાહળ કંઠ કાળા, મેખળી છે રૂંઢમાળા,
ચલે હે નેત્રમેં જ્વાળા, પ્રભાતે ઉઠ લીંગ પખાળા.
ડમરૂ ને ડાક નાટારંગ નાટારંગ નહિ જાણું જાતભાત.
સખરૂ શબ્દ સાથ આકતણાં કુલ ચડે અનંત કાળ.

"ઓમ્ હર હર હર મહાદે...વ હર! જય શંભો! કૈલાસ પતિ હર!"

આવી રીતે સ્તુતિ કરીને તે શિવાલયમાં દાખલ થયા અને પંચા-મૃતાદિથી શિવલિંગને યથાવિધિ સ્નાન કરાવી ચંદન અક્ષત અબીલ ગુલાલ અને બિલ્વપત્ર ચઢાવી, નૈવેદ્ય ધરી, ગૌમુખી લઇ માળા જ્યાં ને ફેરવવાની તૈયારી કરે છે ત્યાં નોકરે આવી કહ્યું કેઃ—

"બાપુ! કાળુભારમાં ઉપરવાસથી ઘોડાની લીલી લાદ તણાતી આવે છે અને ઘોડા જાઠા–ઘણા હોય તેમ જણાય છે."

અરજણજી:—"જો જો! આ ઝાડ પર ચઢીને જો જોઇએ, ઉપર વાસ કાંઈ દેખાય છે?"

નોકર તુરત પીંપળનાં ઝાડપર ઉંચે ચઢયો અને નદી કિનારે પશ્ચિમ દિશા તરફ જોવા લાગ્યો. એક ધ્યાનથી જોઈ નીચે ઉતરી તે બોલ્યો કે, "ઠાકોર! આ નજીકની ઝાડખોડમાં ઘોડા હોય તેમ જણાય છે અને તેનાં પૂછડાળ ઉડે છે."

અરજણજી:—"તું ત્વરા કર અને ગઢાળી જઇ ખબર આપ કે આપણાં માણસો જલદી આવી પહોંચે, કેમકે વખતે વિજોજી આવ્યો હોય તો ના ન કહેવાય! મારે હજી માળા ફેરવવાની છે, માટે વિલંબ કર નહિ."

આજ્ઞા મળતાં જ નોકર ઘોડેસ્વાર થઇ ગઢાળી તરફ રવાના થયો અને અરજણજી એક ચિત્તથી ગૌમુખીમાં હાથ નાંખી 'નમઃ શિવાય'નો મંત્ર જપી માળા ફેરવવા લાગ્યા.

નોકર ગઢાળી તરફ જવાના ખબર સાડીકાઓ (ઉંચે ચઢી દુરથી આવતા દુશ્મનની ખબર આપનારે) વિજાજીને આપ્યા કે તુરત જ વિજાજીને ચટપટી લાગી. માણસોને સાથે લઇ તેણે શિવાલય ફરતો ઘેરો ઘાલ્યો અને એક નોકર સાથે શિવાલયમા જઇ અરજણજીને ઉદ્દેશી કહેવા લાગ્યો કેઃ—"અરજણજી! આમ બગધ્યાન ધરવાથી તું ઉગરવાનો નથી માટે તૈયાર થા અને તરવાર પકડ."

અરજણજીને પૂજાની અપૂર્ણતા હોય ત્યાંસુધી મૌનવ્રતનો નિયમ હતો અને માળા થોડી અધૂરી હતી તેથી હાથની ઇશારતથી ધૈર્ય ધરવા કહ્યું, પણ આવી અપ્રાપ્ય સંધિનો લાભ જવા દેવો નહિ, તેમ વિચારી વિજાજીએ નોકરને તલ્વારનો ઘા કરવાની આજ્ઞા કરી.

વિજાજીની આજ્ઞા થતાં જ નોકરે પાછળથી તલ્વારનો સખત ઝટકો માર્યો કે તુરત જ અરજણજીનું મસ્તક શિવલિંગપર પડ્યું. આવું હીચકારૂં અને રાજપૂત ધર્મથી વિરૂદ્ધ કૃત્ય કરેલું જોઇ અરજણજીના શરીરમાં શૌર્ય પ્રગટ થયું. હાથમાં તલવાર લઇ તે માત્ર ધડથી ઉભા થયા અને નોકર પાછો ફરી શિવાલયને ત્રિજે પગથીએ પહોંચ્યો કે તુરત જ પાછળથી તલવારનો ઝટકો માર્યો. નોકરનું મસ્તક ધડથી જુદું થયું અને અરજણજીનું ધડ પણ સાથે ધરણીપર ઢળ્યું!

અરજણજીનું આમ ધાર્યા પ્રમાણે મૃત્યુ થયું અને વિજાજીના શરીરને કાંઇ પણ જખમ થયો નહિ. પોતાનું બોલવું સત્ય થયું, તેથી વિજાજીને ઘણો જ હર્ષ થયો. કેવલદેવી અને ઉમાદેવી વચ્ચે થએલ તકરાર વિજાજીના જાણવામાં હોવાથી તેણે કેવલદેવીને પ્રસન્ન કરવા અરજણજીનું મસ્તક લઇ બે ઘોડેસ્વારો જુનાગઢ તરફ રવાના કર્યા અને પોતે બીજે રસ્તે થઇ જુનાગઢ તરફ પ્રયાણ કર્યું.

વિજાજી બેલડીઆ મહાદેવથી પોતાના રાજપૂતોને સાથે લઇ જુનાગઢ ઉતાવળથી પહોંચવા આતુર થયો અને પાછળથી કોઇ આવી ન પહોંચે તેની તેણે કાળજી રાખવા માંડી. પોતાના રાજપૂતોને તે કહેવા લાગ્યો કેઃ—"માણસ નઢાળી ગયું છે તેથી અરજણજીના સમાચાર જાણવા માણસો આવશે. અરજણજીના મરણના સમાચાર તુરતમાં જ સર્વત્ર ફેલાઇ જશે. અર્થિલાથી દુદાજી વગેરે આવી પહોંચશે તો રસ્તામાં વિઘ્ન થશે અને કચેરીમાં અરજણજીને નલોયો મારવાની પ્રતિજ્ઞા કરી છે, તે પ્રતિજ્ઞા ભંગ થશે, માટે ગમે તે પ્રકારે સત્વર જુનાગઢ પહોંચવું જોઇએ. મને ભય છે કે ગોહિલોના ચપળ સ્વારો આપણને ભેટશે જ, કેમ કે અરજણજીના મરણના દુઃખદાયક સમાચાર તેઓને અત્યંત ઉત્તેજીત કરશે."

વિજાજીએ બે સ્વારો અરજણજીનું મસ્તક લઇ જુનાગઢ તરફ

મોકલ્યા હતા. ફક્ત એટલો જ ઉદ્દેશ હતો કે પોતે શૂરવીર છે, એવું લોકો જાણે! કૌટિલ્ય અને ધર્મ વિરૂદ્ધ પગલું ભરતાં તેણે વિચાર કર્યો નહિ અને તે મિથ્યા કીર્તિનો લોલુપી બન્યો હતો; હવે અત્યારે ભયનો સંચાર થવાથી જુનાગઢ પહોંચવાને એ અધીરો બની ગયો હતો!

---

## પ્રકરણ ૨૪ મું.

### બીજમાની.

સૂર્યનારાયણ ક્ષિતિજમાં સમાવા લાગ્યા, તેની સાથે તેજ પણ અદ્રશ્ય થવા લાગ્યું. અંધકારને આમંત્રણ થયું તેથી કૃત્રિમ પ્રકાશની આવશ્યકતા પડશે એમ ધારી ઘેર ઘેર તેનાં સાહિત્યોની તૈયારી થવા લાગી. વેગડાને ઘેર આજે વિશેષ ધમાલ હોય તેમ જણાતું હતું. આજે ઉત્સવ હોય તેવો આનંદ પ્રવર્તી રહેલો હોવાથી મસાલો પ્રકટાવા લાગી હતી અને નોબત, ઢોલ, તાંસાં વગેરે ગર્જવા લાગ્યાં હતાં. કેટલાએક ભીલો ઘોડેસ્વાર થઇ વેગડા પાસે આવી ઉભા રહ્યા હતા. ઘોડાઓને પણ આજે આનંદનો દિવસ હોય તેમ તેઓ નૂતન નૃત્યો કરવા લાગ્યા હતા. આખા ગામમાં દીપોત્સવી પેઠે દીપમાળાઓ થવા લાગી હતી. લગ્નપ્રસંગ પેઠે બજારો હાટો અને મકાનોને લોકો તોરણો, ચાકળા અને પતાકાથી શોભાવવા લાગ્યા હતા. સર્વ સ્થળે ઉત્સાહ દેખાવા લાગ્યો હતો. વેગડો આનંદિત મુખમુદ્રાથી મંદ મંદ હસતો હતો. તેનું હૃદય સ્પષ્ટ જણાઇ આવતું હતું કે આજે તેના આનંદની પરિસીમા રહી નથી. તે ચપળ નેત્રથી માર્ગપ્રતીક્ષા કરતો હોય તેમ તેની દ્રષ્ટિ કાકવત્ હોવાથી જણાતું હતું. તે કોઇની ઉત્કંઠાથી રાહ જોતો હતો, તેટલામાં એક અશ્વપર આરૂઢ થઇ બારોટજી આવ્યા.

વેગડો સર્વ તરફ જોઈ આનંદથી કહેવા લાગ્યો કેઃ—"ભાઇઓ! આજે આપણે ત્યાં નવા મીજમાનની પધરામણી થાય છે, માટે તેની તન, મનથી સેવા કરવામાં ત્રુટી પડવા દેતા નહિ. હવે તુરતમાં જ જાઓ અને રાજપૂત વીરોને આપણે ત્યાં માનપાનથી તેડી લાવો. તેઓ આપણે શીમાડે જ છે. હું સામૈયું લઇ સામો આવું છું."

બારોટજી સર્વ સ્વારો સાથે હમીરજી તરફ જવા નીકળ્યા. સર્વ વ્યવસ્થા બારોટજીની જ દેખરેખ નીચે રાખવામાં આવી હતી, કેમકે રાજપૂતોના રિવાજથી બારોટજી પરિચિત હતા અને તે રાજપૂતોમાં જ ઉછરેલા હતા. આજ દિવસસુધી બારોટજીને કોઇ રાજપૂત દ્રષ્ટિએ ન પડેલો હોવાથી આજે તેમના હર્ષનો પાર રહ્યો નહિ. વળી રાજપૂતો પ્રત્યે વેગડાનો પૂજ્યભાવ ઉત્પન્ન કરનાર પણ બારોટજીજ હતા. તમામ ભીલ સ્વારો હમીરજીના મુકામ પાસે આવ્યા, એટલે હમીરજીના રક્ષકો બારોટજીને સન્માન આપવા સામા ચાલ્યા અને તેમને માન સહિત હમીરજીની પાસે લઈ આવ્યા.

હમીરજી અત્યારે બાળસૂર્યની પેઠે તેજઃપુંજથી અંકિત હતા. તેમણે વિશાળ લલાટમાં કેસર અર્ચી ત્રિપુંડ કરેલું હતું. બે નેણ વચ્ચે કુમકુમની રેષા શોભામાં વૃદ્ધિ કરી રહી હતી. કંઠમાં ઝીણા મણિકાની રૂદ્રાક્ષની માળા લટકતી હતી, તે ઉપરથી તે શિવભક્ત છે તેમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. તેમણે શરીરપર ફક્ત ઢીલો સુરવાળ અને બારીક બંડી પહેરી હતી. માથાપર ઝીણી પીછોડી જ વીંટાળી હતી. આવા સાદાં કપડાંમાં પણ સૌંદર્ય ખીલી નીકળ્યું હતું. ખોળામાં તરવાર પડી હતી અને તકીઆને અઢેલીને તે ગાદીપર બેઠા હતા.

હમીરજીમાં એક વીરને છાજતાં તમામ લક્ષણો સ્પષ્ટ જણાઈ આવતાં હતાં. બારોટજીને જોતાં જ તે ઉભા થયા, અને હૃદયાલિંગન

દઇ હર્ષથી મળ્યા. બારોટજીનું હૃદય હમીરજીની વીરરસની મૂર્ત્તિ જોઇ હર્ષથી છલકાવા લાગ્યું અને તેમના વડિલોના ગુણો તે કાવ્યમાં બોલવા લાગ્યાઃ

"જો જાણુત જડ ધાર, સાચાં મોતી વાવશે;
(તો) વવરાવત વડવાર દે બાધો દેપાળદે!
ખળહળ મીઠું ખીર ગેમલ આંગળીએ વહ્યું!
શોષી આપ શરીર ચારણ પોષ્યો ગોહિલે!
અંબરનું દઈ દાન જળ અંબર સાંગે ધર્યાં!
જોવા તેને ભાણ ઉભો થંભી આભમાં!
સાજી અમિત ઉદાર દેતો દાન દુકાળમાં,
સાપ સુવર્ણ હાર જેના કર અડતાં બન્યો!
ખેમર વાવી રેત! ઉગ્યાં તુંબાં સામટાં!
તેમાં ધઉંની રેલ સૈનક ભક્ત તણે ખળે!"

બારોટજીના મુખમાંથી હમીરજી વડિલોની કીર્તિ સાંભળી પ્રસન્ન થયા અને સ્મિત કરવા લાગ્યા. તેમણે પોતાની સામે બારોટજીને આસન આપ્યું, પોતાનો હુક્કો આપ્યો અને માણસને કસુંબો કાઢવાની આજ્ઞા કરી. જ્યારે કસુંબો તૈયાર થયો ત્યારે હમીરજીએ દક્ષિણ હસ્તની અંજલીમાં કસુંબો લઇ બારોટજી તરફ હસ્ત પસારી કહ્યું કેઃ "બારોટજી! કસુંબો મીઠો કરો."

બારોટજીઃ—"ઠાકોર! આજે કસુંબો બહુ થયો છે, માટે થોડો આપો; જરા પણ ઉતાર નથી, પણ આ તો મળ્યા વશેક લીધા વિના છુટકો જ નહિ માટે જરા ઓછો આપો, નહિતો આનંદ રહેશે નહિ."

આમ ઘણી રકઝકને અંતે બારોટજી કસુંબો લેવા સમ્મત થયા

અને દક્ષિણ હસ્તથી હમીરજીનો કસુંબાવાળો હસ્ત ગ્રહી વામ હસ્તની અનામિકા અંગુલી કુસુંબામાં બોળી રંગ દેવા લાગ્યા.

" અમલ અટંકા જે ન પિયા, રણમાં ન કીયા રોષ;
તે નર કોઠી સરીખડા, પિયા ન ચમ્મડ પોષ;
અરધો માવ અમલરો, ચપટી ભાંગ ન પાય;
તે નર કોઠી સરીખડા, ધાને ધાન સમાય.
રંગ હે રંગીલાકું, દશરથકા છબીલાકું;
રંગ હે રમૈયાકું, નંદકા કનૈયાકું. "

આવી રીતે રંગ દઇ બારોટજીએ ત્રણ અંજલી કસુંબો પીધો, પછી હમીરજીને ત્રણ વખત પાયો અને હુક્કાની ફુંકો લેતા કહેવા લાગ્યા કે "આપ સત્વર પધારો. વખત ઘણો વહી ગયો છે, માટે ઉતાવળ કરો."

હમીરજી તુરત બીજા તંબુમાં જઇ વસ્ત્રાલંકારોથી સજ્જ થઇ બારોટજીની પાસે આવ્યા અને અશ્વારોહણ કરી પોતાના રાજપૂતોની સાથે ચાલતા થયા. તેઓ ગોંદરે આવ્યા કે વેગડો કેટલાએક ગામલોકો સાથે સામૈયું લઇ ઉભો હતો. તેણે સત્કારસૂચક કુમ્કુમ્ અક્ષત એક કુમારિકા પાસે હમીરજીના કપાળે ચોડાવ્યાં અને કુસુમના હારો આરોપણ કર્યા. પછી સાથે સાથે વાદ્યયંત્રોના નાદ અને ગ્રામ્ય સ્ત્રીઓનાં ગીતો સાંભળતા સૌ ગામમાં ચાલ્યા. ગામ શોભાયમાન હતું અને દીવાઓથી જળહળી રહ્યું હતું. ધ્વજા પતાકા બજારમાં ફરકતા હતા. અટારીઓપર ચઢી સ્ત્રીઓ કુમ્કુમ્ અક્ષત અને સોગંધિત કુસુમોવતી હમીરજીને વધાવતી હતી અને પરસ્પર વાતો કરતી હતી.

પહેલી:—"બ્હેન! રાજપૂત જેવા શૂરવીરો કોઇ હોય જ નહિ. તેમની દૃઢતા અને રણકુશળતા ખરેખર પ્રશંસનીય હોય છે. તે પોતાના બળ અને સાહસ ઉપર જ સદા વિશ્વાસ રાખે છે. ધન્ય છે એવા રાજપૂતોને!"

બીજી:—"હા, બ્હેન! જો તો ખરી! આ યુવક કેટલો સ્વરૂપવાન છે? શું આટલી કિશોર વયમાં તે લડવા જાય છે? આવા પતિને યુદ્ધમાં જતાં તેની સ્ત્રીએ કેમ અટકાવ્યો નહિ હોય?"

ત્રીજી:—"મેં સાંભળ્યું છે કે તેણે હજી લગ્ન જ કર્યાં નથી અને લગ્ન કર્યાં હોય તોપણ રાજપૂતાણીઓ કોઇ દિવસ પોતાના પતિને યુદ્ધમાં જવા દેવામાં આનાકાની કરતી જ નથી, પણ યુદ્ધમાં જવા ઉત્સાહીત કરે છે અને ઉપદેશ કરે છે કે 'પાછા ફરી પીઠ બતાવતા નહિ. રણમાં વિજય કરજો અગર પ્રાણ અર્પણ કરજો. મરવાથી ડરશો નહિ, પણ પીઠ બતાવી ન્હાસી આવશો તો હું મુખ જોઇશ નહિ.' આમ ઘણાં પ્રોત્સાહક વચનો કહે છે અને આનંદથી સ્વહસ્તે યુદ્ધની તૈયારીઓ કરી આપે છે. જ્યારે પતિ યુદ્ધમાં જવાની છેલ્લી રજા લેવા આવે છે ત્યારે આ અસાર સંસારનો મિથ્યા મોહ મટાડી પારલૌકિક સુખ લેવાને તે પ્રેરે છે. માટે જ આવી વીર નારીઓના પતિઓ અને પુત્રો રણમાં યાહોમ કરે છે. ધન્ય છે ભારતની દેવીઓને!"

આવી રીતે નગરનારીઓ અવનવી વાતો કરે છે અને હમીરજીને જોઇ આનંદ પામે છે. હમીરજી પણ ચાલતા ચાલતા પોતાને ઉતારે આવી પહોંચ્યા અને ત્યાં બિછાવેલા ગાલીચા ઉપર બેઠા.

હમીરજી બારોટજી સામું જોઇ ઉત્કંઠાથી પૂછવા લાગ્યા કેઃ— "બારોટજી! તમોએ આવી વસ્તિમાં વાસ શા કારણથી કર્યો? તમારૂં માન અને ગૌરવ રાજપૂતોમાં હોય તેટલું બીજે હોતું નથી; માટે રાજપૂતોને છોડી અહીં રહેવાનું કારણ શું?"

બારોટજી:—"ઠાકોર! આપનું માનવું યથાર્થ છે અને મારો વાસ ભીલ સાથે હોવાથી આપને આશ્ચર્ય થાય, તે પણ સંભવિત જ છે, કારણકે ચારણોનું જેટલું માન રાજપૂતો સાચવે છે તેટલું બીજે

સચવાતું નથી. ચારણો અને રાજપૂતોનો પરસ્પર ગાઢો સંબંધ છે. એ સંબંધ એટલો મજબુત છે કે કોઈ રીતે છુટે તેમ નથી. આપે મારી હકીકત જાણવા ઇચ્છા બતાવી તેથી જણાવું છું; સાંભળોઃ—

"એક વખત હું આ પાસેના જંગલમાં થઈ જતો હતો, ત્યાં આ ગેમલ નામનો ભીલ કેટલાએક માણસો સાથે ફરતો હતો અને રસ્તે જતાં મને તેનો ભેટો થયો. હું ઘોડેસ્વાર હતો પણ તેઓ છુપાઇ રહેલા હતા અને અચાનક મારા ઘોડાને વિંટળાઇ વળ્યા તેથી નહાસી શક્યો નહિ. મારી પાસે જે કાંઈ હતું તે ધમકી દઈ તેમણે લઇ લીધું અને મેં ઘણી આજીજી કરી પણ તેણે માન્યું નહિ. છેવટે તેને દયા આવી એટલે વેગડા પાસે આવી વિનંતી કરવા કહ્યું. તે પ્રમાણે હું વેગડા પાસે ગયો અને તેનાં વખાણ કરવા લાગ્યોઃ

"અરજુન! થોથાં ફેંક! તારાં તીર ઉડી ગયાં!
આ તો ભડ છે એક કિરાત બીજો—વેગડો!
અરજુન! દેવત આજ તારૂં ના અજમાવજે!
આ તો શંભુનાથ કિરાત બીજો—વેગડો!
અરજુન જોડી હાથ થાકી પદ જેને પડે,
તે હરનો તું હાથ જમણો—સાવજ વેગડા!
હરની ત્રીજી આંખ અનંગથી છો ઉઘડે!
પણ ચારણનો વાંક શું છે? વીરા વેગડા!
શરાનાં હથિઆર ચારણ ને તરવાર આ,
તેની સામે ધાડ તારી હોય ન—વેગડા!
કોનાં ગાશું ગીત? ગીત કોણ ગવરાવશે?
જો હંસાની રીત, હંસા મુકે! વેગડા!
ચારણ હરની જીભ! તું તો હરની આંખડી,

જુદા અંગ શરીર ના ના કર તું—વેગડા!
તુંમાં ઝાઝો માલ—ઝંઝેડી જગ લે ભલે!
પણ હું ના મરનાર તારો માર્યો! વેગડા!*

"આવી રીતે મેં તેનાં વખાણ કર્યા એટલે મારા ઉપર તે પ્રસન્ન થયો અને મારો માલ પાછો આપ્યો, સાથે બીજી પણ વસ્તુઓ આપી મને સંતોષ્યો અને કહ્યું કે, "બારોટજી! હવે મારી વૃદ્ધાવસ્થા થવા આવી છે, તો તમારા જેવા મારી પાસે કવિ હોય તો મારા દિવસો નિર્ગમન થાય, માટે મારી પાસે રહો તો યોગ્ય વર્ષાશન આપીશ અને માન પાનથી રાખીશ. આમ કહેવાથી હું અહીં રહ્યો છું." બારોટજીએ પોતાનો વૃત્તાંત કહ્યો.

## પ્રકરણ ૨૫ મું.

### અલ્પ મિલન.

જે વખતે એક બાજુએ બારોટજી અને હમીરજી વાર્તા-વિનોદ કરે છે તે વખતે બીજી બાજુએ વેગડો ભીલ આનંદમાં આવી દોડધામ કરે છે. બસેં માણસો માટે જમવાનું તૈયાર કરાવવાનું હોવાથી ઘણાં માણસોની દોડધામ થઈ રહી છે. જમવાનો વખત થઈ જશે એની ચિંતાથી "તાકીદ કરો, તાકીદ કરો" એવાં સ્વરો ઘડી ઘડી રસોઇઆને સંભળાવવામાં આવે છે.

જમવા માટે તમામને બોલાવવામાં આવ્યા હતા તેથી હમીરજી તમામ રાજપૂતો અને બારોટજી સાથે ચાલ્યા. સૌ પંગે (જમવાની

* હમીર કાવ્ય (સ્વ. કલાપી)

સગવડવાળી જગાએ) જઈ પહોંચ્યા અને પાંતિઆંપર જઈ એક પંક્તિએ બેઠા.

હમીરજીની પાસે સુખડનો બાજોઠ, સુંદર જળપાત્રો, સુવર્ણ થાળ, વાડકા વિગેરે મુકાયા અને પીરસવાનું શરૂ થયું. હમીરજી સ્વસ્થ ચિત્તે બારોટજી સાથે વાતો કરવા લાગ્યા.

બારોટજી:—"ઠાકોર! આપ કુંવારા છો અને આપે સોમનાથજીને શીર અર્પણ કર્યું એ શું? લગ્ન કરીને સાંસારિક સુખોનો અનુભવ લેવો જોઇએ અને ત્યારપછી જ આવા કાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ." બારોટજીનો કાંઇક આંતરિક હેતુ હોય પણ તે છુપાવી વાત કરતા હોય તેમ હમીરજીના મુખ સામે તે જોવા લાગ્યા.

હમીરજી:—"આજ દિવસ સુધી અનિવાર્ય કારણોને લઇને લગ્ન કર્યાં નહોતા; ત્યાં એકાએક યુદ્ધમાં જવાનું ઉપસ્થિત થયું, તેથી લગ્ન થઇ શકયાં નથી અને હવે લગ્ન કરવાં પણ અશક્ય છે, કેમકે મરવા માટે તૈયાર થએલ મનુષ્યની વેરે કોઇ સ્ત્રી લગ્ન કરવા સંમત થાય નહિ. તેમ હવે મિથ્યા મોહમાં ચિત્ત રાખવું તે પણ મૂર્ખતા જ છે. હવે તો સોમેશ્વરનાં ચરણોમાં જ ચિત્ત રાખી પારલૌકિક સુખની ઇચ્છા રાખવી, એ જ યોગ્ય છે."

બારોટજીનો કાંઇક હેતુ સિદ્ધ થયો હોય તેમ માની તે કહેવા લાગ્યા કેઃ—"શું યુદ્ધમાં જતી વખતે લગ્ન થઇ ન શકે? હજી એવી સતી સ્ત્રીઓ છે કે પુનર્જન્મમાં રાભ રાંધવાની શરતે પણ લગ્ન કરવા તૈયાર થાય, અને અહીંના સુખને ન ઇચ્છતાં સહગમન કરે. તેવી સુંદરી સાથે લગ્ન કરવાં એ આપના જેવાને યોગ્ય જ ગણાય."

હમીરજી:—"એ બધું ઠીક! પણ યુદ્ધમાં જતી વખતે સ્ત્રી સાથે પ્રેમ સંભાષણ કરવું યોગ્ય નથી કેમકે તેમ કરવાથી તેનામાં ચિત્ત રહે

છે, અને પુરૂષ પ્રાણ અર્પણ કરતાં અચકાય છે. વખતે પલાયન કરવા પણ તે પ્રેરાઇ જાય છે. તેથી જ સ્ત્રી સાથે પ્રેમસંભાષણ ન કરવું જોઇએ, તેવો મારો મત છે. તો પછી લગ્ન કેવી રીતે કરી શકાય ? કેમકે નવપરિણીતા સ્ત્રીના સુખમાં તો સર્વ સુખ માનવામાં આવે છે. યુવાવસ્થા છે તે વિષયમાં લોલુપી બનાવનાર છે. તેમાં નવપરિણીત દમ્પતીઓ કે જે યૌવનવનમાં વિચરતાં હોય તેમનો એકબીજામાં અપૂર્વ પ્રેમ હોય છે. પ્રેમની શરૂઆતમાં જુદાં પડવાનું તેઓ અંતઃકરણથી ઇચ્છતાં નથી અને તેવો પ્રેમબદ્ધ થએલો વીર સારી રીતે યુદ્ધ કરી શકતો નથી.”

બારોટજીઃ—“ ઠાકોર ! આ આપ શું બોલ્યા ? શું નવપરિણીત દમ્પતીઓ આટલાં બધાં લોલુપી થઇ યુદ્ધમાં કાંઇ ન કરી શકે ? તે આપનું માનવું યોગ્ય નથી, કેમકે આપણે એક અભિમન્યુનો જ દાખલો લઈએ. જ્યારે યુદ્ધમાં જવા તે તૈયાર થઇ બહાર નિકળ્યો ત્યારે ઉત્તરા કુંવરી વૈરાટનગરથી આવી. એ બંનેનાં લગ્ન થયાં ત્યારથી કોઈ દિવસ નેત્રમિલન પણ થયું નહોતું. અભિમન્યુ જેવા નવયુવકને ઉત્તરા જેવી સૌંદર્યવતી અને સદ્ગુણવતી, સતી શિરોમણિ, મનરંજક, સમાનવયસ્ક સ્ત્રીનો પહેલ વ્હેલો મિલાપ થયો છતાં તેને મિથ્યા મોહ લાગ્યો નહોતો અને શૂરવીરતા સાથે તેણે પ્રાણ વિસર્જન કર્યા હતા.”

આવી રીતે બારોટજીનું કહેવું પૂર્ણ થતાં જ ભોજન પીરસાવાનું શરૂ થયું. વેગડા ભીલની પુત્રી પાર્વતી હાથમાં દળેલ સાકરનો થાળ લઇ પીરસવા આવી. તેને જોતાં જ હમીરજીની સ્મૃતિ તાજી થઈ અને એકીટસે તેની તરફ જોઇને વિચાર કરવા લાગ્યા કે, સરોવર કિનારે મારૂં હૃદય હરણ કરનારી લલના શું અહિંયા જ છે ? શું તે જ લલના પોતાના કરકમળથી મને ભોજન પીરસશે ! આહા ! આ હરિણાક્ષીનાં સૌન્દ-

ર્યમાં અને એટલી બધી મોહકતા લાગે છે કે હું મારૂં સર્વસ્વ ખોઈ બેસું છું. આમ વિચારતંદ્રામાં હમીરજી સ્તબ્ધ થઇ ગયા.

પાર્વતી પીરસતી પીસરતી હમીરજી પાસે આવી અને હમીરજી ઉપર દ્રષ્ટિ પડતાં જ તેને ઝીણી અને ન સ્હમજી શકાય તેવી કમ્પારી છુટી અને તે સ્થંભી. હમીરજીને બધા સમક્ષ પોતાને હાથે પીરસતાં તેને લજ્જા ઉત્પન્ન થવા લાગી. હસ્ત ધ્રુજવા લાગ્યા. પાસે જવાની અને પીરસવાની હિમ્મત રહી નહિ અને કુતૂહલ થવા લાગ્યું કે "અરે ! મ્હને આ શું થાય છે? આ યુવક પાસે હું જઇ શકતી નથી. લજ્જા મને એટલી બધી નિર્બળ કેમ બનાવે છે?"

પાર્વતી અનેક વિચાર તરંગોમાં ડુબવા લાગી. બન્નેની દ્રષ્ટિ મળી. પ્રેમનો પ્રાદુર્ભાવ થયો. શ્વાસોશ્વાસની ક્રિયા જોરથી ચાલવા લાગી. આ બધું ચંચળ નેત્રથી બારોટજી જોઇ રહ્યા હતા અને જાણી ગયા હતા કે "બંનેમાં પ્રેમનાં સમ્પૂર્ણ બીજો રોપાયાં છે, માટે પાર્વતી સાથે લગ્ન કરવામાં હમીરજી સમ્મતિ આપશે જ. મેં હમીરજીનું હૃદય જાણી લેવા જે વાત કરી હતી તેમાં તો વિજય થયો હતો અને આ પ્રણય પણ મારા વિચારને પુષ્ટિ આપશે." આમ વિચાર કરી આનંદમાં આવી બારોટજી કહેવા લાગ્યા કે "હમીરજી! આ પાર્વતી વેગડભાઇની પુત્રી છે. તેની માતા તેને બાળ વયમાં છોડીને ગુજરી ગઇ છે અને જ્યારથી હું આવ્યો ત્યારથી તે મારી પાસે જ રહે છે. તેને મેં યોગ્ય શિક્ષણ આપ્યું છે અને મેં જ ઉછેરીને મ્હોટી કરી છે. તે સર્વગુણસમ્પન્ન છે. વળી ભીલ જાતીમાં સૌન્દર્ય ઓછું હોય છે પણ પાર્વતીમાં વિધાતાએ છુટે હાથે સૌન્દર્ય આપેલું છે. જેવું તેનું બાહ્ય સૌન્દર્ય છે, તેવું જ આંતરિક સૌન્દર્ય વધારવા અને સદ્દવિદ્યા ભણાવી ગુણયુક્ત કરવા બનતો શ્રમ કર્યો છે." પાર્વતી અને હમીરજીનું તારામૈત્રક થએલું હો-

વાથી અને પાર્વતી લજ્જાથી પીરસી શકશે નહિ, તો આ ગુપ્ત પ્રણય-ની વાત બધા જાણી જશે, એવા વિચારથી જ હમીરજીની દ્રષ્ટિ અને ચિત્ત પોતા પ્રત્યે ખેંચવાના ઉદ્દેશથી જ બારોટજીએ વાર્ત છેડી.

હમીરજીની દ્રષ્ટિ બારોટજી સામી લાગતાં જ પાર્વતીમાં હિંમત આવી પણ પ્રતિક્ષણે હમીરજીનાં ચપળ નેત્રો પાર્વતી તરફ જતાં હતાં! પાર્વતીને પણ પોતાની સ્થિતિનું ભાન થયું અને આસ્તેથી દબાયલે પગલે તે હમીરજીની નજીક આવી અને પીરસવા માટે સાકરને હાથમાં લીધી; પણ પાસે આવી મુખાવલોકન કરતાં ચકોરીની પેઠે તૃષિત નેત્રો કાબૂમાં રહ્યાં નહિ. સાકરની મુઠી જેમની તેમ રહી. થાળ નીચે પડી જશે કે શું એમ હાથની કમ્પારીથી જણાવા લાગ્યું, તેથી થાળ મજબુત પકડી રાખ્યો. હવે શું કરવું તેની તેને સુઝ પડી નહિ. આમ જોઈ હમીરજીનું વિશેષ ધ્યાન પોતાપ્રતિ ખેંચવા અને પાર્વતીને ભાન કરાવવા બારોટજી બો-લ્યા કે "જુઓ ભાઈ! આ બધી વ્યવસ્થા પાર્વતીએ જ કરી છે." વળી પાર્વતી પ્રત્યે જોઇ બારોટજી બોલ્યા કે "બેટા! હમીરજીને સાકર વધુ પીરસજે. તેમને સાકર વધુ પ્રિય હશે માટે પીરસવામાં ખામી રાખીશ નહિ."

પાર્વતી બારોટજીનાં વચનોથી ચમકી અને ગભરાઇ વિચારવા લાગી કે "બારોટજીને મેં તો દેખ્યા જ નહિ. મારા વિચારોને તે જાણી ગયા નહિ હોયને! કાંઇ વ્હેમ તો નહિ પડ્યો હોય ને!" આમ વિ-ચાર આવવાથી ઉતાવળે હમીરજીને સાકર પીરસી અને પ્રેમભરી દ્રષ્ટિથી નિહાળી તે બીજાને પીરસવા ચાલી.

બારોટજી હમીરજીને વધુ વાતોમાં રોકવા કહેવા લાગ્યા કેઃ– "હજી પાર્વતીનાં લગ્ન થયાં નથી. તેની યોગ્ય ઉમર થઇ ગઇ છે, પણ તેનું જેવું સૌન્દર્ય છે, ગુણ છે, તેને યોગ્ય ભીલ જ્ઞાતિમાં પતિ મળવો અસમ્ભવિત જ છે અને આવી કન્યાને ભીલ સાથે પરણાવવાથી કાગડાની

કાટે મણિ બાંધવા જેવું થાય માટે તેને યોગ્ય પતિ મળે નહિ ત્યાંસુધી તેને અવિવાહિત જ રાખવી, તેવા વિચારથી હજી કાંઇ કર્યું નથી." હમીરજી તો એકી ટસે બધું સાંભળ્યા જ કરતા હતા. પાર્વતી અવિવાહિત છે તે શબ્દોથી તેના મનમાં અનેક તરંગો સાથે હર્ષ પણ થવા લાગ્યો. બારોટજી તો પોતાની વાત ચલાવ્યે જ જતા હતા અને હમીરજીના મુખમંડળપર શું શું ફેરફારો અને વિચારોનું પરિવર્તન થાય છે, તેનું અવલોકન કરતા હતા. જેમ જેમ વાતો આગળ ચાલતી તેમ તેમ મુખમંડળપર થતા ફેરફારો વગેરે જોઇને તે આનંદ પામતા હતા.

તમામ વસ્તુઓ પીરસાઇ ગઇ. જમવાનું શરૂ થયું. સૌ કોઇ જમવામાં મશગુલ હતા, પણ હમીરજીનાં નેત્રો પાર્વતીને જ શોધતાં હતાં! તેમણે જેમ તેમ જમી લીધું અને પછી તે પોતાને ઉતારે ગયા.

---

## પ્રકરણ ૨૬ મું.

### પૂર્વ વૃત્તાંત.

પ્રાતઃકાળમાં હમીરજી વગેરે શય્યાનો ત્યાગ કરી નિત્ય કર્મોથી પરવારી વિનોદાત્મક વાર્તાઓ કરવા લાગ્યા. બારોટજી ત્યાંથી ઉભા થઇ વેગડાને ઘેર આવ્યા અને કહેવા લાગ્યા કે:—"વેગડભાઈ! આપણી પાર્વતી સર્વ રીતે યોગ્ય થઇ છે, માટે લગ્ન કરવાની આવશ્યકતા છે, પણ તેને યોગ્ય પતિ તમારી જ્ઞાતિમાં મળવો મુશ્કેલ છે. તો હમીરજી સાથે લગ્ન કરવાને શી હરકત છે?"

વેગડોઃ—"બારોટજી! તમારૂં કથન સત્ય છે. વળી પાર્વતીએ પોતાને યોગ્ય પતિ મળે તો જ લગ્ન કરવાં, નહિતો કૌમાર્ય-

વસ્થામાં જિંદગી ગાળવી એવી પ્રતિજ્ઞા કરેલી છે, તે પણ મારી જાણ બહાર નથી. તે હમીરજી સાથે લગ્ન કરવા સમ્મત થશે જ પણ હમીરજી સમ્મત થશે નહિ, કેમકે રાજપૂતો આપણી કન્યાનો કોઇ દિવસ સ્વીકાર કરે જ નહિ."

બારોટજીઃ—"હું તે વિષે ચર્ચા કરું અને સમજાવવા પ્રયત્ન કરું, પણ આ વિષે પાર્વતી બ્હેનનો શો મત છે? તે જાણવું જોઇએ."

વેગડો અને બારોટજી બેઠા હતા, ત્યાં પાર્વતીને બોલાવવામાં આવી. બારોટજીએ કહ્યું કે "બ્હેન! હમીરજી સાથેના લગ્નમાં તું સમ્મતિ આપે છે?"

પાર્વતીઃ—"આપ વડિલોને મારી સમ્મતિની શી જરૂર છે? આપ કરતા હશો તે યોગ્ય જ કરતા હશો અને જે થાય છે તે વિધિના યોગે જ થાય છે; પણ એટલું છે કે તમારાથી એ રાજપૂત માનશે જ નહિ અને જ્યારે ન માને ત્યારે મારી પાસે તેમને લાવજો એટલે પૂર્વજન્મની હકીકતથી હું તેમને મનાવીશ."

પાર્વતીનું બોલવું સાંભળી બારોટજી પ્રસન્ન થયા અને ઉતાવળે હમીરજી પાસે આવ્યા. હમીરજીને એકાંત ઓરડામાં બોલાવી તે કહેવા લાગ્યા કેઃ—"હમીરજી! તમો લડવા જાઓ છો, પણ હજી કુંવારા છો અને વેગડભાઇ પોતાની કન્યા આપવા ખુશી છે તો પાર્વતી સાથે લગ્ન કરો."

હમીરજીઃ—બારોટજી! આ શું બોલો છો? શું રાજપૂતો રાજપૂતાણી સિવાય બીજી સ્ત્રીને ગ્રહણ કરી શકે? બીલકુલ નહિ. રાજપૂત થઇ શૂદ્ર કન્યા સાથે લગ્ન કરી સંકરતા દાખલ કરવાથી તો પછી રાજપૂત શોણિત બીલકુલ રહે જ નહિ. એક રાજપૂત શૂદ્ર કન્યાને ધર્મસહચરી બનાવી શકે જ નહિ. શું તેનાથી ઉત્પન્ન થએલી પ્રજા

રાજપૂત ધર્મને જાણી શકે? આપ ગોહિલકુળની કીર્તિ અને ગૌરવથી અપરિચીત છો કે મ્હને આવું લગ્ન કરવા ભલામણ કરો છો?"

બારોટજી:—"અત્યારે તમો લડવા જાઓ છો, પણ કુંવારા હોવાથી અપ્સરાઓ વરશે નહિ, કેમકે અપરિણીતને અપ્સરાઓ પસન્દ કરતી નથી. વળી લગ્ન વિના પુત્રપ્રાપ્તિ થતી નથી અને પુત્ર સિવાય સ્વર્ગપ્રાપ્તિ નથી* એમ શાસ્ત્રમાં પણ કહ્યું છે, માટે જ લગ્ન કરવાં જોઇએ."

હમીરજી:—"લગ્ન કરવાં તે યોગ્ય છે, પણ સ્વજાતિય સિવાય લગ્ન કરવાં તે યોગ્ય નથી. ક્ષત્રિય થઇને શૂદ્રા સાથે સંબંધ શી રીતે થઈ શકે?"

બારોટજી:—"ભીલ શૂદ્ર છે, પણ મૂળ તો ક્ષત્રિયોમાંથી ઉત્પન્ન થએલા છે અને તેની ઉત્પત્તિ વેનરાજાથી છે. નિષાદ નામના પુત્રથી તેના વંશજો ભીલ કહેવાયા છે, માટે મૂળ તો તેઓ ક્ષત્રિયો જ છે. વળી આ લગ્ન આપદ્ધર્મરૂપ છે અને અપવાદ છે. નિયમને બાધકર્તા નથી. આપત્તિમાં આવાં લગ્નની હરકત નથી. વળી ગમે ત્યાંથી કન્યારત્ન વ-ગેરે લેવાનું શાસ્ત્રમાં કહ્યું છે. શાંતનુ રાજાએ ઢીમર કન્યા મત્સ્યગંધા સાથે લગ્ન કર્યું હતું અને તેનાથી વંશવૃદ્ધિ થઇ હતી, તે શું તમે નથી જાણતા?"

હમીરજી:—"પ્રાચીન કાળની વાત જવા દો. તે વખતે શાસ્ત્ર પ્રબળ હતું; અત્યારે રૂઢી પ્રબળ છે. વળી શાંતનુએ ક્ષત્રિય કન્યા કે જે ઢીમરને ત્યાં ઉછરેલી હતી તેની સાથે લગ્ન કર્યા હતાં છતાં તેને જ્ઞાતિ બહાર રહેવું પડયું હતું અને વિચિત્રવીર્યને કોઇ કન્યા આપતું નહોતું તે પણ શાસ્ત્રમાં જ છે. માટે આવાં લગ્ન થઇ શકે જ નહિ."

---

* अनंताः पुत्रीणाम् लोकाः नापुत्रस्य लोकेऽस्तीति श्रुयते.

"આપ મારી સાથે પધારો કેમકે પાર્વતીને તમોને આ બાબત કાંઇક કહેવું છે. તેનું સાંભળી યોગ્ય જણાય તે ઉત્તર આપશો." બારોટજી હારી ગયા હોવાથી બીજી રીતે હેતુ સિદ્ધ કરવાનો રસ્તો યોજ્યો. બારોટજીની વિનતિથી હમીરજી પાર્વતી પાસે ગયા. તેમના આગમનનું હાર્દ સમજીને પાર્વતી બોલી:-"ઠાકોર! આપ લગ્ન કરવાની શા કારણથી ના કહો છો? આપણે પૂર્વજન્મથી જ વિયોગી છીએ, માટે આપણો પૂર્વ વૃત્તાંત સાંભળો:

"પુર્વે તમો શિવદાસ નામના બ્રાહ્મણ હતા અને તમારા ભાઇનું નામ દીક્ષિત હતું. તમે બંને ભાઇઓ ગંગાજીનું પવિત્ર જળ લઇ સોમનાથજીને ચઢાવતા અને રસ્તામાં નેમચંદ નામના વાણીયાનું ગામ આવતું તે નેમચંદ બ્રાહ્મણભક્ત અને આસ્તિક હતો. હું નેમચંદની પુત્રી હતી. તમોને જોઇ મારા મનમાં પ્રેમ ઉત્પન્ન થયો, તેથી તમારી સાથે લગ્ન કરવાં એવું હું ઇચ્છતી. તમો આવતા ત્યારે હું તમારો સારી રીતે સત્કાર કરતી; તેથી તમો મારા પર પ્રસન્ન રહેતા. એક વખત મારા પિતા બહારગામ ગયા હોવાથી મને સમ્પૂર્ણ સ્વતંત્રતા મળી. તમો પણ તે દિવસે આવ્યા હતા, તેથી કેટલાક દિવસનો ગુપ્ત રહેલો ભાવ વ્યક્ત કરવાની સંધિ પ્રાપ્ત થએલી હોવાથી મેં કહ્યું કે "જ્યારથી મેં આપને પ્રથમ જોયા છે, ત્યારથી મારા મનમાં પતિભાવ ઉત્પન્ન થયો છે અને આપની સાથે લગ્ન કરવા પ્રતિજ્ઞા કરેલી છે." ત્યારે આપે કહ્યું કે, "હું ઉચ્ચ વર્ણનો છું, એટલે તારી સાથે શી રીતે લગ્ન કરી શકું?" આ વચનો સાંભળી મેં કહ્યું કે-"મારી સાથે લગ્ન કરવાની આનાકાની કરશો તો હું આત્મહત્યા કરી તમોને સ્ત્રીહત્યાનું પાપ આપીશ." આ વચનોથી આપ કંપી ગયા અને કહ્યું કે "સોમનાથજીને ગંગાજળની ૭ કાવડ ચઢાવી છે. આ સાતમી કાવડ

ચઢાવવી છે, તે ચઢાવ્યા પછી તારી સાથે લગ્ન કરીશ." આ વ ત મારી અપર માતાએ ગુપ્ત રીતે સાંભળી હતી, તેથી તેણે તમામ વૃત્તાંત મારા પિતાજી આવતાં જ તેમને કહ્યો. મારી અપર માતાએ પ્રથમથી જ પ્રપંચ કર્યો હતો અને તમારી કાવડમાં દાગીના ગુપ્ત રીતે મુકી દીધા હતા, તેથી તેણે મારા પિતાને જાહેર કર્યું કે આજે વહેલા ગએલા બ્રાહ્મણો દાગીના ચોરી ગયા છે. આમ જાહેર કરી પાછળ સ્વારો મોકલી તમને પાછા બોલાવ્યા અને તમારી કાવડમાંથી દાગીના કાઢ્યા અને પછી તમોને સખત માર મારવામાં આવ્યો. તે જુલ્મ મારાથી સહન થઈ શક્યો નહિ, તેથી ઇશ્વર પાસે મેં પ્રાર્થના કરી કે અન્ય ભવમાં આપને જ પતિ તરિકે પામું; એમ કહી કટાર છુપાવી હું તમો હતા ત્યાં આવી. મારા પિતાને સમ્બોધન કરી મેં કહ્યું કે "જે મારો ભાવી પતિ છે અને નિર્દોષ છે, તેની ઉપર જુલ્મ કરવાથી પણ હું મારો નિશ્ચય ફેરવવાની નથી. ભલે આ જન્મે નહિ તો આવતે જન્મે હું તેને મળીશ." એમ કહી કટાર મારા પેટમાં મેં ભોંકી દીધી કે તુરત જ મારા પ્રાણ નીકળી ગયા. મને આપને જોતાં જ આટલી વાતની સ્મૃતિ થઇ આવી છે. આપે તપશ્ચર્યા કરી પ્રાણ વિસર્જન કર્યા હોવાથી રાજપૂત કુળમાં જન્મ લઈ રાજપૂત જ રહ્યા. મેં આત્મઘાત કરેલો હોવાથી રાજપૂતને ત્યાં જન્મ લીધો, પણ દુર્દૈવવશાત્ ભીલને ત્યાં હું ઉછરી."

હમીરજીઃ—"શું તમારો જન્મ રાજપૂત કુળમાં છે? તો અહીં તમે શી રીતે આવ્યાં? આ વાત મને કુતૂહલ ઉત્પન્ન કરે છે, માટે ખરી હકીકત જણાવો તો મારા મનનું સમાધાન થાય."

વેગડોઃ—"એક વખત હું શિહોર પાસે સરોરના ભાટીઆ પર્વતમાં કે જ્યાં મારૂં રહેવાનું સ્થળ છે અને જ્યારે જ્યારે એ તરફ.

આવું છું ત્યારે ત્યાં જ રહું છું ત્યાં ગયો. ત્યાં રહી હું આસપાસ ફેરા કરતો હતો. એક વખત પાર્વતીનાં માતાપિતા બીજે ગામ જતાં હતાં. પાર્વતીની માતા ગાડામાં હતી અને તેનો પિતા ઘોડેસ્વાર હતો. તેઓને મારાં માણસોનો ભેટો થયો અને લડાઇ થઈ, તેમાં પાર્વતીનો પિતા અને રથ હાંકનાર મરાયા. તે જોઈ તેની સ્ત્રી બે વરસની પાર્વતીને બાજુએ મુકી લડવા લાગી અને તેને પણ મારાં માણસોને ઘાયલ કર્યાં. તે સાથે તેને સખ્ત જખમ થયો હોવાથી તથા પતિના મરણનો આઘાત થવાથી તે પ્રાણહીન થઇ, તેથી મારાં માણસો પાર્વતીને લઇ મારી પાસે આવ્યાં અને તેમણે સર્વ વૃત્તાંત મને કહી સંભળાવ્યો. તે સાંભળી મારૂં હૃદય આર્દ્ર થયું અને માણસોને મોકલી તેઓનો વિધિ સહિત અગ્નિદાહ કર્યો તથા પાર્વતીને મારી પુત્રી કરી ઉછેરી."

બારોટજીઃ—"ઠાકોર! પાર્વતીમાં આટલું બધું લાવણ્ય, સૌન્દર્ય વગેરે છે, તેવું ભીલ કન્યામાં સમ્ભવે ખરૂં કે? અત્યારસુધી પાર્વતીનાં લગન ન કરવાનું કારણ પણ એ જ છે કે રાજપૂતની કન્યાને ભીલની વેરે અપાય જ નહિ. જો યોગ્ય સંધિ પ્રાપ્ત થાય તો જ લગ્ન કરવાં નહિતો તેને કુંવારી રાખવી, એવો નિશ્ચય કરેલો છે."

આ સાંભળી હમીરજીના હૃદયપર અસર થઇ અને તે વિચાર કરવા લાગ્યા કે ભલે પૂર્વ જન્મની વાત સાચી હોય અગર જુઠી હોય, તે સાથે મને સમ્બંધ નથી પણ તે રાજપૂત કન્યા છે તે સિદ્ધ વાત છે. વળી તેનું અપૂર્વ સૌન્દર્ય પણ સાક્ષી પુરે છે કે તે ઉચ્ચ કુળની હોવી જોઇએ. તેણે મારા હૃદયનું આકર્ષણ કર્યું છે અને મારા હૃદયપર આટલી બધી છાપ પાડી છે, તે પણ પૂર્વના ઋણાનુબંધ જ હશે. વળી મારે મરવાનું છે માટે લગ્ન કરવાં તે જ યોગ્ય છે. અપરિણીતને અપ્સરાઓ વરતી નથી અને અત્યારે મને કોઈ કન્યા આપે પણ નહિ. આ

બહુ સારો યોગ થાય છે. પણ પાર્વતી રાજપૂતમાં ઉછરી હોત તો સારૂં હતું કારણકે રાજપૂત રિવાજ પ્રમાણે તે સતી થાત. હવે પાર્વતીમાં એ સંસ્કારો ક્યાંથી આવ્યા હશે ?"

હમીરજીને વિચારમુગ્ધ જોઈ બારોટજી બોલ્યા: "ઠાકોર ! આમ કેમ સ્તબ્ધ થયા છો ? જે વિચાર હોય તે જણાવો તો ખુલાસો થઇ શકે."

હમીરજી:—"વિચાર તો કાંઇ કરતો નથી. લગ્ન કરવા એ તો ઠીક છે, પણ યુદ્ધમાં તો પ્રાણ તજવાના જ છે. પાર્વતી રાજપૂત રિવાજથી અનભિજ્ઞ છે અને તે અહીં ઉછેરેલી હોવાથી સતીના ધર્મો....."

પાર્વતી વચમાં જ બોલી ઉઠી: "શું શું !! આપ મને સતીધર્મથી પરાંગમુખ માનો છો ? હા, હવે હું સહમજી કે આપના મનમાં વ્હેમ ભરાયો છે કે આપ સોમનાથજીને પ્રાણ અર્પણ કરો અને હું સતી ન થાઉં, પણ સોમૈયાના સોગન લઇ હું પ્રતિજ્ઞા કરૂં છું કે આપના પ્રાણ વિસર્જન થયા પછી હું સ્વર્ગગમન કરીશ. શું મારા શૂરા પતિને અપ્સરાઓ લઇ જાય તે બને ખરૂં ? એક સતી સ્ત્રી તે સહન કરી શકે જ નહિ."

આવું સાંભળી હમીરજી આનંદમાં આવ્યા અને બારોટજીને તેમણે કહ્યું કે "જ્યારે આપ સર્વેનો આટલો બધો આગ્રહ છે ત્યારે હું ખુશીથી લગ્ન કરીશ, માટે આપને યોગ્ય જણાય તેમ કરો."

પાર્વતીએ તુરત જ પુષ્પમાળા હમીરજીના કંઠમાં આરોપણ કરી અને પોતાને કૃતકૃત્ય માની લજ્જાસહ નીચી દ્રષ્ટિએ તે ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૭ મું.

### સસરાને હાથે જમાઇનો ઘાત !

અરજણજીને બેલડીઆ મહાદેવની પૂજા કરતા છોડી નોકર અશ્વ દોડાવી ગઝણી ગયો અને તેણે વિજોજી આવ્યાના સમાચાર આપ્યા.

તમામ લડવૈયા સજ્જ થયા અને આસપાસ મેવડો ( ઊંટ ર ાર ) ફેરવ્યો અને કહેવરાવ્યું કે બેલડીઆ મહાદેવે એકત્ર થવું.

ગઢાળીમાંથી થોડા રાજપૂતો તુરત જ રવાના થયા અને ત્વરાથી બેલડીઆ મહાદેવે પહોંચ્યા. ત્યાં તપાસ કરતાં માલૂમ પડયું કે અરજણજીનું એકલું ધડ જ છે; મસ્તકને દુશ્મનો સાથે લઇ ગયા છે. આ બનાવથી તમામનું રક્ત ઉકળી આવ્યું. આસપાસનાં ગામેથી પણ ભાયાતો આવી પહોંચ્યા એટલે, તેમણે ધામેલ ગામે વરસિંહદેવને અને અર્થિલા દુદાજીને આ બાબતના સમાચાર કહેવા મેવડો મોકલ્યો.

વરસિંહદેવ કે જે અરજણજીના કાકા થતા હતા અને વિજાજીના સસરા થતા હતા તેમને *ધામેલનાં સાત ગામ ગીરાસ તરીકે મળ્યાં હતાં. વરસિંહદેવ શરીરે સશક્ત તથા શૂરવીર હતા. તેમના આખા શરીરપર મોટાં મોટાં અને ઘટ રૂંવાડાં હતાં. પહેરવેશમાં તે એક કાંબળની ગાતડી ભીડતા, એક કાંબળી પહેરતા, એક માથે વિંટાળતા અને આખો દિવસ શિવભજનમાં મસ્ત રહેતા.

વરસિંહદેવને અરજણજી મરાયાના સમાચાર મળતાં તે પોતાના રાજપૂતો સાથે રવાના થયા અને વિજાજીનો પિછો લીધો.

ગઢાળીથી માણસો અને અર્થિલાથી દુદોજી પોતાનાં માણસો લઇ વિજાજીની પાછળ થયા. મજલ દરમજલ કરતાં તેઓ હાથસણીને પાધર ઉત્તરાદે-શેત્રુંજી નદીમાં આવી પહોંચ્યા અને શેત્રુંજીમાં ઘોડાને પાણી પાવા લાગ્યા. તે વખતે દુદાજી બોલ્યા કેઃ–

" ભાઇઓ ! આપણે આટલેસુધી આવ્યા અને વિજાજીની સાથે ભેટો થવાને હવે ઝાઝો વખત નથી; પણ હજી કાકા આવ્યા નહિ. કાકા શિવાય વિજોજી બધાને ભારે પડે તેવો છે, માટે કાકા આવી પહોંચે તો સારૂં."

---

* ધામેલ દામનગર પાસે આવેલું છે.

સામંતસિંહઃ—"ઠાકોર! કાકાને તુરત જ ખબર પહોંચાડવામાં આવ્યા છે. આપણી પાછળ જ તે આવતા હશે, માટે ચિંતા કરવા જેવું નથી. આપણે તેમની રાહ જોઇ રહીશું તો વિજોજી છટકી જશે માટે સત્વર જઇએ."

દુદોજીઃ—"હા ચાલો."

ઉપરની વાત પાણીઆરીઓ પાણીનાં બેઢાં ભરતી ભરતી સાંભળતી હતી, તેમને સામંતસિંહે પૂછ્યું કે "અહીંથી કોઈ સ્વારને જતા તમે જોયા છે?"

પાણીઆરીઃ—"અમો પહેલી વખત પાણી આવીયું, ત્યારે ઘોડેસ્વારો નીકળ્યા હતા તે ગામની દક્ષિણ બાજુએ પહોંચ્યા હશે."

આ સાંભળી દુદાજીએ સ્વારોને ઉતાવળે વાર ખેંચવા (અશ્વો હાંકવા) કહ્યું અને વિદ્યુત્ વેગે સૌ આગળ ચાલ્યા. પાણીઆરીઓ બેઢાં ભરી ગજગામિની પેઠે પરસ્પર વાતો કરતી ગામ તરફ ગઇ અને ખાલી બેઢાં લઇ ફેર પાણી ભરવા આવી.

વનસિંહદેવ પોતાના રાજપૂતો સાથે પાણીઆરી પાણી ભરતી હતી ત્યાં શેત્રુંજીમાં આવી પહોંચ્યા અને પાણીઆરીઓને પૂછવા લાગ્યા કે "બ્હેનો! અહીંથી કોઇ સ્વારોને જતા જોયા?"

પાણીઆરીઃ—"હા, હમણાં જ સ્વારો ગયા; તે એમ વાતો કરતા હતા કે હજી કાકા આવ્યા નહિ, તે તમે જ હશો. તમારામાં કાકા ક્યા?"

ગોવિંદસિંહઃ—"તમને પૂછે છે તેજ કાકા અને તેમની જ તેઓ રાહ જોતા હશે." એક પાણીઆરી મોઢું મરડી બોલી કેઃ—"વાહ! કાકા તો નમણા છે ને શું? ઓલ્યા તો કનૈયા કુંવર જેવા હતા અને આ કાકા તો ખરેખર બાવરને ભુલાવે તેવા છે. આમને માટે એટલા બધા શામાટે ઉતાવળા થતા હશે?"

“આહ! હું તેના જ બાપનો છું એટલે તે મને યાદ કરે છે. મારી સીતેર વરસની ઉમર થઈ છે એટલે હું બીજાના બાપનો નથી. જેને જેનો બાપ હોય તેને તે ચાહે. તેની આંખે તે સારો જ દેખાય. તમને તે યુવકો સૌન્દર્યવાન જણાયા તેવી જ રીતે તેમની આંખે અત્યારે હું સૌન્દર્યવાન છું.” વરસિંહદેવે માર્મિકતામાં જવાબ આપ્યો.

વરસિંહદેવનાં વચનો સાંભળી પાણીઆરીઓ લજ્જિત થઈ પાણી ભરી ચાલી અને વરસિંહદેવ અશ્વો દોડાવી કુદાણે* જઈ આવ્યા. વરસિંહદેવને જોઈ તમામને નવું ચૈતન્ય આવ્યું અને [illegible] સામાની દક્ષિણ તરફ વિજાજીનો ભેટો થયો.

વિજોજી શૂરવીર અને રણકુશળ હોવાથી વરસિંહદેવ પોતાના માણસો સાથે તેની સામે જઈ ઉભા અને કહેવા લાગ્યા કેઃ—“વિજાજી! તમો મારા જમાઈ છો. તમારા પ્રાણ લઈ મારી પુત્રીને વૈધવ્ય આપવાની મને ફરજ પડે છે, કેમકે રાજપૂત ધર્મ એવો જ છે કે, લડવા ઉત્સુક થએલા સામસામા યોદ્ધાઓ પિતા પુત્ર, મામો ભાણેજ, સસરો—જમાઈ, ગુરૂ શિષ્ય અને બન્ધુ એ બન્ધુ, ગમે તે હોય પણ તે વખતે સંબંધ નહિ રાખતાં એક બીજાના પ્રાણ લેવા એ જ ધર્મ છે; માટે મારી સાથે યુદ્ધ કરો.”

વિજોજીઃ—“આપ મારા વડિલ તરિકે છો. વડિલની આજ્ઞા પાળવી તેને પણ રાજપૂત ધર્મમાં પ્રધાનતા આપેલી છે; માટે હું લડવા તૈયાર જ છું. રાજપૂત કોઈ દિવસ લડવા કે મરવાથી ડરતો જ નથી.”

ત્યાં આગળ વાજા અને ગોહિલો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. અરજણજીના ઘાતકી મરણથી ગોહિલો જીવપર આવી લડવા લાગ્યા. વાજાઓ પણ વળતો જવાબ આપવામાં અશક્ત નહોતા. બંને લડતા

* આ ગામ પાલીતાણાથી નૈઋત્ય કોણમાં પાંચ ગાઉ દૂર છે.

માણુસો સરખા બળવાન, સરખા શૂરવીર હોવાથી કોઇ પાછું હઠે તેમ નહોતું.

ભરે આભા ન કે પાછા મરે કાં વેદના ભાણુ મારે,
નોય રજપૂતની વાત કે'તા નથી હોય રજપૂત ત્યાં તેમ હોવે.

આવી રીતે ત્રણ પ્રહરસુધી અવિશ્રાંત યુદ્ધ ચાલ્યું. શૂરવીરો ખરેખર જીવપર આવ્યા; સામસામી તલ્વારોનું સંઘર્ષણ થવાથી અગ્નિ ઝરવા લાગ્યો. કેટલાએકની તલ્વારો અધવચથી ભાંગવા લાગી. કેટલાકનાં ધડો મસ્તક વિનાનાં થઇ જુદાંથી થવા લાગ્યાં. કેટલાકનાં અવયવો શરીરથી જુદાં પડવા લાગ્યાં. શોણિતસરિતા વહેવા લાગી અને માંસભક્ષી પક્ષીઓને ઉજાણી થઇ.

વરસિંહદેવે મરવું કે મારવું એ જ નિશ્ચય કર્યો હતો. તેમણે વિજાજીને મારી તેનું મસ્તક જુદું કર્યું અને પોતાની પુત્રીને વિધવા કરી. વિજાજીનું મસ્તક લઇ બે સ્વારોને જુનાગઢમાં ઉમાદેવી પાસે મોકલવામાં આવ્યા.

વિજાજીના સ્વારો અરજણજીનું મસ્તક લઇ જુનાગઢમાં દાખલ થયા અને તેમણે દેવલદેવીને કહ્યું કેઃ—"અરજણજીને મારી વિજોજી નિર્વિઘ્ને માણુસો સહિત આવે છે અને અરજણજીનું માથું આપને પ્રથમ મોકલાવ્યું છે. વિજાજીનું વચન પળ્યું છે."

દેવલદેવીએ અરજણજીનું મસ્તક હાથમાં લઇ ઉમાદેવી પાસે ઉતાવળે આવી કહ્યું કેઃ—"જોયું બ્હેન! મેં તો પ્રથમથી જ કહ્યું હતું પણ તેં માન્યું નહિ. જો એ વખતે મારું કહ્યું માની મારા ભાઇની અરજણજીએ માફી માંગી હોત તો આ સમય આવત નહિ અને તારે ભાઇ જેવા ભાઇનો સદાકાળનો વિયોગ થાત નહિ. તમો બંનેની અવજ્ઞાઇથી આ પરિણામ આવ્યું, માટે તેનાં ફળ હવે ભોગવ." એમ કહી

તેણે મસ્તક બતાવ્યું અને ઉમાદેવીના જવાબની તે પ્રતીક્ષા કરવા લાગી.

અરજણજીનું મસ્તક જોવા છતાં દીલગીર ન થતાં ઉમાદેવી સરોષ કહેવા લાગી કેઃ–"અરજણજી નહોયો મરયો, માટે તે મારો બંધુ જ નહિ. આવા બંધુની બ્હેન તરીકે મને ઓળખાવતાં મને શરમ થાય છે. એક રાજપૂત પોતાના પ્રાણ જતાંસુધી દુશ્મનને કાંઇ પણ ન કરી શકે અને નીચી ગર્દન કરી પ્રાણત્યાગ કરે તે રાજપૂત કહેવાય ખરો કે? અને તેવા કાપુરૂષો ભારત માતાને ભારરૂપ હોવાથી ઓછા થાય તે જ ઇચ્છવાયોગ્ય છે. તે પ્રમાણે અરજણજી મરાયો તે ઠીક જ થયું, કેમકે કાપુરૂષો વધુ વખત જીવતા રહે તેમાં હાનિ જ છે."

હેવલદેવીઃ—"બનવા કાળે જે બન્યું તે ખરૂં; તેનો અફસોસ નહિ; માટે ચાલ હવે તેનું સ્નાન કરીએ."

ઉમાદેવી આ વચનોથી ઉશ્કેરાઇ ગઈ અને કહેવા લાગી કેઃ–"મેં જે પ્રતિજ્ઞા કરી છે તે સત્ય જ છે. મારી પ્રતિજ્ઞા હું કોઈ દિવસ ભંગ કરવાની જ નથી, કેમકે શુદ્ધ રાજપૂતાણીઓનો એ જ ધર્મ છે કે જે પ્રતિજ્ઞા કરી તે પ્રાણાર્પણે પાળવી અને જ્યારે રાજપૂતાણી પોતે જ પ્રતિજ્ઞાનો ભંગ કરે અને પોતાનો નિશ્ચય ફેરવે તો તેનાં સંતાનો પણ તેવાં જ થાય અને છેવટે રાજપૂત ધર્મ નાશ પામે જેથી દેશની અધોગતિ થાય.

"જે રાજપૂતાણી પતિવ્રતા, ઇશ્વરપરાયણ, પોતાના ધર્મમાં કુશળ હોય તે જ વીરજનની થાય છે. તેના પુત્રો મહાન પુરૂષ થાય છે. રાજપૂતોનું ગૌરવ, કીર્તિ અને જગવિખ્યાતિ રાજપૂતાણીઓની સત્યનિષ્ઠા અને પતિવ્રતને જ આભારી છે. સત્ય પ્રતિજ્ઞા એ જ જીવન છે.

"અરજણજી દગાથી મરાયો હોય અને પાછળથી મારા બંધુઓ કાંઈ પણ ન કરી શક્યા, વિજોજી નિર્વિઘ્ને પાછા જુનાગઢ આવે તો

પછી મારે શોકસ્નાનાદિ કરવાનું કાંઈ પ્રયોજન જ નથી, કેમકે રાજપૂત થઈ પશુ પ્રમાણે મૃત્યુ પામે, દુશ્મનને કાંઇ પણ નિશાની ન કરે, તે રાજપૂત જ નહિ; અને એવો ભલે ભ્રાતા, પિતા, પુત્ર કે પતિ હોય પણ તેને માટે વ્યર્થ શોક શા કારણથી કરવો જોઇએ? હું તો શોકસ્નાન કાંઇ કરવાની જ નથી."

દેવલદેવીઃ—"બ્હેન! આ હઠ છોડી દે. મારો ભાઇ કેવો વીરપુરૂષ છે તે શું તું નથી જાણતી? તેની સામે તારા મુઠીભર બંધુઓ શું કરી શકવાના હતા? વળી વાજાની તલ્વાર ઘણી તીક્ષ્ણ હોવાથી તેની સામે કોઈ ટકી શકે જ નહિ. વળી રાહની પૂર્ણ મહેરબાનીથી તેની સામે કોઇ દ્રષ્ટિ પણ કરી શકે નહિ, તો અરજણજી કે દુદોજી શું કરી શકવાના હતા?"

ઉમાદેવીઃ—"અત્યારે તમે ગમે તેમ માનો પણ મારે અરજણજીનું સ્નાનાદિ કરવું નથી; તેને માટે મને આગ્રહ કરશો નહિ."

દેવલદેવી ગર્વિત થઇ પોતાના મહેલ તરફ ગઇ. ઉમાદેવીએ મનમાં વિચાર કર્યો કે શું અરજણજી આવી રીતે મરાય ખરો? એ વાત તો બીલકુલ અસમ્ભવિત જ છે. હા, કાંઈ દગો થાય તો માનવાયોગ્ય છે. જો દગાથી અરજણજીને મારેલ હશે તો દુદોજી ઓછો શૂરવીર નથી. કાકા વરસિંહદેવ એકલા જ બધા વાજાઓને પહોંચી વળવા બસ છે; માટે ગઢાળીથી ખરી હકીકત આવ્યા સિવાય કાંઇ પણ નિર્ણય કરવો નકામો છે. જો અરજણજી, દેવલદેવી કહે છે તેમ, મરાયા હોય અને વિજોજી સલામત આવે તો મારે અને અરજણજીને કાંઇ સંબંધ જ નહિ."

બીજે દિવસે વિજાજીનું મસ્તક લઇ દુદાજીના સ્વારો જુનાગઢ આવ્યા અને ઉમાદેવીની પાસે જઇ મસ્તક અવનત કરી બોલ્યા કેઃ—

"બા! આપના બંધુ અરજણજી ભેલડીઆ મહાદેવની પૂજા કરતાં દગાથી મરાયા અને મરાયા બાદ મારનારને મસ્તક વિનાના ધડે માર્યો. દુદોજી તથા કાકા વરસિંહદેવજી વિજાજીની પાછળ પડ્યા. તેઓએ આપણા એકને બદલે ત્રણસેંહ આડત્રીશ વાજા સાથે વિજાજીને માર્યો અને તેનું મસ્તક આપને આપવા આપની હજુર અમને મોકલ્યા છે."

આ સમાચારથી ઉમાદેવીને અતિશય હર્ષ થયો. વિજાજીએ ધર્મ વિરૂદ્ધ કામ કર્યું તેથી તેને તિરસ્કાર છુટ્યો. આનંદથી મસ્તક હાથમાં લઇ ઉતાવળે તે દેવલદેવી પાસે જઇ કહેવા લાગી:

"બ્હેન! ગર્વ કોઇનો રહ્યો નથી અને રહેવાનો નથી. તમો તથા વિજાજીને અનહદ ગર્વ હતો અને તે ગર્વથી મારા ભાઇને વિના વાંકે માર્યો, તેથી મારો ભાઇ એક જ મરાયો પણ તમારા તો ત્રણસેંહ આડત્રીશ સાથે વિજોજી પણ મરાયા, માટે ચાલો આપણે સાથે મળી સ્નાન કરીએ."

દેવલદેવી પોતાના બંધુનું મસ્તક જોઇ અતિશય રૂદન કરવા લાગી. અંતઃપુરમાં અતિશય કોલાહલ થઇ રહ્યો. દેવલદેવી અને ઉમાદેવીએ સાથે મળી બંનેનાં સ્નાનાદિક કર્યાં. દેવળદેવીના ગર્વનું ખંડન થવાથી તેણે પુનઃ ઉમાદેવી પાસે કદી ગર્વ કર્યો નહિ. ઉમાદેવી ઉદાર મનની હતી, તેથી તેણે દેવળદેવીનાં પૂર્વનાં ગર્વોક્ત વચનોને કદિ સંભાર્યાં પણ નહિ. ત્યારથી બન્ને શોક્યો એકસંપાથી સાથે રહેવા લાગી.



## પ્રકરણ ૨૮ મું.

### વરસિંહદેવનો સંસારત્યાગ.

વિજાજીને મારી તેનું મસ્તક જુનાગઢ તરફ બે સ્વારોની સાથે રવાના કરી કુદોજી અને વરસિંહદેવ પાછા ફર્યા અને શ્રમિત થએલા હોવાથી એક ગંભીર વટવૃક્ષ નીચે વિશ્રાંતિ લેવા બેઠા. વરસિંહદેવના ભાણેજો કે જેઓ તેમની પુત્રી વિજાજીને આપેલ તેના પુત્રો હતા, તે આ વખતે વિજાજીની સાથે આવેલા હોવાથી લડાઇમાં સાથે હતા. તેઓની ઉમર બાર અને દશની હોવાં છતાં ઘોડેસ્વારીનું તથા લશ્કરી શિક્ષણ લેતા હોવાથી વિજોજી પોતાની પાસે જ રાખતા કે જેથી તેમને લડવાનો અનુભવ થાય અને મુસાફરી વગેરેમાં સહિષ્ણુતા શીખવાની મળે.

ગોહિલો સાથે લડાઈ શરૂ થઇ તે વખતે બંને કુંવરોને પ્રેક્ષક તરીકે બાજુમાં રાખ્યા હતા. પ્રેક્ષકપર ઘા ન કરવો એ રાજપૂતોનો પરમ ધર્મ હોવાથી તેમને કોઇ જાતની હરકત આવી નહોતી અને તેઓ સલામત રહ્યા હતા.

વિજાજી વગેરેનો નાશ કરી પોતાના ભાણેજોની ઉપર વરસિંહદેવની દૃષ્ટિ પડતાં જ તેમણે તેમને વહાલથી ભેટી પોતાની સાથે લીધા. તેઓ અત્યારે વટવૃક્ષ નીચે રમત કરતા હતા તે જોઇને કુદોજી બીજા પ્રત્યે કહેવા લાગ્યા કે—

“ભાઇઓ! કાકાશ્રીની શૂરવીરતાથી જ આપણે ફતેહ પામ્યા છીએ. કાકા ન હોત તો આપણે બધા સહિસલામત રહ્યા તે રહેત કે કેમ તે શંકા છે. માટે આ બધો જશ કાકાશ્રીને જ ઘટે છે. પણ એક કામ કાકાશ્રીએ ખોટું આચર્યું છે. આ કુમારોને સાથે લીધા છે તે ધ પાઇને સાપ ઉછેરવા જેવું કર્યું, કેમકે આપણે કુમારોના પિતા વગેરેનો

નાશ કર્યો છે તો તે મોટા થશે ત્યારે બદલો લીધા સિવાય રહેશે નહિ, તે એટલેસુધી કે આખી જિંદગી આપણા નાશનો જ પ્રયાસ તેઓ કરશે; માટે ભાણેજોને ઉછેરવાનું કામ તે સારૂં કરતા નથી; પછી તો તેમને યોગ્ય લાગે તે ખરૂં !"

રૂપસિંહ:—"આપનું કહેવું બરાબર છે, કેમકે પોતાના પિતાદિનું મરણ તેમણે નજરે જોએલું છે અને સમજી શકવાની શક્તિ છે, તેથી જ તેમના હૃદયમાંથી ડાઘ ભુંસાવાનો નથી. ઘરનો સર્પ ઘરનાને જ કરડે, તેમ જ આ કુમારો આપણા અન્નથી પોષાશે છતાં આપણા વિનાશનો જ ઉદ્યમ કરશે."

આ વાતચિત વરસિંહદેવ સાંભળતા હતા તેથી તેઓને અતિશય ક્રોધ ચઢયો અને કુમારોને પાસે બોલાવી તલ્વારથી કાપી નાંખ્યા! આ કૃત્યથી તેમને પોતાપર તિરસ્કાર આવ્યો અને વટવૃક્ષના મૂળમાં બંને હાથ ભેરવી પોતાનાં કાંડાં ભાંગી નાંખ્યાં! આ નહિ ધારેલા બંને બનાવોથી દુદાજી વગેરે સ્તબ્ધ થઇ ગયા. કોઇમાં બોલવાની શક્તિ રહી નહિ. આ શું કર્યું? કાકાને શું સૂજ્યું? એવા વિચારો દરેકના મનમાં ઘોળાવા લાગ્યા. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું અને સૌ પરસ્પર એક બીજાનું મુખાવલોકન કરવા લાગ્યા. છેવટે દુદાજી મૌન્યનો ભંગ કરી વરસિંહદેવની સમ્મુખ જઇ કહેવા લાગ્યા કેઃ—

"કાકાશ્રી! આપે આવું સાહસ શામાટે કર્યું? આ નિર્દોષ ભાણેજોનો વિનાકારણે વધ કર્યો અને હાથનાં કાંડાં ભાંગી નાખ્યાં! આમ કરવાનું કારણ કાંઈ સમજાયું નહિ."

વરસિંહદેવઃ—"શું આ હાથે સુકૃત્ય કાંઇ થયાં છે ખરાં કે? જમાઇને મારી પુત્રીને વિધવા કરી, છતાં આ બે બાળકો નબાપા થયા હતા અને પુત્રીને આશ્વાસનરૂપ હતા, તેને સાથે લીધા તે તમો સર્વેને

ગોઠવ્યું નહિ: તેથી જ તેમનો વધ કર્યો. નિર્દોષ બાળકોનો વધ કર્યો તે મહાન પાપ આ હાથથી જ થયું, માટે હાથનાં કાંડાને તેના કર્મનું ફળ આપવું જ જોઇએ; તેથી જ આમ કરવું પડયું છે."

દુદોજી:—"અમારા કહેવાનો ઉદ્દેશ એવો નહોતો કે આ બાળકોનો આપ વધ કરો; ફક્ત એટલો જ હેતુ હતો કે આપણી સાથે રહેવાથી આપણી સ્થિતિ જાણી જાય અને પછી ગમે તેમ કરી આપણા નાશનો રસ્તો લે; માટે પાસે ન રાખતાં તેમને ઘેર મોકલાવી દેવા એમ જ કહેવું હતું."

વરસિંહદેવ:—બનવા કાળ છે તે મિથ્યા થતું નથી. ક્રોધ એ મનુષ્યને અધમ સ્થિતિએ પહોંચાડનાર પાગલપણું છે. આ પાગલપણાથી—ક્રોધથી માણસ ન કરવાનું કરી બેસે છે અને પછી તેનું ખરાબ પરિણામ ભોગવે છે."

દુદોજી:—"આપનું કહેવું યથાર્થ છે માટે જ કહ્યું છે કે 'ક્રોધમાં વિચાર સાર'. ક્રોધમાં કાંઇક પણ વિચારને અવકાશ આપ્યો હોય તો તે રાક્ષસ દુષ્કૃત્ય કરતો અટકે છે અને શોચનીય પરિણામ આવતું નથી."

વરસિંહદેવ:—"દુદાજી! તમે સર્વે ખુશીથી ઘર તરફ જાઓ. હું હવે આવવાનો નથી. મને આ અસાર સંસાર ઉપર હવે મિથ્યા મોહ રહ્યો નથી. પગલે પગલે પાપમય જીવન ગાળવા કરતાં ઇશ્વરપરાયણ થઇ ત્યાગવૃત્તિ રાખવી તે જ શ્રેષ્ઠ છે. જેણે કરી પારલૌકિક કાંઇ પણ ન કરી શકાય તેનો સર્વથા ત્યાગ જ કરવો જોઇએ, માટે જ આ સંસારનો ત્યાગ કરી તપશ્ચર્યા કરી કરેલાં દુષ્કર્મોના પરિતાપથી શરીર દગ્ધ કરી ઇશ્વર પાસે અપરાધોની માફી માંગવા જવું એવો દ્રઢ સંકલ્પ મેં કર્યો છે; માટે જ હવે હું રજા માંગું છું."

દુદોજી બંને હાથ જોડી કહેવા લાગ્યા કે:—"આપ અમને છો-

ડીને જશો નહિ. આપને ઇશ્વરારાધન કરવું હોય તો અર્થિલા રહી કરો. આપને સર્વ પ્રકારે સગવડ કરી આપીશ અને આપની સેવા કરીશ; માટે જવાની વાત કરશો જ નહિ."

વરસિંહદેવઃ—"તમે મારા વિચારની આડે આવશો જ નહિ. અહીંથી મારે બદ્રિનારાયણ જવું છે અને ત્યાં બનતા પ્રયત્નથી બ્રહ્મ વેદી જ્ઞાન સમ્પાદન કરવું છે, સંત પુરૂષોની સેવા કરી જીવન સાર્થક કરવું છે કેમકે સંતની સેવના વિના મનની શુદ્ધિ થતી નથી, મનની શુદ્ધિ વિના જ્ઞાન પ્રાપ્તિ નથી અને જ્ઞાન પ્રાપ્તિ સિવાયનો ત્યાગ ટકી શકતો નથી. આવા જ્ઞાન સિવાયના અલ્પત્યાગીઓની અધોગતિ થવામાં બાકી રહેતી નથી. સંસારની અટપટી માયામાં તે ઝીપલાઇ જાય છે; માટે જ્ઞાન સંપાદન માટે એ સ્થળ યોગ્ય છે."

વરસિંહદેવ દુદાજીને છોડી *બદ્રિનારાયણ તરફ રવાના થયા અને દુદાજી દીલગીરીથી વરસિંહદેવને છોડી અર્થિલા આવ્યા તથા અરજણજીનું ઉત્તર કારજ કર્યું.

---

## પ્રકરણ ૨૯ મું.

### લગ્ન.

આજે ઘણો જ આનંદનો દિવસ છે. ઘેર ઘેર આનંદોત્સવ થઇ રહ્યો છે. વેમડાના ગૃહે કદળીસ્થંભો રોપાયા છે. બીજી સ્ત્રીઓ ગીત-ધ્વનિ કરી આનંદિત થાય છે.

હમીરજી અને પાર્વતીના શરીરે ઉટણું–પીઠી ચોળી સુવર્ણ જેવા શરીરને વિશેષ સૌન્દર્ય આપવામાં આવ્યું છે. તમામ રાજપૂતો ઓર

---

* કેટલાક વરસિંહદેવે કાશીનિવાસ કર્યાનું કહે છે.

પ્રકારના આનંદનો આસ્વાદ લે છે. લગ્નસમારંભ ઘણી સારી રીતે ઉજવવા માટે વેગડો બનતો પ્રયત્ન કરે છે. ગૃહો વિવિધ રંગથી રંગેલા અને ભરત ભરેલાં વસ્ત્રોથી આચ્છાદિત કરેલાં હોવાથી અત્યંત દીપી નીકળે છે. માણસોની દોડધામ અને વાદ્યયંત્રોના નાદથી આખું ગ્રામ ગરજી રહ્યું છે. સર્વના મુખમંડળમાં આનંદની છટા સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે.

ચાર ઘટીકા દિવસ અવશેષ રહ્યો. વરકન્યાને નિર્મળ જળથી સ્નાન કરાવી વિવિધ વસ્ત્રાભૂષણથી સજ્જ કરવામાં આવ્યા. હમીરજીએ લીલો રેશમી સુરવાળ ધારણ કર્યો. તેની પર ઘુંટી સુધી લટકતો કેશરી રંગનો વાઘો પહેર્યો. મસ્તકપર મૂલ્યવાન મંદિલ બાંધ્યું. કટીપર જરીનો દુપટો કસીને બાંધ્યો અને જમણી બાજુએ શત્રુના રક્તની પિપાસુ તરવાર લટકાવી. પાર્વતી અત્યારે કોઇ અપ્સરા હોય તેમ શોભતી હતી. મનવાંછિત પતિ મળવાથી તેનું હૃદય આનંદથી છલકાતું હતું. ગૌર ભાલપર બંને કર્ણ તરફ વેણીની પાટી ઢાળી હતી અને પાછળ કેશકલાપનો મનોહર અંબોડો વાળ્યો હતો. તેણે માથાપર રેશમની લાલ સાડી ઓઢી હતી. ઉગ્ર સ્તનપર કંચુકી અને તેપર સુવર્ણના હારો લટકી રહ્યા હતા. સુવર્ણ રંગની કમલનાલિકા સમાન કરદ્વયમાં સુવર્ણનાં કંકણ અને ચુડીઓનો કર્ણપ્રિય ખડખડાટ થતો હતો. રેશમી લેંઘાથી કટીપ્રદેશ આચ્છાદિત કરેલો હતો અને તેના પર રેશમી સાડી લપેટેલી હોવાથી તેની કેસરી સમાનકટી સ્પષ્ટ થતી હતી. ઉલટાવેલા કદળી સ્થંભ હોય તેવા પાદયુગ્મમાંના નૂપુરનો ઝીણો અને મધુર ધ્વનિ નીકળતો હતો.

હમીરજી અશ્વારૂઢ થઇ વાદ્યયંત્રોના નાદ અને રાજપૂતોથી પરિવેષ્ટિત થઇ લગ્નમંડપમાં જવા નિકળ્યા. આ વરઘોડો જોવા લલનાઓનાં ટોળાં બજાર અને અટારીઓપર એકત્ર થઇ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યાં અને સ્ત્રીઓ પરસ્પર આનંદ કરવા લાગીઃ—

આ જેવો વર લાડલો કદિય તેં જોયો હતો બ્હેન શું?
જો જો ખડ્ગ સુનેરી એ કરમહીં કેવું દિસે છે રૂડું?
ઓહો અશ્વ કુદી રહ્યો પણ જરી અસ્વાર તો ના ડગે!
આહા! એ મુખ તેજથી શશિ અને ઝાંખી મશાલો બને!

× × × × ×

કિંતુ આ રજપૂત યુદ્ધ કરવા જાતો–શુણ્યું મેં નકી!
શું આ ઉછરતું સુપુષ્પ મરવા જાશે? અરેરે! સખિ!*

આવી રીતે લલનાઓ પરસ્પર વાર્તાલાપ કરતી વરઘોડા પાછળ લગ્નમંડપમાં જવા નીકળી. થોડી વારમાં વરઘોડો પણ લગ્નમંડપમાં આવી પહોંચ્યો.

કેટલીએક સ્ત્રીઓની સાથે વેગડાની સ્ત્રી વર રાજાને પોંખવા હાથમાં ધુસળ મૂશળ લઇ ઈંઢીઆ પીંડીઆ કરી પોખી આનંદ પામી અને વરકન્યાને લગ્ન મંડપમાં પધારાવ્યા.

લગ્નવિધિ ચાલવા માંડી. રાજપૂત રિવાજ પ્રમાણે તમામ ક્રિયા વિદ્વાન બ્રાહ્મણોદ્વારા થવા લાગી. +ચોરીને બદલે ચાર સુવર્ણ કલશોની ચાર વેદની સાક્ષી માટે પ્રતિષ્ઠા કરવામાં આવી. મધ્ય ભાગમાં વેદી બનાવી પવિત્ર વેદમંત્રોથી અને "સ્વાહા" ઉચ્ચારથી આહુતિ અપાવા લાગી. પછી અનુક્રમે ક્રિયા ચાલુ થઇ. પ્રેમગ્રંથી (બંનેના પાલવ એકઠા કરી–છેડાછેડી) બાંધી, સપ્તપદી અગ્નિપ્રદક્ષિણા ફેરા વગેરે થયા બાદ હાથગરણાનો સમય થયો અને સંબંધી જનો હાથગરણું કરી રહ્યા બાદ વેગડો હાથગરણું કરવા આવ્યો.

પાર્વતીઃ—"પિતાજી! મારે કાંઇ પણ તોટો નથી. દ્રવ્ય આપનું

* હમીર કાવ્ય (સ્વર્ગસ્થ કલાપી.)
+ ચોરી બાંધવાનો રિવાજ રાજપૂતોમાંથી લાંબી મુદતથી નાશ પામ્યો છે.

છે તે મારૂં જ છે, તેથી હાથગરણામાં મારે કાંઇ દ્રવ્ય જોઇતું નથી. ફક્ત સોમનાથજીની લડાઈમાં જો મારા પતિ મરાય તો તેમનું મસ્તક હાથગરણામાં આપો; તે જ મારે હાથગરણું જોઇએ છીએ. બીજું કાંઇ જોઇતું નથી."

વેગડોઃ—"મેં પણ મારૂં શિષ સોમેશ્વરને અર્પણ કર્યું છે. મારી વૃદ્ધાવસ્થા થઇ છે તેથી મારે તો પ્રાણ વિસર્જન રણાંગણમાં જ કરવાના છે; તેથી તેવું હાથગરણું હું કરી શકું નહિ. વળી હમીરજી મરાય અને મારા પ્રાણ રહે, તું સતી થાય, આ બધા બનાવો જોવા કરતાં મરણ ઉત્તમ છે. તો મારા પ્રાણ બચવાની બીલકુલ આશા નથી. હા, એટલું વચન આપું છું કે જ્યાંસુધી આ શરીરમાં પ્રાણ હશે ત્યાંસુધી હમીરજીની રક્ષા કરીશ."

પાર્વતીનો કાકો ગેમલ આગળ આવી કહેવા લાગ્યો કેઃ—"પુત્રી! આવા માંગલિક કાર્યમાં આવી અમંગળ માંગણી શામાટે કરે છે? શું તું આવું અશુભ ધારી બેઠી છે?"

પાર્વતી ગુસ્સે થઇ બોલી કેઃ—"શું આપ નથી જાણતા કે ઠાકોરે સોમેશ્વરને પોતાનું શીષ અર્પણ કર્યું છે? વળી અમારૂં લગ્ન ઐહિક સુખોને માટે થયું નથી, પણ પારલૌકિક સુખોને માટે થયું છે. ખરૂં સુખ પૃથ્વીતળપર નહિ પણ ઠાકોરના મરણ બાદ સ્વર્ગમાં મળવાનું છે અને સ્વર્ગીય સુખને ભોગે સાંસારિક તુચ્છ સુખોની આશા રાખવી તેના જેવી અજ્ઞતા બીજી શી હોઈ શકે? સતી સ્રીઓ અને શૂરવીર પુરૂષો જીવન કરતાં મરણમાં જ સુખ, કીર્તિ, વૈભવ અને મહત્તા સમજે છે. માટે હું અશુભની નહિ પણ અત્યંત માંગલિકતાની જ માંગણી કરૂં છું. તો કાંઈ પણ અંદેશો લાવ્યા સિવાય મારા પતિદેવનું મસ્તક લાવી આપવાનું વચન આપો."

ગેમલ:—"ત્યારે શું મારા નસીબમાં જ સર્વ દુઃખો લખાયલાં છે? તારા પિતા સોમનાથજીને શીષ અર્પણ કરવાના છે, ત્યારે મારે શામાટે અર્પણ ન કરવું? વળી તમો સર્વનું દુઃખ નિહાળવા કરતાં મરવું શું ખોટું છે? સ્વર્ગપ્રાપ્તિનો આ મહાન સમય પ્રાપ્ત થયો છે અને આ તક ગુમાવવી એ સ્વર્ગનાં દ્વાર સદાને માટે બંધ કરી દેવા જેવું છે, એટલું જ નહિ પણ પ્રથમ તો એ જ છે કે મસ્તક લાવનારથી લડવું બને જ નહિ; કેમકે લડતાં પ્રાણ જાય તો વચન જાય અને લડે નહિ તો કાપુરૂષ ગણાય. શ્રી સોમેશ્વરને માટે કાંઇ પણ ન કરવું કે ઉપયોગી ન થવું તે શું ઇષ્ટ દેવ પ્રત્યે પૂજ્યભાવ અને ભક્તિનું લક્ષણ છે?"

પાર્વતીઃ—"આપ ભૂલો છો. સતી સ્ત્રીના ધર્મને અર્થે મદદ કરવી તે જ શૂર પુરૂષનું પ્રથમ કર્ત્તવ્ય છે. સતી સ્ત્રીને તમામ પ્રકારની સવડ કરી આપવામાં જ સર્વ ધર્મની સમાપ્તિ થાય છે. વળી આપની તો ફરજ છે માટે આપની પુત્રી શું પોતાનો ધર્મ તજે તેમ ઇચ્છો છો? જ્યારે મને મસ્તક મળે નહિ ત્યારે પતિથી સહગમન શી રીતે થાય? અને પતિથી સહગમન ન કરતાં જીવતાં રહેવું એ કલંકરૂપ નથી?"

છેવટે ગેમલ હમીરજીનું મસ્તક લાવી આપવા સમ્મત થયો અને તેણે તે પ્રમાણે પ્રતિજ્ઞા કરી. હમીરજીના રાજપૂતોએ હાથગરણામાં પોતાના પ્રાણો આપવા વચનો આપ્યાં.

લગ્નવિધિ સમાપ્ત થયા બાદ ગોત્રિજ વગેરેની પૂજા કરી ઇષ્ટ દેવની સ્તુતિ કરી, નવદમ્પતી પોતાના આવાસમાં ગયાં.

---

## પ્રકરણ ૩૦ મું.

### ગુપ્ત સંકેત.

હમીરજી આનંદમાં રહેવા લાગ્યા. ઝફરખાન ચઢી આવે તે પહેલાં સોમનાથજી પહોંચવાને તે આતુર હતા, પણ વેગડાના જાસુસોદ્વારા ખબર મળતા હતા કે, તે ગુજરાત અને સૌરાષ્ટ્રના રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવી છેવટે સોમનાથજી ઉપર આવવાનો છે. આવા સમાચારથી હમીરજીને તુરતમાં શાંતિ થઈ.

એક વખત હમીરજી બેઠા હતા. બારોટજી વીર પુરૂષોનાં ચરિત્રો કહી સંભળાવતા હતા. તેમાં એક મનુષ્યે આવી હમીરજીના હાથમાં પત્ર મુકયો. આ પત્ર લાવનાર કાઠી જાતનો દેખાતો હતો, તેથી તે પત્ર પોતાના મિત્રનો હશે એમ ધારી તેમણે તે ઉત્સુકતાથી લીધો અને તે વાંચીને વિગતથી વાકેફ થયા.

હમીરજીએ પાર્વતીને કાગળ વિષેની હકીકત કહી. પોતે કયાં જવાના છે, શું કામે જવાના છે, તે બધી વાત કહીને હમીરજી પોતા સાથે ચાર માણસો લઇ આગંતુક માણસ સાથે ચાલતા થયા અને ચાંપાવાળાને આવીને મળ્યા.

ચાંપોવાળો હમીરજીની રાહ જોતો હતો. હવે હમીરજી આવવા જોઇએ તેમ તે વિચારતો હતો, એટલામાં હમીરજી આવી પહોંચેલા હોવાથી તેનામાં નવું ચૈતન્ય આવ્યું. પોતાના કાકાએ સમ્પૂર્ણ તૈયારી કરી રાખી છે, તે અને પોતાને પકડવાનું જાહેરનામું કાઢયું છે, તે વાત પણ ચાંપાવાળાએ તેમને કહી સંભળાવી, એટલે હમીરજીએ કહ્યું કેઃ—"મુળુવાળાની ગમે તેવી તૈયારી હોય પણ તેથી હરકત શી છે?

આપણે જે કરવાનું છે, તે બીજી રીતે કરીશું. હાલમાં આપણી કાંઇ પણ હીલચાલ બહાર ન આવે તેની સાવચેતી રાખવાની છે "

જેઠસુર ધાધલને ખબર આપવામાં આવ્યા કે, " હમીરજી આવેલા છે, માટે તમારે ઉત્તર દિશામાં તળાવ છે, ત્યાં સૂર્યાસ્ત પછી મળવું." આ સંદેશો મળતાં જેઠસુર હર્ષિત થયો. પોતાની વફાદારી પ્રકટ કરવાની ઉત્તમ સંધિ પ્રાપ્ત થએલી હોવાથી, ગમે તે ભોગે ચાંપાવાળાને મદદ કરવી, એ નિશ્ચયથી તે સૂર્યાસ્ત થવાની માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યો.

" પ્રાણનાથ ! આપને મળવા કોઇ યુવક આવ્યો છે. " જેઠસુર બેઠો હતો ત્યાં જઈ તેની સ્ત્રીએ કહ્યું.

" કોણ છે ? " જેઠસુરે પ્રશ્ન કર્યો.

" કોઇ અપરિચીત હોય એમ જણાય છે અને જરૂરનું કામ છે તેમ કહે છે. " સ્ત્રીએ જવાબ આપ્યો.

" એને કહે કે ઘડીક બેસે. હું હમણાં જ આવું છું. " જેઠસુર અંદરના ઓરડામાં કસુંબો પીતો હતો તેથી કામથી પરવારી લેવા માટે તેણે એમ કહાવ્યું.

જેઠસુર કસુંબો પી રહ્યો, માણસે આવીને હુક્કો આપ્યો, એટલે તેમાંથી ધુમાડા કાઢતો તે પોતાની ડેલીએ આવ્યો. આગંતુક યુવક જેઠસુરને જોઈ ઉભો થયો અને રિવાજ પ્રમાણે હૃદયાલિંગન ન કરતાં છુટા રામરામ કર્યા. એ જોઇ જેઠસુરને એમ પણ જણાયું કે દેખાય છે તો રાજપૂત જેવો, પણ વિવેક ઓછો જણાય છે, છુટા રામ રામ કરીને બેસી ગયો પણ મારા શરીરનો સ્પર્શ કર્યો નહિ. ઠીક ! આપણે તેની સાથે શું કામ છે ? આવી રીતે મનોગત વિચાર કરી આગંતુક યુવકની સામે તે બેઠો.

"ક્યાંથી આવો છો?" ઢીંચણુ બાંધી પલાંઠી વાળતાં જેઠસુરે પૂછ્યુ

"હું દુરથી આવું છું. તમારૂં થોડું કામ છે, એટલે આવ્યો છું." આગંતુક યુવકે જવાબ આપ્યો.

"તમારૂં નામ શું છે?" યુવકની હકીકત જાણુવા જેઠસુરે બીજો પ્રશ્ન કર્યો.

"મારી હકીકત જાણુવાનો કાંઇ પ્રયાસ કરશો નહિ. હું તમને ઉપયોગી થવા આવ્યો છું, માટે તમારે કામ સાથે કામ રાખીને મારી હકીકત પૂછવાને બદલે મૌન્ય રાખવું." આગંતુકે જવાબ આપ્યો.

"બોલો ત્યારે, એવું શું કામ છે?" જેઠસુરે વાત જાણુવાની ઉત્સુકતાથી પુછ્યું.

"તમે ચાંપાવાળાને ગાદી અપાવવા પ્રયાસ કરો છો, તેમાં હું મદદ કરવા ઇચ્છું છું; પણુ શરત એટલી જ કે હું કોણુ છું તે જાણુવાની તમારે ઇચ્છા કરવી નહિ." યુવકે આવવાનું કારણુ બતાવ્યું.

"આ બાબત ઘણી ગુપ્ત છે. તે તમારા જાણુવામાં ક્યાંથી આવી? હજી કાર્યની શરૂઆત થઇ નથી, ત્યાં ગુહ્ય હકીકત બહાર આવે તો ધારેલું કાર્ય સફળ શી રીતે થાય? માટે જ તમારી હકીકત જાણુવા મેં પ્રશ્ન કર્યો હતો. પણુ તમે તે બાબત પૂછવાની ના પાડો છો એટલે તે બાબત પૂછતો નથી, પણુ આ બાબત તમારા જાણુવામાં ક્યાંથી આવી, તે તો મારે જાણુવું જોઇએ." જેઠસુરે આશ્ચર્યથી પુછ્યું.

"એ બધું જવા દો. આપણી વાત છે તેનો નિર્ણય કરો." યુવકે ટુંકામાં જ પતાવ્યું. "તમે હમીરજી અને ચાંપોવાળો સૂર્યાસ્ત પછી તલાવને કાંઠે ગુપ્ત સંકેત માટે એકઠા થવાના છો તે વાત સાચી છે કે નહિ?" યુવકે બીજો જ પ્રશ્ન કર્યો.

આગંતુક યુવકની જેમ જેમ વાત સાંભળતો ગયો, તેમ તેમ જેઠસુર આશ્ચર્ય પામતો ગયો. તેને મનમાં અવનવા તર્કો થયા કરતા હતા. "શું આ કોઇ દૈવી મનુષ્ય હશે?" એવો ઘડીભર વિચાર આવ્યો. આટલી નાની ઉમર છતાં યુવકની વાક્ચાતુરી અનુપમ છે અને રાજ-ખટપટના કાર્યમાં તે માથું મારવા તૈયાર થયો છેઃ એવા વિચારો તેના હૃદયમાં ઘોળાવા લાગ્યા. યુવક એકીટસે જેઠસુરના મુખનું અવલોકન કરવા લાગ્યો. તેના હૃદયમાં શું શું વિચારો થાય છે તે તે જોવા લાગ્યો. યુવકનાં તેજસ્વી નેત્રોનું તેજ જેઠસુરનાં નબળાં નેત્રો સહન કરી શક્યાં નહિ, તેથી તે નીચી દૃષ્ટિ કરી વિચારમાં તલ્લિન થયો. આ જોઇ યુવક બોલ્યો કેઃ" મુળુવાળાની તૈયારી ઘણી છે. તમે ફક્ત ત્રણ જણા છો; તો શી રીતે સામા થઇ શકશો?"

"સામા થઈ લડાઇ કરવાની નથી; પણ કોઇ બીજી રીતે કામ કરવા વિચાર છે. હાલ તો અમે ત્રણ જણા છીએ, તેમાં તમારી સહાય મળી, તેવી જ રીતે બીજાની પણ સહાય મળવા સંભવ છે; તે મળ્યા પછી શું કરવું તેનો નિર્ણય થઇ શકશે." જેઠસુરે સત્ય હકીકત કહી.

"હું અત્યારે તો રજા લઉં છું, પછી તમને મળીશ, પણ મારી સહાય છે તે વાત ચાંપવાળાને કે હમીરજીને હાલમાં જણાવવાની નથી. હું જે જે સલાહ આપું તે પ્રમાણે કામ કર્યે જજો, એટલે કામ ઘણું સુલભ થશે." યુવક આટલું કહીને ઉભો થયો અને જેઠસુર કાંઇ બોલે તે પહેલાં તો પોતાના અશ્વપર સ્વાર થઇ તે ચાલ્યો ગયો.

જેઠસુરને કાંઇ કળ પડી નહિ. એ તો યુવકના વિચારમાં જ બેઠો હતો. કેટલો સમય થયો તેની સમજ પડી નહિ, ત્યાં જેઠસુરની સ્ત્રીએ આવી પાછળથી હસ્ત સ્પર્શ કર્યો, એટલે વિચારનિદ્રામાંથી તે જાગ્યો. તેની સ્ત્રીએ કહ્યું કેઃ—"સાંજ તો પડી ગઇ છે, તમે હજી બેસી શું રહ્યા છો? શું કામે જવું છે તે જાણતા નથી?"

"હા ! વખત તો થઇ ગયો ને હું તો વિચારમાં ને વિચારમાં બેસી રહ્યો ! મને તેનું ભાન રહ્યું નહિ; માટે હવે તું જઇને નોકરને કહે કે મારો ઘોડો તૈયાર કરીને લાવે. નહિતો પછી મોડું થઇ જશે." જેઠસુરે પોતાના ધારેલા કાર્યની શુદ્ધિ લાવી કહ્યું.

નોકરે ઘોડા ઉપર સાજ નાંખ્યું અને તેને તૈયાર કરી જેઠસુર પાસે લાવ્યો, એટલે જેઠસુર પોતાની તલ્વાર કમરે લટકાવી પછવાડે ઢાલ બાંધી સ્વાર થયો અને જાણે ઘોડો ફેરવવા જતો હોય તેવો દેખાવ કરી, શહેરની બહાર આવી ઘોડાને ફેરવવા લાગ્યો. કોઇ પૂછતું કે "જેઠસુર-બાઇ ! અત્યારે કયાંસુધી જવું છે ?" આવા પ્રશ્નનો એક જ જવાબ તે આપતો કે "આજે ઘોડો ઉદમાત કરે છે તેથી જરા ફેરવવા જાઉં છું, કેમકે થોડી ઘડી ફેરવ્યા વગર તે જોગરાણુ (ચંદી) ખાશે નહિ." આમ કહી થોડે થોડે ફેરવતો તે દુર ગયો અને કોઇની દ્રષ્ટિ ન પડે તેમ ઘોડાને દોડાવી સંકેતસ્થાને ગયો. પોતાના ઘોડાને ગુપ્ત સ્થળે બાંધી તળાવની પાળ ઉપર તે ચઢ્યો. આસપાસ દ્રષ્ટિ કરી પણ સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય વ્યાપેલું હતું, તેથી દુર દ્રષ્ટિ પહોંચતી નહોતી, એટલે મુખમાં બે આંગળીઓ ઘાલી તેણે પ્રચંડ ધ્વનિ કર્યો. આ ધ્વનિમાં કાંઇ સંકેત હતો, એટલે સામો ધ્વનિ સંભળાયો. જેઠસુર તે તરફ ગયો.

"કેમ બહુ મોડું થયું ?' જેઠસુરને પાસે આવેલો જોઇ બેઠેલી બે વ્યક્તિઓ પૈકી એકે પ્રશ્ન કર્યો.

"આવતાં જરા વાર લાગી, તેથી મોડું થયું." જેઠસુરે તે વ્યક્તિની પાસે બેસતાં જવાબ આપ્યો.

"ઠીક ! કાંઇ હરકત નહિ; અત્યારે પણ આવી પહોંચ્યા તે સારૂં જ કર્યું. અમે જાણ્યું હતું કે, કાંઇક અગત્યનું કામ આવી ગયું હશે, તેથી મોડું થયું પણ તમે આવશો એવી અમને ખાત્રી હતી, તેવા રાહ

જોઇને બેઠા હતા. તમારી રાહ જોઇને મધ્ય રાત્રિસુધી રહેત." વ્ય-ક્તિએ પોતાનો નિશ્ચય હતો તે કહ્યો.

"આપણે હવે એક નિર્ણય ઉપર આવીએ. આપણે ત્રણ જણા છીએ અને કામ ઘણું મહત્ત્વનું કરવું છે. તેમાં જો બીજાની સહાય મળી આવે તો જ પાર પડી શકે તેમ છે. આપણી હીલચાલ બીલકુલ ગુપ્ત રહેવી જોઇએ, જરા પણ વ્હેમ પડતાં પ્રથમ તો જેઠસુર ધાધલને વાંધો આવશે કેમકે જેઠસુર ધાધલને મુળુવાળા પાસે જ રહેવાનું છે. જો મુળુવાળો તેના પર વ્હેમાય તો તેને પ્રતિબંધમાં રાખે એટલું જ નહિ પણ રાજદ્રોહી ગણી તુરત તેનો શિરચ્છેદ કરે અને આપણી મહેનત બધી ધૂળ મળે. વળી જેના જેના ઉપર જરાતરા આધાર રાખીએ છીએ તે પણ સંકોચાય, માટે જે કરવું તે ચાતુરીથી કરવું." એકેલી વ્યક્તિઓ બીજી કોઇ નહિ પણ આપણી પરિચીત હમીરજી અને ચાંપોવાળો હતા. તેમાં હમીરજીએ ઉપર પ્રમાણે વાતનો પ્રસંગ છેડયો.

"એ વાતની ચિંતા રાખશો નહિ. મુળુવાળાથી પ્રજા અસંતુષ્ટ છે કેમકે તેની રાજનીતિ ઉત્તમ પ્રકારની નથી. પોતાને રાજ્ય મળ્યું તેથી તે એમ જ જાણે છે કે, હવે મારી બરાબરી કરે તેવો કોઇ નથી. વળી પ્રથમ જે જે અધિકારીઓ હતા, તેમને એક પછી એક તેણે દુર કરવા માંડ્યા છે. કોઈ પણ કારભારીપર તેને વિશ્વાસ નથી. બધાને શંકાની દ્રષ્ટિથી જ તે જુએ છે અને એમ માને છે કે ચાંપોવાળો જીવતો રહ્યો તેમાં કારભારીઓનો હાથ છે. જો તેનો હાથ ન હોત તો ચાંપોવાળો જીવતો રહી શક્યો હોત નહિ. આવી રીતે વ્હેમગ્રસ્ત થએલા મુળુવાળાને કાંઇ પણ કારણ ઉપસ્થિત થાય તો તેનો ગુપ્ત વ્હેમ બ્હાર આવે અને અધિકારીઓમાં વધુ અસંતોષ ફેલાય; તેને લઇ આપણું

કાર્ય સરલ થાય." જેઠસુરે મુળુવાળાની હકીકત સાથે તેને અધિકારીઓ-થી વ્હેમાવવાની સલાહ આપી.

"આ કાર્ય શી રીતે કરવું? અધિકારી વર્ગને પક્ષમાં લેવા અને મુળુવાળાનો અધિકારીઓ ઉપરનો વ્હેમ દ્રઢ થાય કે જેથી મુખ્ય મુખ્ય અધિકારીઓને તે દુર કરે અથવા તેઓ આપણા પક્ષમાં આવે, એ બને શી રીતે?" ચાંપાવાળાએ આશ્ચર્ય દર્શાવી કહ્યું.

ઉપરની વાત ચાલે છે ત્યાં પશ્ચિમની ઘીચ ઝાડીમાંથી એક તીર આવ્યું અને ત્રણેની પાસે થઈ પસાર થઇ ગયું. આવી રીતે અચાનક ગુપ્ત તીર આવવાથી આસપાસ કોઈ દુશ્મનનાં માણસો હશે, તેમણે બધી વાત સાંભળી હશે, એમ માની તેઓ ઉભા થયા. જે તરફથી તીર આવ્યું હતું, તે તરફ તેઓ જોવા લાગ્યા પણ કોઇ દ્રષ્ટિએ પડયું નહિ; તેથી તેમને આશ્ચર્ય લાગ્યું પણ નજીકમાં જ ઘોડેસ્વારો આવ્યા હોય તેમ જણાયું. ઘોડેસ્વારો પાસે આવ્યા છે, જો તેઓ દેખી જશે તો બધો ભેદ ખુલ્લો થઇ જશે, કેમકે તે ઘોડા મુળુવાળાના હતા, તે જેઠસુરના જાણવામાં આવ્યું હતું. કોઇ બાતમીદારે મુળુવાળાને એવા સમાચાર આપ્યા હતા કે, ચાંપોવાળો સામે ગામ ગુપ્ત રીતે આવીને રહ્યો છે. આ બાતમી ઉપરથી ચાંપાવાળાને પકડવા તેણે ઘોડેસ્વારોને મોકલ્યા હતા. જેઠસુર આ બધું જાણતો હતો પણ અત્યારે વાતોમાં ભૂલી ગયો હોવાથી ઘોડેસ્વારોની વાત તેને યાદ આવતાં તેણે ધીમેથી કહ્યું કે "ચાલો! ચાલો! આ ઘોડેસ્વારો આપણી નજીક આવ્યા છે, તે ચાંપાવાળાને પકડવા જ ગયા હતા; માટે આપણે ઝાડીમાં સંતાઇ જઇએ; નહિતો પકડાઈ જઇશું."

ચાંપોવાળો, હમીરજી અને જેઠસુર ત્વરાથી પશ્ચિમ બાજુની ઝાડીમાં અદ્રશ્ય થયા, પરંતુ ઘોડેસ્વારો પાસે જ આવી ગએલા હોવાથી

એક સ્વારની દ્રષ્ટિ તેમના ઉપર પડી. આ વખતે ઘોર અંધકાર હતો, તેથી તેઓ કોણ હતા તે તે ઓળખી શક્યો નહોતો, પણ કોઈ ત્રણ પુરૂષો ન્હાસી ગયા તેવી તેને ખાત્રી થઇ હતી, તેથી પોતાનો ઘોડો ઉભો રાખી બીજાને પણ તેણે ઉભા રાખ્યા અને તે બોલ્યો કે, 'અહીંથી કોઈ ન્હાસી ગયું છે માટે આપણે તપાસ કરીએ." ઘોડેસ્વારો નીચે ઉતર્યા. એક સ્વારે ચકમક અને કડાનું સંઘર્ષણ કરી અગ્નિ ઉત્પન્ન કર્યો, તેણે કરી મશાલ કરી અને તેના પ્રકાશથી ન્હાસનારનાં પગલાં તેઓ જોવા લાગ્યા. જે ઘોડેસ્વારે 'કોઇ ન્હાસી ગયું છે' તેમ કહ્યું હતું તે પગલું જોવામાં હુશિઆર હતો. ગમે તેટલાં વર્ષ પર જોએલું પગલું પણ તે ઓળખતો અને કહી શકતો કે આ પગલું અમુક માણસનું છે. આવી તેની ચાલાકી હોવાથી કોઇને પકડવા માટે જવાનું હોય ત્યારે આ માણસની સરદારી નીચે જ ઘોડેસ્વારો આપી તેને મોકલવામાં આવતો. જેની પાછળ તે પડતો તેને પકડયા વિના તે છોડતો નહિ, કેમકે પચીસ ગાઉ-સુધી તે પગલે પગલે ચાલ્યો જતો. ખાડા, ટેકરા કે ગમે તેવી જમીન હોય છતાં તે પગલાંને શોધી કાઢતો અને પાછળ પડી તે માણસ જ્યાં હોય ત્યાંથી પકડી પાડતો. તેથી આ કાર્યમાં તેની ખ્યાતિ સારી થઈ હતી; અત્યારે પણ તે જ માણસ હતો. બળતી મશાલ નીચે જમીન સુધી નમાવી તે પગેરૂં જોવા લાગ્યો. જે દિશા તરફ ત્રણે જણ ન્હાસી ગયા હતા, તે તરફ તે ચાલ્યો. તેની પાછળ બધા ઘોડેસ્વારો ચાલવા લાગ્યા. "ભાઇઓ! ફક્ત ત્રણ જ માણસો છે; તે કોઇ ચોર કે એવા હોવા જોઇએ, કારણકે આપણને જોઇને તેઓ ન્હાસ્યા છે. વળી તેમનાં પગલાંમાં ફણાનો ભાગ જમીનમાં ઊંડો ગયો છે. પાની ક્યાંક અડી છે અને ક્યાંક અડી નથી તેથી આપણા ડરથી જ ન્હાસ્યા છે તે ચોક્કસ થાય છે. મારી પાછળ ચાલો. દૂર જતાં પગલાં સ્પષ્ટ દેખાશે

કેમકે ઝાડીમાં તેઓ સંતાયા છે; ત્યાં સંતાયા પછી આપણને જોવા તેઓ સ્થિર ઉભા હશે એટલે તેમનાં પગલાં સ્પષ્ટ પડયાં હશે. એ પગલાં જોવાથી જણાઇ આવશે કે, કોનાં પગલાં છે. જો કોઇ પરિચીત મનુષ્યનાં પગલાં હશે તો પાછળ જવાની અત્યારે જરૂર નથી કેમકે તેને સ્હવારે પણ પકડી શકાશે, પણ જો અપરિચીતનાં પગલાં હશે તો અત્યારે શોધી કાઢીશું. આમ વાતો કરતો ઘોડેસ્વારોને સાથે લઇ તે આગળ ચાલ્યો. થોડેક દુર જઇ નીચો નમી તે પગલાં જોવા લાગ્યો. એકી ટસે પગલાં સામું ઘડીભર જોઇ આનંદમાં આવી જઇ તે બોલ્યો કેઃ—

" આ પગલાં પૈકી બે જણાનાં ઓળખાય છે; ત્રીજા માણસનું પગલું ઓળખાતું નથી, પણ જેના માટે આ...... "

જ્યાં તે આગળ બોલવા જાય છે ત્યાં એક તીર આવ્યું. હાથમાં મશાલ રાખી નીચો નમી તે પગમાં જોતો હતો અને કહેવા જતો હતો, એટલામાં જમણા પડખામાં તીર ભોંકાઇ તે આરપાર નીકળી ગયું, એટલે અર્ધો શબ્દ બ્હાર નિકળતાં જ તે ભૂશાયી થયો અને તુરત જ તેના પ્રાણ ગયા. દુર રહી હમીરજી વગેરે આ તમાસો જોતા હતા. જેઠસુરે પગેરૂ જોનારને ઓળખ્યો હતો, એટલે પોતાને તે ઓળખી કાઢશે તેવી તેને શંકા થઇ આવી હતી. ત્યાં અચાનક તીરથી તેના પ્રાણ ગએલા જોઇ જેઠસુરના હર્ષનો પાર રહ્યો નહિ.

મુખ્ય માણસના મરાવાથી બધા ઘોડેસ્વારો તેના શબને લઈ પાછા વળ્યા, અને ઝાડીમાં જવું સલામતીભર્યું નથી, કોણ જાણે કેટલાક મનુષ્યો સંતાયા હશે, આવો વિચાર કરી, બધા સ્વારો જેતપુર તરફ રવાના થયા. મશાલના પ્રકાશથી તે કેટલેક દુર ગયા ત્યાંસુધી દેખાયા. હવે ઘણે દુર ગયા છે, એમ માની ત્રણે જણા પોતાના કાર્યનો પુનઃ મંત્ર કરવા લાગ્યા.

"મુળુવાળાનો વફાદાર સેવક અને વિશ્વાસુ સૈન્યાધિપતિ છે, તેના ઉપર કોઇ પણ રીતે તેને શક જાય તેમ કરવું જોઇએ. એ બંને બાળપણથી જ મિત્રો છે. તેની સ્હાયથી જ મુળુવાળો ફાવ્યો છે જો સૈન્યાધિપતિ અને મુળુવાળા વચ્ચે વિક્ષેપ પડે તો પ્રધાન વગેરેને પક્ષમાં લેવાનું સ્હેલું થઇ પડે, પણ જ્યાંસુધી તેમ ન થાય ત્યાંસુધી બધું નકામું છે." જેઠસુરે પોતાનો વિચાર જાહેર કર્યો.

"સૈન્યાધિપતિ અને મુળુવાળા વચ્ચે વૈમનસ્ય વધે તેમ કરવાની તો પહેલી જરૂર છે. આપણામાંથી એક જણે એ કાર્ય કરવાનું છે, માટે કોણે તે કાર્ય માથે લેવું ?" ચાંપાવાળાએ પ્રશ્ન કર્યો.

"એ કાર્ય તમારે કોઇને કરવાનું નથી. તમારે તો હમણાં માણસો એકત્ર કરવા. સૈન્યાધિપતિ થોડા દિવસોમાં જ પોતાના પદ ઉપરથી ભ્રષ્ટ થશે. તેને માટે નિશ્ચિંત રહેશો." ઝાડીમાંથી ગેબી અવાજ આવ્યો.

ત્રણે જણા આશ્ચર્ય પામ્યા. આપણી સહાય કરવા કોઇ દેવ આવ્યો છે કે શું ? આમ ધીમેથી ચાંપાવાળો બોલીને ઉંચે સ્વરે કહેવા લાગ્યો કેઃ—"આપ હમારા હિતેચ્છુ કોણ છો ? ઘોડેસ્વારો આવવાની ચેતવણીસૂચક આપે જ અમારા તરફ તીર ફેંક્યું હશે. વળી પગેરૂં કાઢનારને પણ આપે જ માર્યો હશે. જો પગેરૂં કાઢનાર જીવતો રહ્યો હોત તો અત્યારે જ અમારે પ્રકટ થવું પડત, કારણકે અમો એને તો તે ઓળખી જ કાઢત; તેથી તેઓ અમને પકડવા પાછળ પડત એટલે લડયા વિના ચાલત નહિ, જેથી અમારો ગુપ્ત હેતુ ધૂળ મળત. આપની સ્હાયથી અમે અમારા કાર્યમાં ફતેહ પામીશું માટે આપ કૃપા કરીને કહો કે આપ કોણ છો ?" ચાંપાવાળાએ ગેબી અવાજ તરફ મુખ રાખી ગુપ્ત સ્હાયકને ઓળખવાની ઇચ્છાથી કહ્યું.

"તમે મને હાલમાં જાણી શકશો નહિ. મને જાણવાનો જરા

પણ પ્રયત્ન કરશો નહિ. સમય આવ્યેથી બધું જાણી શકશો. અત્યારે જે કાર્યનો આરંભ કર્યો છે, તેને પાર ઉતારો એટલે બધું અનાયાસે જાણી શકશો. હું હવે મારા કાર્યમાં પ્રવૃત્ત થાઉં છું. તમે બની શકે તેટલા માણસો મેળવી ગુપ્ત રાખો. ” ગેબી અવાજે સલાહ આપી.

ચાંપોવાળો વગેરે આ ગેબી અવાજથી આશ્ચર્ય પામ્યા. “આપણી સહાય કરવા કોણ આવ્યું હશે? જો મનુષ્ય હોય તો પ્રત્યક્ષ થાય; પણ આ કોઈ દેવ હશે, એટલે ગુપ્ત રહી આપણું કાર્ય કરતા હશે. ” આવી રીતે ચાંપાવાળાએ ઉદ્‌ગાર કાઢ્યો. સાથે સાથે તે આનંદથી બોલ્યો કે:—“ બન્ધુઓ ! ગમે તેમ હોય પણ આપણું કાર્ય પૂરૂં થશે, તેમાં મને શંકા જેવું કાંઇ લાગતું નથી. જો તેમ ન હોત તો આવી ગેબી સહાય મળત જ નહિ. વળી સૈન્યાધિપતિ અને મુળુવાળા વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરાવવું, એ સ્હેલી વાત નથી; પણ ગુપ્ત રીતે સ્હાય આપનારે તે કાર્ય માથે લઇ અરધો બોજો આપણા શિરથી ઓછો કર્યો છે. જો તે પ્રત્યક્ષ થાય તો મારા ઉપર કરેલા અને કરવા ધારેલા ઉપકારનો બે શબ્દોથી આભાર માનું, પણ તે પ્રત્યક્ષ થાય શી રીતે ? વગર માગ્યે સહાય કરે અને તે પણ ગુપ્ત રહીને ! એ તો દેવ વિના બને જ નહિ. માટે અવશ્ય કોઇ દેવ જ મારી વ્હારે આવેલો છે. ”

“ જે હશે તે જણાઇ આવશે; પણ અત્યારે તે કોણ છે તે જણાશે નહિ, કેમકે તેના બોલવા ઉપરથી એમ અનુમાન થાય છે કે જ્યારે આપણું બધું કાર્ય પાર પડશે, તમને ગાદી મળશે, ત્યારે ગુપ્ત મદદ આપનાર પ્રત્યક્ષ થશે, માટે તે વખતે આભાર માનજો. હાલમાં તો આપણે તેનાથી અનભિજ્ઞ જ રહેવાના. વળી તે કોણ છે તે જાણવાનો પ્રયાસ પણ શામાટે કરવો જોઇએ? આપણે તો કામ સાથે કામ છે. ” જોડસુરને કાંઇક ખ્યાલ આવતાં તેણે કહ્યું.

" ઠીક છે. એ તો જે દિવસે જણાવાનું હશે તે દિવસે જણાશે. પણ જેઠસુરભાઇ! આજથી ચાલતી બધી હીલચાલની ખબર આપતા રહેશો. આવતે અઠવાડીએ આ જ દિવસે આ સ્થળે આ વખતે એકત્ર થવું અને અઠવાડીઆમાં શું શું થાય છે તે જોવાનું છે. આપણને ગુપ્ત રીતે સહાય કરનાર જો અઠવાડીઆમાં પોતે માથે લીધેલું કાર્ય પાર પાડશે તો ઠીક છે, નહિતો એ કાર્ય હું જ કરીશ; પણ તેનાથી કાર્ય થશે તો અઠવાડીઆ પછી આપણે શું કરવું તેનો વિચાર કરીશું. હાલ તો ગુપ્ત સહાયકની સૂચના પ્રમાણે થોડા મનુષ્યો એકત્ર કરવાના છે. તેને માટે હું સગવડ કરી રાખીશ. માણસો એકઠા કરવાનું તમારે કે ચાંપાવાળાને માથે નથી." હમીરજીએ માણસો એકત્ર કરવાનું કાર્ય માથે લઇ કહ્યું.

" હું હવે જાઉં છું. આવતા અઠવાડીયામાં આ જ દિવસે આ સ્થળે મળીશ." આમ કહી જેઠસુર છુટો પડયો અને પોતાનો ઘોડો બાંધ્યો હતો ત્યાંથી લઇ સ્વાર થઇ ઘેર આવ્યો.

---

## પ્રકરણ ૩૧ મું.

### યોગિની.

" સુતા જાગજો રે, ચિત્તથી ચેતજો રે, માથે મોત ભમે છે. "

માથાના કેશ છુટા મેલી, ગેરૂઆ રંગની કફની પહેરી, હાથમાં એકતારો લઇ, આંગળીવતી તે વગાડતી અને ગાતી ગાતી એક સાધ્વી જેતપુરના મધ્ય ચોકમાં આવી. તેનો સુમધુર સ્વર, અલૌકિક લાવણ્ય, મુખની સુંદરતા, આ બધા ગુણો મનુષ્યનું આકર્ષણ કરતા હતા. તેના મોઢામાંથી ઉપરની કડીનો આલાપ થતાં જ તેના ફરતું મનુષ્યોનું ટોળું ફરી વળ્યું અને ગાન આગળ ચાલ્યું:

" મોત ભમે છે, શિરે શત્રુ ભમે છે, તજીને નિદ્રા રે, સુતા જાગજો રે,
માથે મોત ભમે છે.
" કાયા નગરીનો કોટ કાચો ચણાયો, ઘેરી લેશે રે ઘડી એકમાં રે,
માથે મોત ભમે છે."

જેમ જેમ ગાન વાધતું ગયું તેમ તેમ મનુષ્યો એકત્ર થવા લાગ્યા. કેટલાક ભાવિક ભક્તો પ્રણામ કરવા લાગ્યા અને સાધ્વીના ગાનની પ્રશંસા કરવા લાગ્યા. સાધ્વી ગાવાની ધૂનમાં હતી કોઇ તરફ દૃષ્ટિ પણ કરતી નહોતી. ઘડીભર ચોકમાં ઉભી રહી અને તે આગળ ચાલવા લાગી, તેમ ગાન પણ આગળ વધવા લાગ્યું.

" નવ દરવાજા તારા રૂંધાઈ જાશે, ન્હાસી જાશે રે, રક્ષક તાહરા રે,
માથે મોત ભમે છે.
" મોતના દુતો આવી ગળું રે પકડશે, શ્વાસ થાશે રે, અંતકાળનો રે,
માથે મોત ભમે છે.
" ઝપટ મારીને જીવને ઝાલી રે લેશે, ઉજ્જડ કરશે રે, કાયા શહેરને રે,
માથે મોત ભમે છે."

સાધ્વીની પાછળ મનુષ્યો જવા લાગ્યા. તેનું ભજન લોકોને અતિશય પ્રિય લાગ્યું, પણ કોઇના તરફ લક્ષ ન દેતાં ગાન સાથે સાધ્વી આગળ ને આગળ ચાલવા લાગી. મનુષ્યો પણ પાછળ પાછળ જવા લાગ્યા અને સાંભળવા લાગ્યા.

" સગું ને કુટુંબ તારી અનહદ લક્ષ્મિ, રાજપાટને રે, પરિવારને રે,
માથે મોત ભમે છે.
" તે સહુ છોડી તારે એકલાને જાવું, સાથે નહિ આવે રે તારી કોઇ દીરે,
માથે મોત ભમે છે."

આમ ગાતી ગાતી સાધ્વી શહેરની દક્ષિણ તરફ શિવાલય હતું,

ત્યાં આવી. આ વખતે તેની આસપાસ મનુષ્યોનું ટોળું ફરી વળ્યું હતું. સાધ્વીની મોહકતા એટલી બધી હતી કે તેની પાસેથી ખસવું કોઇને ગમતું નહોતું. આવું જોઇ બધાને સંબોધી સાધ્વી બોલી કેઃ—

" તમે બધા ઘેર જાઓ. હવે મારે ઇશ્વર ભજન કરવાનો સમય થયો છે. સૂર્યદેવ પણ પોતાની મુસાફ્રી પૂર્ણ કરી ઇશ્વરભજન માટે વિશ્રાંતિ લેવા અસ્તાચળ તરફ ગયા છે, માટે તમે બધા ઘેર જઇ ઇશ્વર ભજન કરો. "

યોગિનીનાં આવાં વચનો સાંભળી ભાવિક ભક્તો સાષ્ટાંગ કરવા લાગ્યા. " આ કોઇ દેવી છે. આપણાં મહદ્‌ભાગ્ય કે અહીં આવી આપણને તેણે દર્શન દીધાં." આમ લોકો પરસ્પર વાતો કરવા લાગ્યા અને થોડે થોડે વિખરાવા લાગ્યા.

રાત્રિ પડી. અંધકાર છવાઈ ગયો. બધાં મનુષ્યો રાત્રિભોજન કરી નિદ્રાવશ થયા. શહેર બધું શૂન્યકાર જણાવા લાગ્યું. ક્યાંક પહેરેગીરોના પોકારો સિવાય બીજું કાંઇ સંભળાતું નહોતું. આ વખતે કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરી એક વ્યક્તિ ધીમે ધીમે નગરમાં ચાલવા લાગી. તેનું સર્વાંગ કૃષ્ણ વસ્ત્રથી આચ્છાદિત હતું, તેથી તે સ્ત્રી છે કે પુરૂષ છે, તે કળી શકાતું નહોતું. ક્યારેક તે વ્યક્તિ ધીમી ચાલતી તો ક્યારેક ઘણી ઝડપથી ચાલતી. વળી સ્થિર થઈ આસપાસ નિહાળતી. તેને આ વખતે કોઇ જોઈ જશે એવો ભય હોય તેમ છુપાતી છુપાતી ચાલતી હતી. ગલીકુંચીઓ વટાવી રાજમહેલ પાસે તે આવી. આ વખતે અંદર ગાનતાન ચાલતું હતું. મુળુવાળો, પ્રધાન, સૈન્યાધિપતિ વગેરેએ મદ્યપાન કરેલું હોવાથી તેઓ ગાનતાન સાંભળવામાં મશગુલ બન્યા હતા, તેથી આસપાસનું તેમને ભાન નહોતું.

કૃષ્ણ વસ્ત્રવાળી વ્યક્તિ પહેરેગીરોની નજર ચુકાવી રાજમહેલમાં

દાખલ થઇ. જે સ્થળે વારાંગનાનું ગાન થતું હતું, તે દિવાનખાનાની બ-હાર આવી છુપાઇને તે ઉભી. આ વખતે સુળુવાળાનો બાર વરસની વયનો કુમાર તેની પાસે બેઠો હતો. તેણે પણ મદ્યપાન કરેલું હોવાથી તે નિદ્રાધિન થવા લાગ્યો, તેથી પોતાના અંગરક્ષકને સુળુવાળાએ હુકમ કર્યો કે, "કુમારને બાજુમાં શયન કરાવ." આવો હુકમ સાંભળી "જી હજુર" કહી અંગરક્ષકે કુમારને લઇ બાજુના ઓરડામાં સુવાડયો અને અંગરક્ષક તેવા ખબર આપવા સુળુવાળા પાસે આવ્યો.

કુમારને પલંગ ઉપર સુવાડી અંગરક્ષક પાછો ફર્યો કે તુરત કૃષ્ણ વસ્ત્રવાળી વ્યક્તિ અંદર દાખલ થઈ અને અર્ધનિદ્રિત કુમાર પાસે જઇ પોતાની પાસે છુપાવી રાખેલી એક ગોળી તેણે બહાર કાઢી. કુમારની ઘ્રાણેંદ્રિયને ગોળીનો સ્પર્શ થવાથી કુમારને ગાઢ નિદ્રા આવી અને ઝે-રની અસર તેના શરીરપર થવા માંડી. પોતાનો હેતુ પૂર્ણ થયો માની તે વ્યક્તિ છુપી રીતે રાજમહેલની બહાર ચાલી ગઇ અને જે રસ્તેથી આવી હતી તે રસ્તે થઇ તે પોતાને સ્થળે ગઇ.

પરોઢમાં ભાવિક ભક્તો શૌચાદિથી પરવારી સ્નાન કરી શિવાલ-યમા દર્શનાર્થે આવવા લાગ્યા. શંકરનાં દર્શન કરી યોગિની પાસે આવી તેઓ ભજન સાંભળવા લાગ્યા. આ સમયે યોગિની અત્યંત આનંદમાં હોય તેમ પ્રભાતીયાં ગાવા લાગી. તેનો સુમધુર સ્વર એવો તો કર્ણપ્રિય હતો કે જે જે મનુષ્યો આવતા તે પ્રભાતીઆં સાંભળવામાં તલ્લિન થઇ જતા અને કહેતા કે "આવા કંઠનું ભજન કોઇ દિવસ અમે સાંભળ્યું નહોતું." આમ વાત ચાલે છે, ત્યાં કોઇએ આવી કહ્યું કે "આપણા રાજાનો કુમાર એકાએક મરણ પામ્યો છે માટે ગાવાનું બંધ કરો, કારણકે આખા શહેરમાં શોકની છાયા પ્રસરી રહી છે." આવું સાંભળી યોગિની બોલી કે:—"તમે ફીકર કરો નહિ; યોગીઓ આગળ કાળ ફ્રા-

વતો નથી. જ્યાં યોગીનો મુકામ હોય ત્યાં કોઇને દુઃખ રહેતું નથી, માટે રાજાનો કુમાર પુનર્જીવન પ્રાપ્ત કરશે."

યોગિનીના બોલવાની અસર સાંભળનારાઓ પર ઘણી થઇ, કેમકે તેઓને તેના પર પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો હતો. વળી ઘણા સંત–મહાત્માઓ મૃત્યુ પામેલાઓને સજીવન કરે છે તેવી દ્રઢ માનિનતા તેઓમાં હતી, એટલે આ કોઇ મહાન યોગિની છે, તે રાજકુમારને જીવતો કરશે, તેમ તેમના મનમાં દ્રઢ થયું.

થોડી ઘટિકામાં આખા શહેરમાં વાત પ્રસરી ગઇ કે, "ગઇ કાલે આવેલી સાધ્વી મહાન યોગિની છે. તે મૃતસંજીવની વિદ્યા જાણે છે અને રાજકુમારને પણ જીવતો કરશે." આ વાત સાંભળતાં જ મનુષ્યો યોગિની પાસે આવી સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા અને આવી પવિત્ર યોગિનીનાં દર્શન કરી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા.

રાજકુમારના મરણથી રાજાને અત્યંત શોક થયો. પોતાના એકના એક ગાદીવારસ કુમારના અકાળે મરણથી તે પોતાને હીનભાગી માનવા લાગ્યો. અમાત્યોમાં પણ દીલગીરી ફેલાઇ ગઇ. બધા શોકપૂર્ણ વદને કુમારની અંત્યેષ્ટિ ક્રિયા કરવાની તૈયારી કરવા લાગ્યા અને રાજરીતિ પ્રમાણે પાલખીમાં બેસાડી શ્મશાનમાં લઇ જવા શિવાલય પાસે થઇ નિકળ્યા કે તુરત યોગિની ઉભી થઇ અને માર્ગ વચ્ચે આવી ઉભી રહી. આવું જોઇ બીજા માણસો પણ તેની સાથે ઉભા થયા અને શું થાય છે તે જાણવા ઉત્સુક બન્યા.

યોગિનીને માર્ગ વચ્ચે ઉભેલી જોઇ શબવાહિની સાથેના માણસોએ કહ્યું, "રાજકુમારને અગ્નિસંસ્કાર કરવા અમારે જવું છે માટે રસ્તામાંથી દુર રહો."

"રાજકુમારને શું થયું છે?" યોગિનીએ પ્રશ્ન કર્યો.

" રાજકુમારને એકાએક દેહાંત થયો છે." માણસોએ જવાબ આપ્યો.

" હું અહીંઆં છું ત્યાંસુધી કોઈ મનુષ્યને દુઃખ રહેવું જ ન જોઇએ. તેને નીચે ઉતારો, હું જીવતો કરૂં છું." યોગિનીએ આશ્ચર્ય ઉપજાવે તેવી વાત કહી.

યોગિનીની આ વાત સાંભળી માણસો સ્થંભી ગયા. કોઇ આગળ પગલું ઉપાડતા નથી. આવું જોઇ પ્રધાન આગળ આવી ચાલવાનું કહેવા લાગ્યો, પણ યોગિની સજીવન કરવાનું કહે છે, તેવું સાંભળી તે હકીકત તેણે મુળુવાળાને કહી એટલે મુળુવાળો આવીને યોગિનીને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યો અને દીન વાણીથી કહેવા લાગ્યો કે, " સાધ્વીજી! આપ મારા કુમારને સજીવન કરશો તો આપની જે આજ્ઞા થશે તે માથે ચઢાવીશ અને આપ જ આપોઆપ પ્રભુ છો તેમ માનીશ. મારા પુત્રના મરણથી મારૂં જીવન ધૂળ મળ્યું છે. હું જીવતો હોવા છતાં મરવા જેવો જ છું."

" તમારો કુમાર પુનર્જીવન પ્રાપ્ત કરશે માટે ગભરાશો નહિ." આમ કહી કુમારને શિવાલયમાં લઇ જવાને યોગિનીએ કહ્યું એટલે તેમ કરવા મુળુવાળાએ પોતાના માણસોને હુકમ આપ્યો. તુરત રાજકુમારના શબને શિવાલયમાં લઈ જવામાં આવ્યું યોગિની પણ સાથે સાથે ગઇ. બધાં મનુષ્યોને શિવાલયની બહાર કાઢી તેણે દ્વાર બંધ કર્યાં. પોતાની પાસે ગુપ્ત રાખેલી ગોળીને પાણીમાં ઘસી તે પાણી તેણે માથાપર છાંટયું અને બીજી એક પડીકી કાઢી તેમાંથી ભુકી લઇ નાક આગળ ધરી. થોડી જ પળો વીતતાં રાજકુમારના શરીરમાં પ્રાણનો સંચાર થયો અને નિદ્રામાંથી જાગ્રત થાય તેમ તે બેઠો થયો, કે તુરત યોગિનીએ શિવાલયનાં દ્વાર ખુલ્લાં કર્યાં એટલે રાજકુમાર બહાર આવ્યો.

રાજકુમાર જીવતો થવાથી બધાના આનંદનો પાર રહ્યો નહિ.

મુળુવાળો તો યોગિનીનાં ચરણોમાં જેષ્ઠિકા માફક પડી ગયો અને પ્રાર્થના કરવા લાગ્યોઃ

"દેવી ! આપ સાક્ષાત્ જગદંબા છો ! આપ મારા દુઃખને દૂર કરવા યોગિનીનો વેશ લઇ પધાર્યા છો. આપની કૃપાથી મને પુનઃ પુત્રની*પ્રાપ્તિ થઇ છે. મારી જિંદગી અકારી થઇ હતી, તેને આપે જ સુખી બનાવી છે. આપ કોઈ સાક્ષાત્ દેવી છો માટે આપ જે આજ્ઞા કરો તે પાળવા તૈયાર છું."

"મારે કાંઈ આજ્ઞા કરવાની નથી. અમારો એ ધર્મ છે કે દુઃખી મનુષ્યોને દુઃખમાંથી છોડાવવા. મારો ધર્મ મેં બજાવ્યો છે; તેથી વિશેષ મેં કાંઇ કર્યું નથી; માટે સુખેથી તારા પુત્રને લઇ તું ઘેર જા." યોગિનીએ નિઃસ્વાર્થતા જણાવી ઘેર જવાનું કહ્યું.

"આપ મારે ઘેર પધારી મારૂં ઘર પવિત્ર કરો." મુળુવાળાએ યોગિનીને પોતાને ઘેર તેડી જવા કહ્યું.

"હું કોઇને ત્યાં જતી નથી તેમ તારી પાસેથી પુરસ્કાર લેવા માટે આ પુત્રને મેં સજીવન કર્યો નથી. મને તેડી જવાનો બીલકુલ આગ્રહ કરવો નહિ. કુમારને ઘેર પહોંચાડી બે ઘટિકા પછી મને મળજે એટલે મારે કાંઈક કહેવું છે તે હું કહીશ." યોગિનીએ રાજમહેલમાં જવાની ના પાડીને કહ્યું.

મુળુવાળાને પૂર્ણ શ્રદ્ધા બેઠી હતી, તેથી યોગિનીની ઇચ્છા પ્રમાણે કરવું, તેનાથી વિરૂદ્ધ વર્તવું નહિ, આમ વિચાર કરી કુમારને તેડી તે રાજમહેલમાં ગયો. કુમારને પુનઃ જીવન પ્રાપ્ત થવાથી ઉત્સવ કરવાનું ફરમાન તેણે કાઢયું, એટલે આખા શહેરમાં ઉત્સવની ધમાલ ચાલવા માંડી. બે ઘટિકા વીત્યા બાદ મુળુવાળો યોગિની પાસે શિવાલયમાં આવ્યો. આ વખતે મનુષ્યોની ઠઠ જામી હતી. તે બધાને પોતપોતાને

ઘેર જવા યોગિનીએ આજ્ઞા કરી. "જો આજ્ઞાનું ઉલ્લંઘન કરીશું તો યોગિની આપણને શ્રાપ આપશે" એવા વ્હેમથી તુરત જ બધા મનુષ્યો પોતપોતાને ઘેર ગયા.

"તું તારા સૈન્યાધિપતિ ઉપર વિશ્વાસ રાખે છે કે?" યોગિનીએ મુળુવાળાને એકાંતમાં બોલાવી કહ્યું.

"હા, માજી! મારા સૈન્યાધિપતિ ઉપર મને પૂર્ણ વિશ્વાસ છે." મુળુવાળાએ બે હાથ જોડી નમ્રતાથી ઉત્તર આપ્યો.

"ચાંપોવાળો તારો દુશ્મન છે અને તે તારી પાસેથી રાજ્ય મેળવવાની હીલચાલ કરે છે; તારા જાણવામાં તે સમ્પૂર્ણ હકીકત આવી છે કે?" યોગિનીએ બીજો પ્રશ્ન કર્યો.

"ના, જી. સમ્પૂર્ણ હકીકત હું જાણતો નથી, પણ તે જીવતો છે અને કોઇકની સાથે મળીને મારી સામે લડવા આવે તેવો સંભવ છે, એટલું હું જાણું છું." મુળુવાળાએ પોતાની અજ્ઞાનતા જણાવી.

"તારો સૈન્યાધિપતિ ચાંપાવાળાને મળી ગયો છે, માટે તેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ. વળી તારો પ્રધાન સૈન્યાધિપતિના મતને મળી ગયો છે માટે તે બંનેને દૂર કરવામાં જ તારૂં હિત સમાયલું છે. તને મારા ઉપર શ્રદ્ધા છે એટલે જ આ ખાનગી બાબત હું તને કહું છું." યોગિનીએ સૈન્યાધિપતિ અને પ્રધાન બંનેના ભયનો નિર્દેશ કર્યો.

"શું માતાજી! આપ સત્ય કહો છો?" મુળુવાળાએ આશ્ચર્યથી પૂછ્યું.

"તને મારા વચન ઉપર શ્રદ્ધા હોય તો માન, નહિતો મને શી જરૂર છે?" યોગિનીએ બેદરકારી બતાવી.

"પૂર્ણ શ્રદ્ધા છે! પૂર્ણ શ્રદ્ધા છે, દેવી! આપ સાક્ષાત્ જોગમાયા છો. આપનાં વચન ઉપર અશ્રદ્ધા હોય ખરી? મેં આપને

આટલું પૂછ્યું તે માટે ક્ષમા કરો!" મુળુવાળાએ પ્રણામ કરતાં કહ્યું.

"જો તને મારા પર શ્રદ્ધા હોય તો તે બંનેને તેના પદ ઉપરથી દૂર કરજે, પણ ક્યારેક હજી તને તે બાબતની પૂર્ણ ખાત્રી થશે અને પ્રત્યક્ષ પુરાવો તને મળે કે તુરત જ તે બંનેને દૂર કરજે." યોગિનીએ આજ્ઞાના રૂપમાં કહ્યું.

"મને પ્રત્યક્ષ પુરાવો મળે ત્યારે જ તેઓને દૂર કરવાની આપ આજ્ઞા આપો છો, એટલે ત્યાંસુધી હું સાહસ કરીશ નહિ, પણ પ્રત્યક્ષ પુરાવો મળ્યા પછી તેને દૂર કરીને તે પદ ઉપર કોને નિયુક્ત કરવાની આપ સલાહ આપો છો?" મુળુવાળાએ દીન વાણીથી સલાહ પૂછી.

"પ્રધાનપદ જેઠસુર ધાધલને આપવું અને તેની સલાહ હોય તેને સૈન્યાધિપતિના પદપર નિયુક્ત કરવો." યોગિનીએ ટુંકામાં સૂચના કરી.

જેઠસુર ધાધલને પ્રધાનપદ આપવાનું પ્રથમ તો તેના મનને અયોગ્ય લાગ્યું, પણ યોગિની સાક્ષાત્ દેવી છે, તે જે કહેતાં હશે તે મારા ભલાને ખાતર કહેતાં હશે, તેઓ સર્વજ્ઞ છે, માટે આગળ ઉપર મારૂં હિત હશે તેમ જ કહેતાં હશે, આવા વિચારથી તેણે શિષ નમાવીને કહ્યું કે:—"આપશ્રીની આજ્ઞા હું માથે ચઢાવું છું. આજ દિવસસુધી જેઠસુર ધાધલ ઉપર મને બીલકુલ વિશ્વાસ નહોતો, પણ આપશ્રીના કહેવાથી તેના પર સમ્પૂર્ણ વિશ્વાસ રાખીશ અને પ્રધાનપદ તેને જ આપીશ. વળી જેઠસુરના ઇચ્છા હશે તેને જ સૈન્યાધિપતિ નિમીશ."

"જા, આજે તારે ઉત્સવ કરવાનો છે; માટે સુખેથી ઉત્સવ કર. હવેથી મારા દર્શનની ઇચ્છા કરીશ નહિ. હું કોણ છું અને ક્યાં ગઇ, તે જાણવાની પણ ઇચ્છા કરીશ નહિ." યોગિનીએ આદેશ કર્યો.

"શું મા-જી! હવે મને આપનાં દર્શન નહિ થાય? આપ મારા ઉપર ફરીને દયા નહિ કરો?" મુળુવાળાએ દીન વાણીથી કહ્યું.

"ના, ના, હવે દર્શન થશે નહિ; અમે યોગી લોકો પોતાનું માહાત્મ્ય વધે ત્યાં રહીએ નહિ. અહીં તારા પુત્રને સજીવન કર્યો, એટલે આખું શહેર કાંઇ ને કાંઈ દુઃખ ગાતું આવે, તેથી નિવૃત્તિ રહે નહિ, માટે હવે અહીં હું આવીશ નહિ. હવેથી તને જેમ કહું છું તેમ કરજે." આમ કહી યોગિની ચાલી નિકળી. તેના પ્રભાવ સામે મુળુવાળો કાંઇ પણ બોલી શકયો નહિ અને જોતજોતાંમાં તે દુર પહોંચી દેખાતી બંધ થઇ, ત્યાંસુધી તેની સામે તે દષ્ટિ કરી રહ્યો અને જ્યારે અદશ્ય થઇ ત્યારે નિરાશ થઈ યોગિનીએ કરેલી સૂચના યાદ કરતો રાજભુવનમાં આવ્યો.

"યોગિની કોઇ પ્રત્યક્ષ દેવી છે, તેની સિદ્ધિથી રાજકુમાર સજીવન થયો, તે બધાનાં દુઃખો દુર કરે છે, આંધળાને આંખો, પાંગળાને પગ, વાંઝીઆને પુત્ર અને દરિદ્રીને ધન આપે છે." આવી રીતે યોગિનીના ગુણાનુવાદ આખા શહેરમાં ગવાવા લાગ્યા. જે જે મનુષ્યો આ વાત સાંભળતા તે તુરત યોગિનીનાં દર્શન કરવા આતુરતાથી આવતા, પણ યોગિનીને ન દેખવાથી નિરાશ થતા. કોઇ કહેતું કે રાજમહેલમાં રાજા તેડી ગયા છે, માટે આજે નહિ તો કાલે આપણને દર્શન દેશે. કોઇ કહેતું કે એ તો ચાલ્યાં ગયાં; ત્યારે કોઇ કહેતું કે તેમની પાસે ઉડણ પાવડી હતી તેના ઉપર બેશી આકાશમાં ઉડી ગયાં! કોઈ કહેતું કે તે અંતર્ધાન થયાં ત્યારે કોઇ કહેતું કે પાતાળમાં ચાલ્યાં ગયાં! આમ જુદી જુદી વાતો કરતા લોકો દર્શન ન થવાથી પોતાનાં દુઃખો દુર થયાં નહિ, એમ માની નિરાશ થઇ પાછા ઘર તરફ જવા લાગ્યા અને દર્શનાતુર મનુષ્યો સામા મળતા તેમને ઉપર જણાવ્યું તેમ જુદી જુદી વાતો કહેવા લાગ્યા.

---

## પ્રકરણ ૩૨ મું.

### પ્રપંચ.

"કાં જેઠસુરભાઈ! છો તો ભલીચુંગાને?" નવયુવકે જેઠસુર પોતાને ઘેર બેઠો હતો ત્યાં જઈ પ્રશ્ન કર્યો.

"આવો બા, આવો! તમે તો ફરીને દેખાયા જ નહિ! આવી રીતે મોઢું ન દેખાડવું તે ઠીક કહેવાય કે?" જેઠસુરે પૂછ્યું.

આગંતુક યુવક આવીને પાસે બેઠો અને જેઠસુરે પૂછ્યું તે જાણે પોતે સાંભળ્યું ન હોય તેવો ડોળ કરી બોલ્યો કે "હેં જેઠસુર-ભાઈ! તમને મુંજુવાળો પ્રધાનપદ આપે તો તમે શું કરો?" આગંતુક યુવકે પ્રાસ્તાવિક વાર્ત કરતો હોય તેમ બતાવી કહ્યું.

"અરે ભાઈ! એવું તે બને ખરૂં કે! મુંજુવાળો કાંઈ કાચો પોચો નથી કે મને પ્રધાનપદ આપે. વળી આ પ્રધાન તેનો વિશ્વાસુ છે; તેને કાઢીને બીજાને તે રાખે જ નહિ. તેમાં પણ મને તો શેનો જ રાખે?" જેઠસુરે નિરાશા જણાવી.

"વખતે એવો બનાવ બને અને તમને પ્રધાનપદ આપે, વળી સેનાધિપતિને દૂર કરી બીજો સેનાધિપતિ રાખવાનું તમારી મરજી ઉપર છોડે તો તમે સેનાધિપતિ કોને પસંદ કરો?" યુવકે તે વાતને લંબાવી પ્રશ્ન કર્યો.

"એવું બનવાનું જ નથી. પણ જો તેમ થાય તો મારો એક ગુપ્ત મિત્ર છે, જાહેરમાં તેની સાથે મારે કાંઈ પણ લેવા દેવા નથી, પણ ગુપ્તપણે અમે મિત્રો છીએ, તે ઉપરથી મુંજુવાળાને મળતો છે, પણ અંદરખાને તેનો વિરોધી છે, તેને જ હું સેનાનાયક બનાવું." જેઠસુરે જવાબ આપ્યો.

આવી રીતે તેઓ વાતો કરે છે ત્યાં 'રાજાનો હજુરી બહાર આવ્યો છે,' તેવા ખબર જેઠસુરને મળવાથી હજુરીને અંદર બોલાવી તેણે આગમનનું કારણ ઉત્સુકતાથી પુછ્યું; ત્યારે હજુરીએ કહ્યું કે "અન્નદાતા રાજા અત્યારે શિકારે જાય છે. તેમણે તમને સાથે આવવાનું કહ્યું છે માટે જલદી આવો."

"બહુ સારૂં, હું હમણાં જ આવું છું." જેઠસુરે ટુંકમાં જવાબ આપી તેને વિદાય કર્યો.

"આ શું? કોઇ દિવસ નહિ ને આજે મુળુવાળો પોતા સાથે મને શિકારે બોલાવે છે! આ તો નવાઇ જેવું લાગે છે! કંઇ ગુપ્ત હેતુ તેમના જાણવામાં આવ્યો, અગર મારા ઉપર મહેરબાની થઇ. એમાંથી એક કારણ બન્યું ખરૂં!" જેઠસુરે આશ્ચર્ય દર્શાવતાં બે કારણો કલ્પી કાઢ્યાં.

"એ જ. તમારા ઉપર મહેરબાની જ થઇ છે. જો તમને પ્રધાન-પદ મળે તો ચાંપાવાળાને ભૂલી જશો નહિ." યુવકે ચાંપાવાળાની યાદ આપી તેના કાનમાં ધીમેથી કહ્યું.

"અરે, એવું બને ખરૂં કે? હું પ્રધાન થાઉં ને મારો મિત્ર સેનાધિપતિ થાય તો તે જ ઘડીએ ચાંપોવાળો રાજગાદી ઉપર જ બેસે, તેમાં વળી બીજું બને ખરૂં?" જેઠસુરે ખાત્રી આપી ધીમેથી કહ્યું.

"લ્યો હવે રામ રામ, હું રજા લઇશ." યુવકે ઉભા થઇ જવાની તૈયારી કરતાં કહ્યું.

"ના, બા; એમ તે થતું હશે કે? છાશ પીવાનો વખત થયો છે, છાશ પીને જજો." જેઠસુરે જમવાનો આગ્રહ કરીને કહ્યું.

"આજે અહીં આવવું હતું એટલે વ્હેલી છાશ પી લીધી છે. મને તે બાબતનો આગ્રહ કરશો નહિ." યુવકે જમવાની ના પાડી. પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ તુરત જ તે ચાલ્યો ગયો.

જેઠસુરને આજે આનંદનો દિવસ હતો. કોઈ દિવસ નહિ ને આજે મુળુવાળાએ તેને શિકારે આવવાનું કહેવરાવ્યું હતું, તેથી યુવક સંબંધે તર્કવિતર્ક ન કરતાં તેણે તુરત જમી લીધું અને હથીઆરોથી સજ્જ થઇ ઘોડેસ્વાર થઇ તે મુળુવાળા પાસે આવ્યો.

" આવો આવો, જેઠસુર ધાધલ ! તમે તો કોઇ દિવસ દેખાતા જ નથી. આજે તો એમ થયું કે જેઠસુર ધાધલને સાથે લઇ શિકાર રમવા જવું કેમકે યોગિનીજીની કૃપાથી કુમારને નવો અવતાર આવ્યો છે અને કેટલાક દિવસથી શિકારે ગયા નથી તો આજે જઇએ, એવો વિચાર થયો. " મુળુવાળાએ જેઠસુરને માન આપતાં કહ્યું.

" હા, અન્નદાતા ! આપનાં ભાગ્ય મોટાં છે. આપના ઉપર શ્રી સૂરજની કૃપા છે, માટે ભાઇને નવો અવતાર આવ્યો. હું આજે આપની પાસે આવવાનો હતો, ત્યાં આપે જ મારા ઉપર કૃપા કરીને મને હજુરમાં બોલાવ્યો." જેઠસુરે પણ વિવેક બતાવી સમયાનુકૂળ જવાબ આપ્યો.

" ચાલો, હવે શિકાર રમવા જઇએ. " મુળુવાળો એટલું કહી બાજુના દિવાનખાનામાં ગયો. શિકારમાં અનુકૂળ પડે તેવાં વસ્ત્રો પહેરી, હથિઆરોથી સજ્જ થઈ, રાંઆંગણમાં તે આવ્યો. આ વખતે શિકારમાં જવાવાળાઓ ઘોડેસ્વાર થઇ, મુળુવાળાની વાટ જોઈ ઉભા હતા. જેઠસુરને સાથે લઇ મુળુવાળો પણ ત્યાં આવી પહોંચ્યો. સેનાધિપતિ હજી આવેલો ન હોવાથી એક સ્વારને સેનાધિપતિને તેડી લાવવા હુકમ ફરમાવ્યો અને કહ્યું કે, " અમે ચાલતા થઇએ છીએ. તું સેનાધિપતિને તેડી જલદી આવીને મળ. " આમ કહી જેઠસુર સાથે આનંદગોષ્ટિ કરતો મુળુવાળો માણસો સાથે ચાલતો થયો.

સેનાધિપતિને રાજાનું બીજું તેડું મળવાથી ઉતાવળે ઘોડેસ્વાર થઇ તે ચાલતો થયો. થોડે દૂર જતાં તે મુળુવાળાને જઇને મળ્યો. જેઠ-

સુર સાથે મુળુવાળો આનંદથી વાતો કરે છે અને બંનેના ઘોડા સાથે સાથે ચાલે છે, એવું જોઈ સેનાધિપતિને આશ્ચર્ય થયું. મનમાં તે બડબડવા લાગ્યો કે: "આ શું ? આજે જેઠસુરને સાથે લીધો છે. સાથે લીધો તે ઠીક, પણ પોતાની જોડમાં તેનો ઘોડો રખાવી આનંદથી વાતો કરે છે. શું તેણે કાંઇ જાદુ તો નહિ કર્યું હોય ને ! રાજા જાણે છે કે આ માણસ શત્રુપક્ષનો છે. તેની સાથે સહવાસ રાખવાથી પરિણામ ઉલટું આવશે; છતાં આજે ઉલટી ગંગા વહન કરે છે; તે આશ્ચર્યની વાત છે." આમ બડબડતો તે રાજા પાસે આવ્યો અને રાજાને નમન કર્યું: "કેમ આટલી બધી વાર લાગી ?" સેનાધિપતિને મોડો આવેલો જોઇ મુળુવાળાએ કારણ પૂછ્યું.

"નામદાર ! આપણા દુશ્મનો જોરમાં છે. તેણે માણસો એકત્ર કર્યા છે, તેવા છુપી રીતે મને ખબર મળ્યા છે. આપણે શિકારે જઇએ છીએ અને આપણી ગેરહાજરી તથા આપણા સૈનિકોની અવ્યવસ્થાનો લાભ લઈ દુશ્મનો આપણા શહેરપર હુમલો કરે તો આપણને શોચવું પડે, માટે લશ્કરને તૈયાર રહેવા અને કિલ્લાનું રક્ષણ કરવાનો બંદોબસ્ત કરવાની સુચના આપવા હું રોકાયો હતો, તેથી મોડું થયું, માટે ક્ષમા કરશો." સેનાધિપતિએ સત્ય વાત કહી બતાવી.

"દુશ્મનનો જાસુસ કાંઈ ખાનગી મસલત કરવા આવ્યો હોય તેવું તો નહોતું ને ?" મુળુવાળાએ કટાક્ષ કરી પોતાના વ્હેમનું કિંચિત્ દર્શન કરાવ્યું.

મુળુવાળાના આક્ષેપવાળા શબ્દો સાંભળી સેનાધિપતિ વિશેષ આશ્ચર્ય પામ્યા. રાજાનું વિચિત્ર વર્તન જોઇ તેને ઘણું લાગી આવ્યું પોતે વફાદાર અને સ્વામિધર્મ જાણવાવાળો હતો, વળી પોતાના રાજા માટે તન, મન અને ધનનો ભોગ આપી તેનું શ્રેયઃ ઇચ્છવાવાળો હોવાથી

અને પોતા ઉપર ખોટો આરોપ મુકાવાથી તે પ્રત્યુત્તર આપી શકયો નહિ. સેનાધિપતિ મૌન રહેવાથી રાજાએ તેનો ઉલટો અર્થ કર્યો. તેના મનમાં નક્કી થયું કે "યોગિનીજી મને કહેતાં હતાં તે વાત સાચી જ છે. મહાપુરૂષો કદી અસત્ય ઉચ્ચારે જ નહિ. હવે આથી પ્રત્યક્ષ પુરાવો બીજો કયો હોય? બસ! હવે શહેરમાં જઇ તેને પદભ્રષ્ટ જ કરવો કેમકે ગુન્હેગાર ગુન્હો કબુલ ન કરે અને મૌન રહે તો જાણવું કે તેણે ગુન્હો કર્યો જ છે, એવું નીતિનું વાક્ય છે. એ પ્રમાણે સેનાધિપતિએ પણ મૌન રહી મારા કહેવાને સમ્મતિ આપી છે." આમ વિચાર કરતો રાજા આગળ ચાલ્યો. સેનાધિપતિને અત્યંત દુઃખ લાગવાથી તે પાછળ પાછળ ચાલવા લાગ્યો અને વિચારવા લાગ્યો કે, "રાજા કોઇનો મિત્ર થયો દેખ્યો કે સાંભળ્યો નથી, એ કહેવું યથાર્થ છે. હું માનતો હતો કે જેના માટે અત્યંત પ્રયાસ કરી ગાદી અપાવી તે મારાથી કોઇ દિવસ વિરૂદ્ધ થશે જ નહિ, પણ મહાન પુરૂષનું વાકય ખરેખરૂં છે. રાજા કોઇનો નથી જ...રાજાનો વિશ્વાસ કરવો નહિ. તેના માટે પ્રાણનો ભોગ આપીએ તોપણ તેને વ્હેમાતાં વાર ન લાગે. અનેક કષ્ટો ભોગવીને આખી જિંદગી સેવા કરી હોય અને સમ્પૂર્ણ વફાદારી બતાવી હોય, છતાં નજીવા ગુન્હા માટે ભયંકર શિક્ષા તે ફરમાવે!' એટલા માટે જ નીતિશાસ્ત્રીઓએ રાજા કોઇનો મિત્ર નથી, તેમ કહ્યું છે, તે વ્યાજબી કહ્યું છે. તેનો મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો છે. અત્યારે રાજાની વિપરીત બુદ્ધિ થઇ છે. આ બુદ્ધિ તેનો વિનાશ જ કરશે શત્રુપક્ષનો માણસ રાજાની પડખે જોઇને જ મને શંકા થઇ હતી. આ બધું કુભાડ શત્રુપક્ષ તરફથી જ છે" આવી રીતે વિચારસાગરમાં ડુબકાં ખાતો સેનાધિપતિ દુઃખી હૃદયે પાછળ પાછળ ચાલવા મંડ્યો. રાજા અને બીજા સ્વારો ઘણા આગળ ચાલ્યા ગયા, પણ તેને તેનું ભાન રહ્યું નહિ. જેમ

જેમ સેનાધિપતિ પાછળ રહેતો ગયો તેમ તેમ રાજાનો જુસ્સો દૃઢ થતો ગયો.

શિકારનો શોખીન મુળુવાળો શિકાર શોધવા લાગ્યો. પોતાના માણસોને તેણે આસપાસ તપાસ કરવા મોકલી દીધા. જેઠસુરને પણ બીજી દિશા તરફ શિકારની શોધમાં મોકલ્યો અને પોતે એક વૃક્ષ નીચે ઘોડાને ઊભો રાખી ચપળ દૃષ્ટિથી બધી દિશાઓ નિહાળવા લાગ્યો. તેમાં એક વરાહ ઉપર દૃષ્ટિ પડતાં તેની પાછળ તેણે ઘોડાને દોડાવ્યો. વરાહ પણ વેગથી દોડવા લાગ્યો. રાજાનો ઘોડો તેની પૂઠ પકડી ત્વરાથી પાછળ પડ્યો. આમ દોડતાં દોડતાં તે ઘણે દૂર નીકળી ગયો.

અત્યંત ઘીચ ઝાડીમાં વરાહ અદૃશ્ય થઇ ગયો. ઘોડો આગળ ચાલી શકે તેમ હતું નહિ, તેમ ઘણે દૂર લગી દોડવાથી ઘોડાને અત્યંત થાક લાગ્યો હતો. તેને શ્વાસ ચડી આવ્યો હતો અને પ્રસ્વેદથી તરબોળ થઇ ગયો હતો. રાજાને પણ તૃષા લાગી હતી, તેથી નજીકમાં એક તલાવ હતું ત્યાં જઇ તેણે ઘોડાને પાણી પાયું અને પોતે જળપાન કરીને તૃષા નિવારણ કરી. એક વૃક્ષની શીતળ છાયા નીચે આરામ લેવાના હેતુથી તે બેઠો.

એક તરૂણ ઘોડેસ્વાર મુળુવાળો બેઠો હતો તેની સમીપ આવ્યો. તેના દેખાવ ઉપરથી તે કોઇ રાજપૂત હોય તેમ જણાતું હતું. પાસે આવી ઘોડાપરથી નીચે ઉતરી તેણે મુળુવાળાને પૂછ્યું કે–" આપ જ સેનાધિપતિ છોને ?"

આવું સાંભળી મુળુવાળો વિચારવા લાગ્યો કે હા કહેવી કે ના? આમાં કાંઇક ગુપ્ત હેતુ હશે તો? આવી રીતે પોતાના વિચારને છુપાવી ફક્ત માથું હલાવીને તેણે હા પાડી.

" આ કાગળ આપને જ આપવાનો છે. આપે અહીં મળવાનું કહેવરાવ્યું હતું અને સમય આપ્યો હતો તે કરતાં જરા મોડું થઇ ગયું

તે માટે ક્ષમા કરશો. આપને મારી વાટ જોઇ વધુ ખોટી થવું પડ્યું હશે, કારણકે ચાંપાવાળાએ જે સમય કહ્યો હતો તે કરતાં હું મોડો છું." આગંતુક યુવકે વગર પૂછ્યે ખુલાસો કર્યો.

"કાંઇ હરકત નહિ. વધુ મોડું થયું નથી." પોતે જાણતો હોય તેવો ડોળ કરી મુળુવાળાએ કહ્યું.

"ચાંપાવાળાએ કહ્યું છે કે પ્રધાનજી આપણા પક્ષમાં મળ્યા તે સારૂં જ થયું છે; હવે જેમ બનેલું થાય તેમ કરવા આગ્રહ કર્યો છે. બધી વ્યવસ્થા કરીને વેળાસર ખબર આપજો, એવું કહેવરાવ્યું છે." યુવકે કાગળ સાથે સંદેશો પણ કહી સંભળાવ્યો.

"બહુ સારૂં, કાંઇ ફીકર નહિ." મુળુવાળાએ ટુંકો જવાબ આપી પતાવ્યું.

"હું રજા લઉંછું, ચાંપાવાળાને કાંઇ કહેવરાવવું છે?" યુવકે જવાની રજા માંગી.

"ના. બીજું કાંઇ કહેવું નથી. ચાંપાભાઇને રામ રામ કહેજો." મુળુવાળાએ ઉત્તર આપ્યો.

જે રસ્તેથી આવ્યો હતો તે રસ્તે યુવક ચાલ્યો ગયો. મુળુવાળો તેની સામે એકી દૃષ્ટે જોઇ રહ્યો. હવે તેને ખાત્રી થઇ કે "સેનાધિપતિ અને પ્રધાન બન્ને દુશ્મનોને મળી ગયા છે. ઉપરથી વફાદારી બતાવી અંદરખાને મારો સર્વ નાશ કરવાની તેઓની વેતરણ છે, પણ પરમાત્માની મારે રહાય છે. દેવી યોગિનીજીની કૃપા છે, ત્યાંસુધી મને કાંઈ થવાનું નથી. યોગિનીજીએ અગાઉથી જ આ બાબતની મને ચેતવણી આપી છે. તેમણે કહ્યું હતું કે, હજી પ્રત્યક્ષ પુરાવો મળશે; તે આજે સત્ય જ ઠર્યું. માટે સેનાધિપતિ અને પ્રધાનને જલદી દૂર કરવા જોઈએ, નહિતો બધી બાજી હાથથી જશે; પણ જોઉં તો ખરો, કાગ-

જામાં શું લખ્યું છે?" આમ વિચાર કરી કાગળને ઉખેળી નીચે પ્રમાણે તે વાંચવા લાગ્યો.

"પ્રિય ભાઈ માનસુર!

"પ્રધાનજી આપણા પક્ષમાં આવ્યા તેવા સમાચાર સાંભળી હર્ષ થાય છે; તમે રાજકુમાર ઉપર વિષપ્રયોગ કરી મારી, પણ કોઈ યોગિનીના પ્રતાપથી તે બચી ગયો; તેથી દીલગીરી થાય છે. મુળુવાળાને પુત્રમરણનું દુ:ખ થયું હોત તો તેનું અરધું બળ હરાઈ જાત અને પછી મુળુવાળાપર વિષપ્રયોગ કરી આપ અમારૂં કામ ફત્તેહ કરત, પણ ભાવિની ગતિ વિચિત્ર છે. ખેર! ગઈ વાતનો અફસોસ શું કરવો? હવે તો લશ્કરને તૈયાર રાખો. પ્રધાનજીની સલાહ પડે તે દિવસે મુળુવાળાને પકડી લઈએ. એ ઉપાય મને તો ઉત્તમ જણાય છે. પછી તો આપ જે યોજના કરો તે મારે કબુલ છે. જેઠસુર ધાધલ ઉપર મુળુવાળાને વ્હેમ છે, તે આપણા લાભની જ વાત છે, કેમકે તે જો મુળુવાળાને મળતો હોત તો આપણને વિઘ્નકર્તા થઈ પડત; પણ દૈવ કરે છે તે સારૂં જ કરે છે. હાલ એ જ. નવા સમાચાર લખતા રહેશો."

"અરે માનસુર! માનસુર! દુષ્ટ માનસુર! તને બાળપણથી જ મારો મિત્ર ગણ્યો, સેનાધિપતિના પદ ઉપર નિયુક્ત કરી તારૂં શ્રેયઃ કર્યું, પણ તેં તારી દુષ્ટતા છોડી નહિ! અરે નિમકહરામ! નરપિશાચ! નરાધમ! તું જાણતો નથી કે મારા ઉપર યોગિનીજીની કૃપા છે? મારા કુંવરપર વિષપ્રયોગ કરી તેના પ્રાણ હરનાર તું જ છે, તેની મને અત્યારે ખબર પડે છે. જ્યાંસુધી પરમકૃપાળુ પરમાત્માની મહેર છે, ત્યાંસુધી તારા જેવા નરાધમોથી મારૂં જરા પણ અહિત થવાનું નથી. યોગિનીજી! તમને મારા પ્રણામ છે. તમે જ મારા પર દયા કરીને વેળાસર ચેતવણી આપી છે, માટે આપનો હું ઋણી છું." આમ વિચારી ઘોડેસ્વાર થઈ, માણસોની શોધ કર્યા સિવાય મુળુવાળો શહેરમાં આવ્યો.

સેનાધિપતિ આજે અત્યંત ઉદાસ હતો; જાણે માથે આભ તૂટી પડ્યો હોય તેમ તે શોકમાં ગરકાવ થયો હતો. તેનાં નેત્ર સમક્ષ રાજ્યની ઉથલપાથલ દેખાવા લાગી. મુળુવાળાનો ઘાત કરી ચાંપોવાળો ગાદી ઉપર આવશે તેમ તેણે ચોક્કસ માન્યું. "દુશ્મનોએ આટલો બધો પ્રપંચ ક્યારે કર્યો? દુશ્મનના જાસુસો મુળુવાળાને ફેરવી નાંખે અને તે મારા જાણવામાં ન આવે, તે પણ સંભવિત નથી. મુળુવાળો એકલો રહ્યો નથી, તેમ કોઇ અજાણ્યો માણસ તેની પાસે આવ્યો નથી; તો આટલે બધે દરજ્જે વાત પહોંચી શાથી? ખરેખર, આ તો ભાવીએ જ ભુલાવ્યો હોય તેમ જણાય છે, નહિતો આમ બને જ નહિ. જેઠસુર વિરૂદ્ધ મેં ઘણી વાતો ઠસાવી હતી, તે શત્રુ પક્ષનો છે તેમ મેં સાબીત કરી બતાવ્યું હતું. વળી જેઠસુરે પોતે પણ રાજા આગળ કબુલાત કરી હતી કે, 'મારૂં બધું હિત ચાંપાવાળામા છે, તેમ હું માનું છું.' આટલું છતાં જેઠસુરને પોતાનો માની પોતાની જોડે ઘોડો રાખવાનું તેણે માન આપ્યું! આ માન પ્રધાન કે સેનાધિપતિ સિવાય અન્યને આપવામાં આવતું નથી. રખેને તે જેઠસુરને સેનાધિપતિ બનાવે! જો એમ જ થાય તો નક્કી જાણવું કે, સર્વનાશ થવા માંડયું છે, કેમકે અત્યારે દુશ્મન પોતાના માણસો એકત્ર કરીને ગાદી લેવાની વેતરણ કરે છે; તેવામાં જેઠસુરની નીચે બધું લશ્કર હોય તો વિનાપ્રયાસે ચાંપોવાળો ગાદી ઉપર આવે અને મુળુવાળાને તેના કૃત્યનો બદલો મળે."

આવી રીતે શોક કરતો સેનાપતિ જંગલમાં રખડવા લાગ્યો, પણ પોતે વિચારમાં ને વિચારમાં માર્ગથી આડે ઉતરી ગયો હોવાથી રાજા અને માણસો કઇ દિશા તરફ ગયા તેનું તેને ભાન રહ્યું નહિ. જંગલમાં ભટકતાં ભટકતાં સૂર્યાસ્તનો સમય થવા આવ્યો એટલે રાજાની શોધ પડી મુકી શહેર તરફ તે રવાના થયો અને ઘણી મોડી રાત્રે પોતાને

ઘેર આવી રાત્રિભોજન કર્યા સિવાય શય્યામાં પડયો; પણ વિચારવમળમાં ચઢેલા સેનાધિપતિને નિદ્રા આવી નહિ.

બીજા માણસો પણ રાજાની શોધ કરી થાક્યા. જ્યારે રાજાની ક્યાંય ભાળ લાગી નહિ, ત્યારે સાંજને વખતે નિરાશ થઇ સૌ ઘેર આવ્યા. આ વખતે જેઠસુર સાથે હતો. તેણે પણ માણસોની સાથે ઘેર આવવાનું ઉચિત માન્યું, કારણકે તેને એવો વિચાર આવ્યો હતો કે, દૈવયોગે વરાહથી કે ચાંપાવાળાનો ભેટો થવાથી રાજાનું અમંગળ થયું તો બધો આરોપ મારા ઉપર આવશે. સેનાપતિને મારા ઉપર પૂર્ણ દ્વેષ છે તેથી મારો ઘાત કરવા તે ચૂકશે નહિ. જ્યાંસુધી તે સેનાપતિ છે ત્યાં સુધી ગાદી નજીક જવાને ચાંપાવાળો સમર્થ નથી. કોઇ એબી અવાજે પોતાને માથે લીધું છે કે, આઠ દિવસમાં સેનાપતિને તેના પદ ઉપરથી દૂર કરાવીશ; પણ હજી કાંઈ થયું નહિ. આવતી કાલે આઠ દિવસ તો પૂરા થઇ જશે, છતાં તેની તરફથી કશી હીલચાલ થઇ નથી.

આવી રીતે વિચાર કરતો જેઠસુર પણ પોતાને ઘેર આવ્યો. આવતી કાલે પોતાના મિત્રોને મળી કોઇ નવી યોજના કરવી અને ધારેલું કાર્ય જલદી પાર ઉતારવું, એવો વિચાર કરી રાત્રિભોજન કરી તે નિદ્રાધીન થયો.

---

## પ્રકરણ ૩૩ મું.

### ચાંપાવાળાનો ભાગ્યોદય.

બીજે દિવસે મુળુવાળો પ્રાતર્વિધિ આટોપી કચેરીમાં આવ્યો. પ્રધાન, સેનાપતિ વગેરે કચેરીના સભ્યો હાજર થયા. મુળુવાળો રાજ-

સિંહાસન ઉપર બિરાજ્યો. કચેરીના નિયમ મુજબ પ્રથમ પ્રધાનની સલામ થવી જોઇએ, તેથી પ્રધાન પોતાના આસન ઉપરથી ઊભો થઇ સલામ કરવા સિંહાસન સામે ગયો કે તુરત તેને સલામ કરતો અટકાવી મુળુવાળો બોલ્યો કેઃ—"પ્રધાનજી! હું તમને અને સેનાધિપતિને આજસુધી મારા વફાદાર સેવકો સમજતો હતો, પણ હવે તમારૂં બધું કાવત્રું પકડાઇ ગયું છે. તમે સેનાધિપતિના ભયથી કે લોભથી તેને મળતા થયા છો, અને સેનાધિપતિ પણ લોભવશ થઇ શત્રુપક્ષમાં મળી ગયો છે, એટલું જ નહિ પણ મારા કુમારને ઝેર દઈ તેનો ઘાત કરનાર પણ તે જ છે. તેનો સબળ પુરાવો મારી પાસે મોજુદ છે. યોગિનીજીની કૃપા મારા પર ન થઇ હોત તો મારો કુમાર સજીવન થાત નહિ. પ્રથમ કુમારને મારી પછી મને મારવાની વેતરણમાં તે હતો, પણ દુષ્ટ સેનાપતિનું મારા ભાગ્ય આગળ કાંઇ ચાલ્યું નહિ. તેણે જે દુષ્ટતા વાપરી છે તે અક્ષમ્ય છે અને તેને ન્યાયની રીતિએ તો વધની જ શિક્ષા થવી જોઇએ. તમે તેના કરતાં ઓછા ગુન્હેગાર છો, એટલે તમને આજથી તમારા પદ ઉપરથી દૂર કરવામાં આવે છે અને એવું ફરમાવવામાં આવે છે કે આજે જ તમારે આ શહેરનો ત્યાગ કરી રાજ્યની હદ છોડી ગમે ત્યાં ચાલ્યા જવું, અગર મારો શત્રુ અને તમે જેને મદદ કરવાના છો તે ચાંપાવાળા પાસે જવું." મુળુવાળાએ કાંઇ પણ ખુલાસો પૂછ્યા સિવાય એ પ્રમાણે બન્નેને હદપારની સજા ફરમાવવાનું સાહસ કર્યું.

"નામદાર! હું તદ્દન નિર્દોષ છું. આપ શું કહો છો તે પણ હું સમજી શકતો નથી. આપ મારે માથે શત્રુપક્ષમાં જવાનો અઘટિત આરોપ મૂકો છો. સેનાપતિ પણ તદ્દન નિર્દોષ છે, તે હું સારી પેઠે જાણું છું. આપને કોઇ શત્રુપક્ષનાએ પ્રપંચ રચીને ફસાવ્યા છે.

આજ દિવસસુધી આપની નિમકહલાલીથી સેવા બજાવી, તે અત્યારે એવશ અને નિમકહરામ થઇએ જ નહિ, માટે નામવર! આ તદ્દન ખોટી વાત છે.” પ્રધાનજીએ પોતાની નિર્દોષિતા જાહેર કરી.

“હું તમારો ખુલાસો માંગતો નથી. મેં જે શિક્ષા ફરમાવી છે, તેનો અમલ થવો જ જોઇએ. તમે એટલા બધા દોષિત નથી તેથી જ તમને જીવતા છોડવામાં આવે છે, માટે અત્યારે જ અહીંથી ચાલ્યા જાઓ. જો વધુ વખત મારી દ્રષ્ટિ સમક્ષ રહેશો તો મારે તમને સખત થઈ કડક શિક્ષા કરવી પડશે. માટે છેલ્લી આજ્ઞા તમને એ જ છે કે, તમારે અત્યારે ને અત્યારે શહેર છોડી ચાલ્યા જવું.” મુળુવાળાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી છેલ્લો હુકમ ફરમાવ્યો.

પોતાના રાજાનો છેલ્લો હુકમ સાંભળી પ્રધાન ત્યાંથી ચાલ્યો ગયો આજના આ બનાવથી કચેરીમંડળ આશ્ચર્યમાં ગરક થયું. બધાનાં હૃદયો ભયથી કંપવા લાગ્યાં. “આ શું થયું? રાજાને આવો વ્હેમ કોણે પેસાડેલો? શું પ્રધાનજી અને સેનાપતિ દોષિત છે? ના ના, તેમ તો બને જ નહિ. ત્યારે આ શું થયું? રાજાની બુદ્ધિ ભ્રમિત થઇ કે શું?” આમ બધાના મનમાં વિચારો ઘોળાવા લાગ્યા.

મુળુવાળો સેનાપતિને સમ્બોધીને બોલ્યો કેઃ—“તમે આટલા બધા દુષ્ટ અને ઘાતકી હશો તેનો સ્વપ્ને પણ મને ખ્યાલ નહોતો. તમારી દુષ્ટતાની હદ થઈ છે. જેની કૃપાથી તમે સેનાપતિને પદે ચઢ્યા તેનો આવો જ બદલો? જેનું અન્ન ખાધું, જેના અન્નથી તમારૂં શરીર પોષાયું, તેનો જ સર્વનાશ કરી સ્વાર્થાન્ધ બન્યા? તમારા જેવા કુલાંગારોથી પવિત્ર પૃથિવી અપવિત્ર થાય છે. તમારા જેવાની હસ્તિ ભારતભૂમિને ભારરૂપ છે, માટે હાલ તો તમને કારાગૃહમાં પૂરવામાં આવે છે, પણ દુશ્મનોનો નાશ કર્યા પછી તમને દેહાંત દંડ કરવામાં

આવશે." સુળુવાળાએ ક્રોધથી તમ થઇ કહ્યું. સેનાપતિ અવનત મુખે શોકસાગરમાં ડુબ્યો હતો. તેનામાં બોલવાની શક્તિ બીલકુલ રહી નહોતી. તેના પગ ઊભા રહેવાને પણ અશક્ત થવા માંડ્યા હતા. સર્વત્ર અંધકાર જણાતો હતો. શું કહેવું તે પણ તેને સુજતું નહોતું. પોતાની ખોવાઈ ગએલી શક્તિને મહાપ્રયાસે એકત્ર કરી તે બોલવાનો પ્રયાસ કરતો હતો, ત્યાં વચમાં જ તેને અટકાવી સુળુવાળાએ કહ્યું કેઃ— "દુષ્ટ! તારો એક પણ શબ્દ સાંભળી મારા કાનને હું અપવિત્ર કરીશ નહિ." પોતાના અંગરક્ષકો તરફ દ્રષ્ટિ કરી તેણે કહ્યું કેઃ—"આ નિમકહરામ કુતરાને કારાગૃહમાં લઇ જાઓ અને તે ન્હાસી ન જાય તે માટે તેના ઉપર સખ્ત પહેરાનો બંદોબસ્ત કરો."

રાજાની આજ્ઞા મળતાં જ અંગરક્ષકો સેનાપતિને બંધન કરી કેદખાનામાં લઈ ગયા અને તેના ઉપર બેવડો પહેરો મૂકયો.

સુળુવાળાએ કચેરીના માણસોને સંબોધીને કહ્યું કેઃ—"જુઓ, આ કાગળ દુશ્મન તરફનો સેનાધિપતિ ઉપરનો છે. કાલે સેનાપતિએ પશ્ચિમના તલાવે મળવાનો સંકેત કર્યો હશે; તે સ્થળે હું જઇ ચઢ્યો. ત્યાં દુશ્મનના માણસે મને સેનાપતિ ધારીને પત્ર આપ્યો. સેનાપતિ દુશ્મનને મળી ગયો છે તે પ્રથમથી જ મારા જાણવામાં આવ્યું હતું અને યોગિનીજીએ મને તે વાત કહી હતી; પણ ભવિષ્ય જાણનાર યોગિનીજીએ પ્રત્યક્ષ પુરાવો મળે તે પછી જ શિક્ષા કરવાનું ફરમાવ્યુ હતું; તેનું કારણ હવે સ્પષ્ટ સ્હમજાય છે, કેમકે સેનાપતિએ કુમારને વિષ આપ્યું હતું, તે વાત પોતાના મુખે નહિ કરતાં, આ પત્ર મને મળશે જ અને તેમાં તે વાત ખુલ્લી પડશે, એવા ત્રિકાળજ્ઞાનથી જ પોતે ન કહેતાં પ્રત્યક્ષ પુરાવો મળે ત્યાંસુધી ધૈર્ય રાખવા મને તેમણે ફરમાવ્યું હતું. દુષ્ટોને તેમનાં કૃત્યોનો બદલો મળી ચૂકયો છે.

હવે તેમને પોતાનાં પાપનો પશ્ચાત્તાપ થશે અને પોતાની દુષ્ટતા સ્હમજાશે. પ્રધાનને પણ સેનાપતિએ જ ફેરવી નાંખેલ છે. આ દુષ્ટો જેમ આ રાજ્યમાંથી જલદી નાશ પામે તેમ કરવાની જરૂર છે. જેને હું વફાદાર માનતો તે બેવફા નિવડયા અને જેનો દોષ માનતો તે જ મારો હિતેચ્છુ નિકળ્યો. જેઠસુર ધાધલ ઉપર હું આટલા દિવસ શંકાની દ્રષ્ટિથી જોતો. શંકા ઉત્પન્ન કરાવનાર પણ સેનાપતિ હતો, પણ હવે જણાયું કે તે ખરો વફાદાર છે, માટે આવતી કાલે જ તેને પ્રધાનપદ ઉપર નિયુક્ત કરી પોશાક આપીશ." આવી રીતે લંબાણ ભાષણ કરી કચેરી બરખાસ્ત કરી મુળુવાળો અંતઃપુરમાં ગયો.

ગામના મનુષ્યોથી જેઠસુરને જણાયું કે પોતાને પ્રધાનપદ મળવાનું છે. આ વાત સાંભળતાં જ યુવકનાં વચનો તેને યાદ આવ્યાં. તેણે ભવિષ્ય કહ્યું તે ખરૂં પડયું તેથી તે યુવક કોઈ દેવ હશે તેમ તે માનવા લાગ્યો. આવી રીતે આનંદમાં અને અધિકારીઓની મુલાકાતમાં આખો દિવસ તેણે નિર્ગમન કર્યો. છેક સાંજે સુબેદાર કે જેના તાબામાં અત્યારે બધું લશ્કર હતું, તે જેઠસુરને મળવા આવ્યો અને તેણે પોતાનો હર્ષ જાહેર કર્યો, તે જોઇ જેઠસુરે કહ્યું કેઃ—"ગમે તેમ હોય પણ મારા હુકમ સિવાય લશ્કરને તૈયાર કરવું કે લડવા પ્રેરવું નહિ. હું મારો અધિકાર સંભાળી સેનાપતિને નિયુક્ત કરૂં ત્યારપછી જ બધું કરવાનું છે. હાલમાં દુશ્મનનો ભય નથી, માટે લશ્કરીઓને નકામી તસ્દી દેવી નહિ." આવી રીતે સૂચના આપી તેણે તેને વિદાય કર્યો.

સુબેદાર ગયો કે તુરત આપણો અપરિચીત યુવક આવ્યો. તેને જોઇ જેઠસુર ઊભો થયો. હર્ષાવેશમાં આવીને તે હસ્તાલિંગન દેવા જાય છે કે તુરત યુવકે "આપણે તો છુટા રામ રામ કરવાનો રિવાજ રાખ્યો છે, માટે છુટા જ રામ રામ કરીશું" એમ કહ્યું. આવું સાંભળી

જેઠસુરે દુરથી જ રામ રામ કર્યા. તેણે આદરથી યુવકને પોતા પાસે બેસાડ્યો, એટલે યુવક બોલ્યો કે, " હવે તમે પ્રધાનજી થવાના. "

જેઠસુરઃ—" હા, એ બધો તમારો જ પ્રયત્ન જણાય છે. આપ કોઇક દેવ જેવા છો કારણકે આપે અગાઉ મને હું પ્રધાન થઇશ તેમ કહ્યું હતું, તે સત્ય જ ઠર્યું ! "

" સારૂં જ થયું. હવે ચાંપાવાળાનું કાર્ય ભૂલી જશો નહિ. ચાંપોવાળો તમારૂં પ્રધાનપદ કાયમ રાખશે જ; માટે આવતી કાલે જ ગાદી મળે તેમ કરશો." યુવકે જેઠસુરને કર્ત્તવ્યનું ભાન કરાવી લોભ બતાવ્યો.

" ચાંપાવાળાને ગાદી અપાવવી એ જ મારૂં પ્રથમ કર્ત્તવ્ય છે. ભલે તે મને પ્રધાનપદ ઉપર કાયમ રાખે કે રજા આપે તેની મને દરકાર નથી." જેઠસુરે પણ કર્ત્તવ્યનિષ્ઠતા જણાવી પ્રધાનપદની નિઃસ્પૃહા બતાવી કહ્યું.

આટલી વાત કરી યુવક જવા તૈયાર થયો. જેઠસુરે તેને રહેવાને આગ્રહ કર્યો, પણ તે પ્રત્યે દુર્લક્ષ કરી તે ચાલતો થયો. જેઠસુર આ યુવકને માટે તર્કવિતર્ક કરતો બેસી રહ્યો.

સંધ્યાનો સમય થઇ ગયો. અંધકાર વ્યાપવા માંડ્યો, એટલે જેઠસુર ઘોડેસ્વાર થઇ પોતાના સંકેતસ્થાને ગયો. ત્યાં હમીરજી અને ચાંપોવાળો તેની રાહ જોઇને જ બેઠા હતા. જેઠસુરને આવેલો જોઈ તેઓ આનંદમગ્ન થયા.

" બંધુઓ ! આપણું કાર્ય ફત્તેહમંદ થયું છે." જેઠસુરે નીચે બેસતાં જ શુભ સમાચાર આપ્યા.

" આપ જેવા સ્હાયકો હોય ત્યાં પછી કાર્યમાં સફળતા મળે, તેમાં શંકા જ શી ? " હમીરજીએ વિવેક કર્યો.

"આવતી કાલનો દિવસ આપણા ઉદયનો જ છે, માટે તમારે માણસો સાથે શહેરમાં દાખલ થઇ કચેરીમાં જ આવવું. રાત્રે હું બધા કારભારીઓને શામ દામથી પક્ષમાં લઇશ, માટે લોહી રેડાવાનો સંભવ નથી. સિદ્ધા કચેરીમાં આવી મુળુવાળાને કેદ કરી તેની દ્રષ્ટિ સમક્ષ જ ચાંપાવાળાનો અભિષેક કરીશું." જેઠસુરે સંકેત કર્યો.

"હવે મારૂં કાર્ય પૂર્ણ થયું છે. પ્રધાન અને સેનાપતિ તેના પદ ઉપરથી દૂર થયા છે. આપણા પક્ષમાં પરમાત્મા હોવાથી સર્વ કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ થયું. હવે હું જાઉં છું." ગેબી અવાજે પોતાના કાર્યની પૂર્ણાહુતિ જણાવી કહ્યું.

"અદ્રશ્ય રહી અમારૂં મહાન્ કાર્ય કરનાર આપ કોણ છો? આપ કયા દેવ છો, તે જણાવી આભારી કરશો." ચાંપાવાળાએ ગેબી અવાજ કરનારને ઓળખવાની અભિલાષા જણાવી.

"હું કોણ છું તે જાણવાનો વિચાર સરખો પણ કરશો નહિ. મને તમે જાણી પણ શકશો નહિ. હવે હું જાઉં છું." ગેબી અવાજે રજા માંગતાં કહ્યું.

ફરીને ચાંપાવાળાએ વિનંતિ કરી પણ જવાબ મળ્યો નહિ, એટલે આશ્ચર્યમાં ગરક થતાં અને અવનવા તર્ક વિતર્કો કરતા તેઓ બેસી રહ્યા. પછી જેઠસુરની સલાહ પ્રમાણે કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

પ્રિય વાચક! તને કુતૂહલ થતું હશે કે આવાં અદ્ભુત કાર્ય કરનાર વ્યક્તિ કોણ હશે? આ પ્રશ્નનો ખુલાસો થવો જરૂરનો છે, માટે સાંભળ! પ્રથમ જેઠસુર પાસે યુવક આવ્યો હતો; ત્યારપછી તળાવને તીરે રાત્રે હમીરજી, ચાંપોવાળો અને જેઠસુર ગુપ્ત સંકેત કરવા એકત્ર થયા, તે વખતે મુળુવાળાના જાસુસો તેમની નજીક આવ્યા તેમને ચેત-

ચવા તેણે તીર ફેંક્યું, તેથી ત્રણે જણા પકડાતા બચી ગયા. ત્યારપછી પગેરૂં કાઢનારને ગુપ્ત વ્યક્તિએ માર્યો. પછી ગેબી અવાજથી સેનાપતિને દૂર કરાવવાનું કામ માથે લીધું. યોગિનીએ જે કાર્ય કર્યું તે આપણા જાણવામાં જ છે. ત્યારપછી યુવક જેઠસુર પાસે આવ્યો. વળી એક યુવકે આવી મુળુવાળાને કાગળ આપ્યો. ત્યારપછી યુવકે જેઠસુર પાસે આવીને પ્રધાનપદ મળવાની વાત સાથે કર્ત્તવ્યનું ભાન કરાવ્યું અને ગેબી અવાજથી અત્યારે રજા લઈ પોતાનું કાર્ય પૂર્ણ થયું જણાવ્યું. આ બધું કામ કરનાર જૂદી જૂદી વ્યક્તિ નહિ, પણ એક જ વ્યક્તિ હતી. તે વ્યક્તિ બીજી કોઇ નહિ પણ વેગડા ભીલની કન્યા અને હમીરજીની પત્ની પાર્વતી જ હતી. જ્યારે હમીરજીને ચાંપાવાળાનો કાગળ મળ્યો ત્યારે તે વાત હમીરજીએ પાર્વતીને અથેતિ કહી હતી. પોતાના પતિ અને તેના મિત્રને મદદ કરવા પાર્વતી વેગડાની રજા મેળવી હમીરજીની પાછળ ચાલી હતી. ચાંપાવાળાના કાગળમાં જેઠસુરની મદદ છે તેમ લખ્યું હતું, માટે જ પ્રથમ તેની પરીક્ષા કરવા યુવક વેશે તે તેની પાસે આવી હતી. જેઠસુરને હૃદયાલિંગન દઈ રામ રામ ન કરવાનું કારણ પણ હવે વાચકને સમજાયું હશે.

ચાંપોવાળો, હમીરજી અને જેઠસુર સર્વ પ્રકારનો નિશ્ચય કરી છૂટા પડયા. જેઠસુર પોતાને ઘેર આવ્યો કે તુરત જ મુળુવાળાનું તેડું આવ્યું, એટલે તે પરભાર્યો મુળુવાળા પાસે ગયો. મુળુવાળાએ તેને આદર આપી પાસે બેસાડયો અને સ્હવારે તેને પ્રધાનપદ આપવાની વાત કહી, એટલે જેઠસુરે કૃત્રિમ કૃતજ્ઞતા બતાવી. સેનાપતિ વગેરેની અને બીજી વાતો કરી મુળુવાળાની રજા લઇ જેઠસુર ઘેર આવ્યો. ભોજન વગેરેથી પરવારી મુખ્ય મુખ્ય કારભારીઓ વગેરેને મળી શામ દામ વગેરેથી તેણે તે સૌને પોતાના પક્ષમાં લીધા પછી નિશ્ચિંતે આવી શયન કર્યું.

પ્રાતઃકાળમાં જેઠસુર વ્હેલો ઉઠ્યો. પ્રાતર્વિધિ જલદીથી આટોપી, શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇ, તે કચેરીમાં જવા નિકળ્યો. રસ્તામાં એકે એકે બધા રાજ્યાધિકારીઓ તેની સાથે થયા અને કચેરી મંડળ જોતજોતાંમાં ચિક્કાર ભરાઇ ગયું. પ્રજાના અગ્રગણ્ય જનો પણ આજે હાજર થયા હતા. આજે શું થશે, તે વિષે બધાના મનમાં કુતૂહલ થયા કરતું હતું. એટલામાં મુળુવાળો આવી પહોંચ્યો એટલે કચેરીમંડળે ઉભા થઇ પ્રણામ કર્યા. પ્રધાનને આપવાનો પોશાક હાજર થયો, એટલે મુળુવાળાએ જેઠસુરને સમ્બોધીને કહ્યું કેઃ—" આજે તમને પ્રધાનપદ ઉપર નિયુક્ત કરવામાં આવે છે, તે પહેલાં તમે તલ્વારનો સ્પર્શ કરીને મારા પ્રત્યે વફાદાર રહેવાના શપથ લ્યો; પછી આ પોશાક અને પુરસ્કાર લ્યો."

આ વખતે જેઠસુરને માથે ખરેખરૂં ધર્મસંકટ આવ્યું હતું. હજીસુધી ચાંપાવાળો આવ્યો નહિ; જો પોતે વફાદાર રહેવાના શપથ લે, તો પછી બેવફા થઇ શકાય નહિ અને ચાંપાવાળાનું કાર્ય અપૂર્ણ જ રહે. આવા વિચારમાં તે હતો, ત્યાં દોઢસો ઘોડેસ્વારો સાથે હમીરજી અને ચાંપાવાળો શહેરમાં દાખલ થયા અને નિર્ભયતાથી કચેરી નજીક આવ્યા.

ચાંપાવાળો આવ્યો છે અને તેની સાથે દોઢસો સૈનિકો છે, તે કચેરીની નજીક આવ્યો છે, એવા સમાચાર મુળુવાળાને દરવાન તરફથી મળ્યા કે તુરત જ મુળુવાળો ઉશ્કેરાઇ ગયો. જેઠસુરને તે કહેવા લાગ્યો કે "પ્રથમ તમે આપણું લશ્કર તૈયાર કરી શત્રુને કેદ કરો. શરૂઆતમાં જ તમારી કસોટી થવાનો સમય આવ્યો છે." આમ હુકમ કરે છે ત્યાં હમીરજી સાથે ચાંપાવાળો કચેરીમાં દાખલ થયો. ભૂખ્યા સિંહો જેમ શિકાર ઉપર આવે તેમ હાથમાં નગ્ન તલ્વારો લઈ મુળુવાળા ઉપર તેઓ આવ્યા. ચાંપાવાળાએ આગળ ચાલી, મુળુવાળાને

સિંહાસન ઉપરથી નીચે પાડયો. બધી કચેરી સ્તબ્ધ થઇ જોયા કરે છે! કોઈના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શકતો નથી! આજે ચાંપાવાળાએ અને હમીરજીએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. તેના તેજ આગળ બધાને પોતાનાં મસ્તકો અવનત કર્યા સિવાય છુટકો જ નહોતો.

ચાંપોવાળો ક્રોધાવેશમાં આવી પોતાના માણસોને કહેવા લાગ્યો કેઃ "આ દુષ્ટને જલદી પકડી લ્યો અને બંધન કરો. રાજ્ય મેળવવાની દુષ્ટ લાલસાથી તેણે ઘણાં અપકૃત્યો કર્યા છે, તેનો બદલો તેને મળી જ રહેશે. આવા દુષ્ટોને દેહાંતદંડ હોય જ નહિ પણ બંધીખાનાનાં કષ્ટો-વડે રીબાવીને જ તેની જિંદગી પૂર્ણ કરાવવી જોઇએ."

ચાંપાવાળાની આજ્ઞા થતાં જ તેના માણસો આગળ ધસ્યા અને ચાંપાવાળાનાં ચર્ણો આગળ પૃથિવીપર પડેલા મુળુવાળાને તેમણે કેદ કર્યો. ચાંપોવાળો સિંહાસન નજીક જઈ કચેરીમંડળને સંબોધીને બોલ્યો કે— "કચેરીમંડળના ન્યાયી સભ્યો! આ સિંહાસન ઉપર મારો જ હક્ક છે, તે તમારૂં અજાણ્યું નથી. મને દગાથી મારી નાંખવાનો પ્રપંચ રચી મુળુવાળો ગાદીનો માલિક થઇ બેઠો, પણ પરમાત્માની કૃપાએ વીર હમીરજી સાથે મને મૈત્રી થઇ અને તેમના અથાગ શ્રમથી મારૂં રાજ્ય મને પુનઃ પાછું મળે છે; માટે હક્કદારને તેનો હક્ક ભોગવવામાં તમને કોઇને વાંધો હશે જ નહિ એવી મારી આશા છે."

આ સાંભળી આખા કચેરીમંડળે હર્ષધ્વનિ કર્યો અને પોતાની સમ્મતિ પ્રકટ કરી. તુરત ચાંપોવાળો પોતાના સિંહાસન ઉપર જઈ બેઠો અને બોલ્યોઃ

"ભાઇઓ! આજે જેઠસુર ધાધલને પ્રધાનપદ આપવાનો મિલા-વડો હતો, તે મિલાવડાને માન આપીને આ પોશાક અને તલ્વાર જેઠ-સુરને જ આપવામાં આવે છે અને પ્રધાનપદ ઉપર તેમની જ નિમણુક

કરવામાં આવે છે. તેમના મિત્ર એભલ બોરીચાને સેનાપતિ તરિકે નીમવામાં આવે છે."

આવી રીતે બંને પદાધિકારીઓની નિમણુક કરી તેમને ચાંપાવાળાએ યોગ્ય પુરસ્કાર આપ્યો. કચેરીમંડળના સભ્યોને પણ પુરસ્કાર સાથે વેતનમાં દ્વિગુણિત વૃદ્ધિ કરી આપી તેથી બધાને સંતોષ થયો. તુરત જ તેણે કચેરી બરખાસ્ત કરી અને મુળુવાળાને કારાગૃહમાં મોકલી આપ્યો.

ચાંપાવાળાએ હમીરજી અને તેની સાથે આવેલા રાજપૂતોની સારી પેઠે મહેમાનગીરી કરી અને સઘળા માણસોને ઉત્તમ પ્રકારની ભેટ સોગાદો આપી. થોડા દિવસ હમીરજી ચાંપાવાળા પાસે રહી રાજ્યનો ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત કરી રજા લઈ વેગડા ભીલના શહેર તરફ રવાના થયા. ચાંપોવાળો દૂરસુધી વળાવવા આવ્યો અને સોમનાથજી ઉપર મુસલ્માનો ચઢી આવે ત્યારે સોમનાથજીના રક્ષણ માટે જવા:તેણે પોતાની ઇચ્છા જણાવી અને ગઢડાથી બંનેએ સાથે જવું એવો નિશ્ચય કર્યો.

મજલ દરમજલ કરતા હમીરજી પોતે પાછળથી તેડાવી લીધેલા પોતાના રાજપૂતોને સાથે લઈ વેગડા ભીલના મુકામપર આવ્યા ચાંપાવાળાનું કાર્ય ફત્તેહમંદ થયું, તેવું સાંભળી વેગડાના હર્ષનો પાર રહ્યો નહિ અને પાર્વતીએ પણ પોતાનો સંતોષ જાહેર કર્યો; પણ પોતે જે જે મદદ કરી હતી તેનો ઉચ્ચાર સરખો પણ તેણે કર્યો નહિ.

હમીરજી ઝુરરખાનના આવવાની રાહ જોતા હાલમાં તો ગઢડામાં જ રહ્યા અને પાર્વતી પોતાના પતિની તનમનથી સેવા કરવા લાગી.

---

## પ્રકરણ ૩૪ મું.

### હમીરજીની કુચ.

કેટલોક વખત વીતતાં વેગડાના જાસુસોદ્વારા હમીરજીને ખબર મળ્યા કે, મુસલમાન લશ્કર સૌરાષ્ટ્રની સરહદ નજીક આવી પહોંચ્યું છે અને થોડા દિવસમાં સોમનાથને ઘેરો નાંખશે. આ સમાચારથી હમીરજીને ચટપટી લાગી અને બનતી ત્વરાએ સોમનાથજી પહોચવાનો વિચાર કરી, વેગડા પાસે જઇ તેને મુસલમાન સેના ચઢી આવવાના સમાચાર આપ્યા. તેમણે કહ્યું: "હવે જલદી કરો! મને બીલકુલ ચેન પડતું નથી. જલદી સોમનાથજી પહોંચી બનતી તૈયારી કરવાની છે. અહીં ઢીલ કરીશું તો મુસલમાન લશ્કર આવી પહોંચશે અને આપણો ધારેલો હેતુ બર આવશે નહિ, તેમ જ કિલ્લામાં જઈ શકીશું નહિ. જો આપણે અગાઉ પહોંચીએ તો ત્યાંની વ્યવસ્થા સારી જોઠવાય."

વેગડો:—"હા. હું એ જ વિચારમાં છું અને આપણે હવે એક બે દિવસમાં અહીંથી કુચ કરવી જોઇએ. આજે માણસો મોકલી આસપાસના ભીલો એકત્ર કરવાના કાર્યમાં જ હું પ્રવૃત્ત થાઉં છું."

હમીરજી વેગડા પાસેથી પોતાના રાજપૂતો પાસે આવી કહેવા લાગ્યા કે:—"ભાઇઓ! આપણે લડવાનો સુસમય સમીપ આવ્યો છે. આ મિથ્યા સુખોને ત્યાગી કૈલાસપતિની સંનિધિ અનંત સુખ ઘણા યુગોસુધી ભોગવવાની સારી સંધિ પ્રાપ્ત થઈ છે; આપણે હવે એકાદ બે દિવસમાં અહીંથી કુચ કરવાની છે, માટે તમામ તૈયારી કરવા માંડો કે જેથી આપણને કોઈ જાતની અગવડ રહે નહિ."

આ સમાચારથી રાજપૂતો આનંદમાં આવ્યા. સર્વનાં મુખ-

મંડળ ઉપર તેજસ્વિતા દર્શન આપવા લાગી. જાણે અત્યારે જ રણાંગણમાં જવું હોય તેમ સર્વનાં મન પ્રફુલ્લિત થયાં. પોતે બહાદુરીથી દુશ્મનનો સંહાર કરી ક્ષણિક દેહનો ત્યાગ કરી કૈલાસ નિવાસ કરશે અને નિત્ય પ્રતિ સ્વયંભૂનાં સાક્ષાત્ દર્શન કરશે એવા વિચારોથી તેમનાં હૃદયો આનંદનો અનુભવ કરવા લાગ્યાં. રણાંગણમાં રમવાની તેમની અધીરાઇથી બે દિવસ પણ બે યુગ સમાન લાગ્યા !

બે દિવસમાં બધી તૈયારી થઇ ચૂકી. સોમનાથજી તરફ કુચ કરવા બખ્તર-પાખર અને હથિઆરોથી સજ્જ થઇ ઘોડેસ્વાર થઇ સૌરાષ્ટ્રીય વીરો એકત્ર થવા લાગ્યા. ત્રણસેં ભીલો પણ એકત્ર થયા અને તેમણે ગામ બહાર મુકામ કર્યો.

હમીરજી તયાર થઈ પાર્વતી પાસે આવ્યા. ઉભય વચ્ચે પ્રગાઢ પ્રેમ હતો. ઉભય એક બીજાથી જુદાં પડવા ચાહતાં નહોતાં, પણ ધર્મના કાર્યમાં પાર્વતીથી કાંઈ વાંધો લઇ શકાય તેમ હતું નહિ. હમીરજીને દેખતાં જ પાર્વતીએ ઊભા થઇ પ્રણામ કર્યા અને કુમ્‌કુમ્ અક્ષત વગેરેથી સ્વામીપૂજા કરી કરદ્વય જોડી તે સવિનય કહેવા લાગી કેઃ—"પ્રાણનાથ ! આજે આપ સોમનાથજી તરફ સીધાવવાના છો. આપ શૂરવીર રાજપૂત છો એટલે હું કાંઇ પણ કહેવાને યોગ્ય નથી; પણ આપની અર્ધાંગના હોવાથી યત્કિંચિત્ પ્રાર્થના કરવાની આજ્ઞા આપશો."

હમીરજીઃ—"પ્રિયે ! તારે કહેવું હોય તે કહેવાની તને છૂટ છે અને જે કહેવાનું હોય તે વિનાસંકોચે કહે."

પાર્વતીઃ—"સ્વામિન્! આપ યુદ્ધ માટે પ્રયાણ કરો છો, તેને માટે હું આનાકાની કરતી નથી; ફક્ત એટલું જ કહેવા માંગું છું કે યુદ્ધ વખતે કોઇ પણ પ્રકારની વાંચ્છના રાખ્યા વિના લડજો. મારા પર આપનો અત્યંત પ્રેમ છે તે હું સારી પેઠે જાણું છું. પ્રેમ એવી વસ્તુ છે કે મ-

નુષ્યને કર્ત્તવ્યવિમુખ પણ બનાવી દે છે; માટે અત્યારથી જ મ્હને વિસારી દેજો. મારૂં સ્મરણ પણ કરશો નહિ. અત્યારસુધી આપના હૃદયમાં હું જ હતી અને મારામાં જ તમે નિમગ્ન રહેતા, તેમ જ હવેથી યુદ્ધયુવતીને સાથે રાખશો, કેમકે એ યુવતી કીર્ત્તિ અને સ્વર્ગ બંનેને પ્રાપ્ત કરાવનાર છે, ત્યારે અમો-સ્ત્રીઓ નર્ક અને અપકીર્તિને આપનાર છીએ. માટે યુદ્ધ વખતે સ્ત્રીનું ચિંતવન, આસક્તિ અને મળવાની આતુરતા એ બધું નર્ક અને અપકીર્ત્તિ સિવાય બીજા ફળને પ્રાપ્ત કરાવી શકતું નથી. માટે યુદ્ધમાં વિજય અગર પ્રાણત્યાગ કરવો એ જ લક્ષબિન્દુ રાખજો. યોદ્ધાએ યુદ્ધ વખતે પોતાના શત્રુઓનું જ ચિંતવન કરવું જોઇએ અને સગાં સહોદર કે સુંદરી ઇત્યાદિને તદ્દન વિસારી દેવાં જોઇએ. તેણે "कार्यं साधयामि वा देहं पातयामि" એ સૂત્રનો અહર્નિશ પાઠ કરવો જોઇએ. શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્માએ ગીતામાં કહેલા શબ્દો 'યુદ્ધમાં અપલાયનમ્' યાદ રાખવા. યુદ્ધમાં રાજપૂતે સદા સર્વદા સન્મુખ જ રહેવું જોઇએ. શત્રુને પીઠ ન બતાવતાં પોતાનું પરાક્રમ બતાવી છેવટે ભલે પ્રાણત્યાગ કરવો પડે, પણ જે રાજપૂત શત્રુને પીઠ બતાવી પલાયન કરે છે તે આખા કુળને કલંકિત કરે છે. તેના પૂર્વજો અંતરીક્ષથી તેને શ્રાપ આપે છે. વળી યુદ્ધમાં કોઇ દિવસ અધર્મ કરવો નહિ, એ રાજપૂતોનો ધર્મ છે. માટે પ્રાણેશ! આટલી આપની દાસીની પ્રાર્થના યાદ રાખજો."

હમીરજી:—"પ્રિયે! રાજપૂત ધર્મયુદ્ધને છોડી ઐહિક સુખોમાં મન પરોવશે ખરો કે? બીલકુલ નહિ. જે રાજપૂત યુદ્ધસમયે પત્નીમાં પ્રેમાંધ બની યુદ્ધમાં બેદરકાર રહે છે, તે રાજપૂત ગણાય ખરો કે? તે તો કુળમાં કલંકરૂપ, ભારતપર ભારરૂપ અને ધર્મભ્રષ્ટ થએલો જ ગણાય. રાજપૂતોને ખરૂં સુખ યુદ્ધમાં જ છે. જે રાજપૂત યુદ્ધને વિષે ભયને

પામે છે તેને રાજપૂત કહેવો જોઇએ નહિ, પણ કાયર, ભીરૂ અને બ્યં-ડળ કહેવો જોઇએ. તેણે તમામ આયુધો વૃથા અંગીકાર કરેલાં ગણાય. તે પુરૂષવેશમાં સ્ત્રી જ છે, તેમ માનવું. યુદ્ધને વખતે સ્ત્રીમાં પ્રેમલુબ્ધ થઇ જે પોતાના કર્ત્તવ્યને ભૂલી જઇ યુદ્ધમાં જતો નથી, તેને સ્ત્રૈણ વિના બીજી ઉપમા આપી શકાય જ નહિ. રાજપૂતોનો એ જ ખરો ધર્મ છે કે પોતાના રાજા પ્રત્યે રાજભક્તિ તથા તેના માટે પ્રાણત્યાગ કરવા અને તે જ તેના મોક્ષનું ખરૂં સાધન છે. તે જ તેનું તીર્થ, યજ્ઞ અને સત્કર્મ છે. માટે તું નિશ્ચિંત રહેજે અને મારો પ્રાણત્યાગ થાય તો બીલકુલ શોક કરીશ નહિ, કેમકે જે વસ્તુનો નાશ થયો, જે માણસ મરી ગયું, જે વાત થઇ ગઈ તેનો શોક પણ્ડિત જનો કરતા નથી. પ-ણ્ડિતમાં અને મૂર્ખમાં એટલો જ ફેર છે. તમામ વસ્તુઓ કોઇ સમયે નાશ પામવાની, માટે તેનું દુઃખ કરવું નહિ ને જે મનુષ્ય દુઃખ કરે છે, તેને તે વિના બીજો કોઇ લાભ થતો નથી—માત્ર દુઃખનો જ લાભ થાય છે. મૂઆની પછવાડે તેનાં સગાં વહાલાં રડીકુટીને આંસુ અને લીંટ પાડે છે, તે મરનાર પ્રેત ખાય છે, કાંકે તે પોતાને વશ નથી; એ માટે તેની પછવાડે રોવું કુટવું નહિં પણ તે મરનારની ક્રિયા શક્તિ પ્રમાણે કરવી. ચિતા છાંટયા પછી આંસુ જ ન સારવાં કેમકે જો મરનારનાં સગાં આંસુ તથા લીંટ નાંખે છે તો તે ગંદું મરનાર ખાય છે. રૂદન કીધાથી સૂતક લાગે છે ને સૂતક લાગ્યું એટલે નિત્યકર્મનો લોપ થાય છે, ને એમ થવાથી ઘણા પાપમાં પડાય છે ને તેમાંથી મુક્ત થવાને ઘણાં પ્રાયશ્ચિત્તો કરવાં પડે છે. શોકનાં ઠેકાણાં હજારો છે ને ભયનાં સ્થાન સેંકડો છે, તેથી એમ જો શોક કર્યા કરીએ તો દહાડે દહાડે મૂઢપણું આવે ને ડહા-પણ જતું રહે. મૂઢને શોક નડે છે—પંડિતને નહિ. માટે પ્રિયા! મારૂં અશુભ થાય તોપણ તું શોક કરીશ નહિ અને સુખથી રહેજે."

પાર્વતીઃ—"પ્રિયતમ! મને શોક કરવાનું કારણ શું છે કે આપ શાસ્ત્રોના ઉપદેશથી કહો છો? આ ક્ષણિક સુખ માટે જીવન ધારણ કરી પોતાના પ્રાણપતિનો સદાને માટે વિયોગ કરવો તેવી કઇ અભાગિની હશે? પતિદેવ સ્વર્ગમાં અપ્સરાઓની સાથે આનંદ કરે અને સ્ત્રી અહીં દુઃખયાતના ભોગવે તેમ પતિપરાયણ સ્ત્રી કરી શકે જ નહિ. આપ યુદ્ધમાં વિજય પામી પાછા મળો તે કરતાં સ્વર્ગપ્રયાણ કરો તે વિશેષ ઇચ્છું છું. આ અલ્પ જીવન કરતાં દુઃખ વિના અનંત કાળ પતિસેવાનું સુખ છોડી દેવું યોગ્ય નથી. આપ પ્રાણત્યાગ કરશો તો હું સહગમન કરીશ અને અપ્સરાઓ આપના સુખની ઇચ્છા કરતી હશે, તેની ઇર્ષા કરી આપને મારી પાસે જ રાખીશ, કેમકે સતી સ્ત્રીઓ પાસે અપ્સરાઓનું કાંઇ ચાલતું જ નથી. સતીસ્ત્રીઓની પ્રભાથી તેઓ અંજાઇ જાય છે અને દાસી પેઠે આધીન થઇ સેવા કરે છે. આવી હજારો અપ્સરાઓ દાસી પેઠે રહેવા કાકલુદી કરે છે. આવું સતીત્વનું માહાત્મ્ય છોડી મિથ્યા સુખ માટે જીવન ધારણ કરવું, તે સતીઓનું કર્તવ્ય નહિ પણ કુલટાઓનું જ છે; માટે હું સહગમન કરી આપને તુરત મળીશ. આપ સુખેથી યુદ્ધપ્રયાણ કરો અને દુશ્મનોને પોતાના અપ્રતિમ પરાક્રમનો પરિચય કરાવો."

હમીરજી પાર્વતીનાં વાક્યોથી પ્રસન્ન થયા. પ્રેમથી હૃદયાલિંગન કરી તેને ચુંબન કર્યું. દમ્પતીનાં હૃદયો હર્ષથી છલકાઈ ગયાં. પ્રેમનો અસ્ખલિત ઝરો વહન કરવા લાગ્યો. પાર્વતી આ છેલ્લા સુખનો અનુભવ કરવા લાગી અને વિચારવા લાગી કે આ શરીરથી હવે હું પ્રાણપતિની અંકશાયિની થવાની નથી. આ બધાં સુખો થોડા દિવસને માટે છોડી સ્વર્ગનાં સુખની જ સાધના કરવી જોઇએ. આમ વિચાર કરી બંને હાથ જોડી હમીરજી પ્રત્યે તે કહેવા લાગી કેઃ—"પ્રાણેશ! આ દાસીની એક જ ઉત્કંઠા છે તો આપ મારી માંગણી સ્વીકારશો?"




હમીરજી પાર્વતીનાં વાક્યોથી પ્રસન્ન થયા પ્રેમથી હૃદયાલિંગન
કરી તેને ચુંબન કર્યું. દમ્પતીનાં હૃદયો હર્ષથી છલકાઈ ગયાં.

(પૃષ્ઠ ૨૫૬)

હમીરજીઃ—"જે કહેવું હોય તે સુખેથી કહે. તારા જેવી પતિભક્તિપરાયણ સતી સુંદરીની યોગ્ય જ માંગણી હોય છે. તે માંગણી સ્વીકારવી એ જ મારી ફરજ છે, માટે સુખેથી કહે."

પાર્વતીઃ—"નાથ! ઐહિક સુખની મારી માંગણી જ નથી પણ આપની પૂજા કરી સંતુષ્ટ થાઉં તો તે માંગણીનો સ્વીકાર કરો."

હમીરજીઃ—"અસ્તુ."

પાર્વતીએ અત્યંત હર્ષથી હમીરજીને આસનપર બેસાડી ચંદન, અક્ષત વગેરેથી ષોડશ પ્રકારે પૂજા કરી અને ચરણામૃત લઇ હૃદય, કંઠ અને શિરપર છાંટી તે પોતાને કૃતકૃત્ય માનવા લાગી. પતિના કંઠમાં કુસુમની માળા આરોપી કર્પુરાદિને પ્રજ્વલિત કરી તે આરતી ગાવા લાગીઃ—

"જય જય જય પતિ દેવ, પ્રણમું શિશ નામી, પતિ પ્રણમું શિશ નામી,
"દયા કરો દાસીપર (૨) એ ઇચ્છું સ્વામી. જય દેવ પતિ દેવ. ૧
"નાથ નિરંતર અંતર વાસ કરો પ્યારા, પતિ વાસ કરો પ્યારા,
"દારા દુઃખ નિહાળી (૨) નવ થાશો ન્યારા. જય દેવ. ૨
"પતિ પરમાત્મારૂપ દીન દાસી સેવે, પતિ દીન દાસી સેવે,
"ધન્ય ધન્ય તે નારી (૨) અતિ સુખ જે લેવે. જય દેવ. ૩
"કરૂણા કરજો નાથ ચરણસેવ યાચું, પતિ ચરણસેવ યાચું,
"તમ સેવાથી સર્વે (૨) બીજું સર્વ કાચું. જય દેવ. ૪
"હૃદયાગારની માંહ્ય મૂર્ત્તિ અખંડ સ્થાપું, પતિ મૂર્ત્તિ અખંડ સ્થાપું,
"નિરખું નયન ભરીને (૨) ચરણ યુગ્મ ચાંપું. જય દેવ. ૫
"જળ સુગંધીથી નાથ ચરણ પખાળું પ્યારા, પતિ ચરણ પખાળું પ્યારા,
"ચરણામૃત લઇ સ્નેહે (૨) ઉતરૂં ભવ પારા. જય દેવ. ૬
"અંગ અબીલ ગુલાલ ચર્ચું ચંદનથી, પતિ ચર્ચું ચંદનથી,
"પુષ્પમાળ પ્હેરાવું (૨) નાથ નમું મનથી. જય દેવ. ૭

"આરતી અષ્ટ પ્રકાર ઉતારૂં સ્વામી, પ્રેમે ઉતારૂં સ્વામી,
"સેવું મન વચ કાયે (૨) ભવ દુ:ખ સહુ વામી. જય દેવ. ૮
"નાથ નગીના સાથ અહરનીશ રાખો, પ્રભુ અહરનીશ રાખો,
"ધીર રહે મુજ મનમાં (૨) પ્રેમ વચન ભાખો." જય દેવ. ૯

પાર્વતીએ આરતી ઉતારી પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ દંડવત્ કર્યા અને થોડી વાર રહી બોલી કે "નાથ! હવે સુખેથી યુદ્ધમાં પધારો."

હમીરજી યુદ્ધપ્રયાણ માટે તૈયાર થયા અને પાર્વતીની છેલ્લી ભેટ કરી ચાલ્યા એટલે નિ:શ્વાસ નાંખી પાર્વતી બોલી કે:—

"કંકર પત્થર પડ રહ્યા, વહે ગયા ઓ નીર;
"તેરે મેરે મિલનકું, હો ચુકી હમીર."

હમીરજી પાર્વતી પાસેથી રજા લઇ પોતાના રાજપૂતો પાસે આવ્યા અને ભીલ–રાજપૂતની સંયુક્ત સેના બનાવી મજલ દરમજલ કરતા પ્રભાસ પાટણ નજીક આવી પહોંચ્યા. ચાંપોવાળો પણ પોતાના કાઠીઓ લઇ આવી પહોંચ્યો. તે સિવાય નાના નાના જાગીરદારો કે જે શિવભક્ત હતા તે પણ હમીરજીને આવી મળ્યા અને બધાની એક છાવણી કરી સોમનાથજીથી બે ગાઉ છેટે પડાવ કર્યો.

---

## પ્રકરણ ૩૫ મું.

### સોમનાથજીની મહાપૂજા.

સોમનાથજીમાં ઝફરખાન ચઢી આવવાના સમાચાર સાંભળી કોલાહલ મચી રહ્યો. મહમ્મદ ગીજની પછી ઉપરાછાપરી ચઢાઇઓ થતી આવતી હોવાથી તમામ મનુષ્યો ભયચકિત થઇ ગયા. હવે શું

થશે, ક્યાં જઇશું, શું કરીશું, એવા જ ઉદ્ગારો દરેકના મુખમાંથી નિકળવા લાગ્યા. ઝુફરખાન આવતી કાલે જ હુમલો કરશે, એ ચિંતાએ તો લોકોનાં ભાન ભુલાવી દીધાં અને પોતાના વૈભવો તથા સ્ત્રીઓ પ્રથમથી જ બહાર મોકલાવી દીધેલાં હોવાથી ફક્ત પોતાના પ્રાણ બચાવવા અને હુમલાની સામે થવું એટલી ચર્ચાએ પણ સર્વનાં હૃદયોને કંપાવી દીધાં હતાં. આજનો દિવસ સોમનાથ પટ્ટણમાં ઘણો જ ભયંકર જણાતો હતો. પુરજનોનાં મન ઉદ્વેગમાં હતાં. જે જે વસ્તુઓ તેઓ જોતા, તે વસ્તુઓમાં ભૂતકાળનો બનાવ અત્યારે દૃષ્ટિએ તરી આવતો હતો.

મંદિરના અધિષ્ઠાતાના ઉપદેશથી સર્વ મનુષ્યો શ્રદ્ધાળુ થયા હતા, તેથી સર્વનાં મન સોમનાથજીની મહાપૂજા કરી મહાદેવજીને રીઝવી દુશ્મનો નિર્બળ થાય તેવી પ્રાર્થના કરવાનો વિચાર થયો, તેથી આખા પ્રભાસ પાટણમાં રાત્રે મહાપૂજા થવાના સમાચાર પહોંચી વળ્યા હતા. વિશેષ શ્રદ્ધાવાન્ મનુષ્યો બીજાને આશ્વાસન આપવા કહેતા હતા કેઃ—

"મહાદેવજી મહાન્ સમર્થ છે. આટલી વખત ચઢાઇઓ આવી તેમાં મહાદેવજીની જ મરજી હતી, કેમકે એમ ન કરવા દે તો એવાઓનો નાશ શી રીતે થાય? જ્યારે નાશ થવા બેસે છે ત્યારે જ દેવને દમવા તેઓ તૈયાર થાય છે. દેવ પણ તેમ કરવા દે છે, કારણકે તેમ કરવાથી તેનાં પુણ્યોનો નાશ થાય છે. દેવનું ઉત્થાપન કરવાથી પહાડ જેવાં પુણ્યો બળીને ભસ્મ થાય છે; માટે જ મહાદેવજીએ તેઓનાં પુણ્યોનો નાશ કરવાને કાંઇ કર્યું નહોતું; હવે સ્વયંભૂ કોપાયમાન થશે, કેમકે ભોળાનાથ ગમે તેવું હોય તોપણ ક્રોધ કરતા નથી પણ જ્યારે છેડો લેવામાં આવે છે ત્યારે તુરત જ તેનો સંહાર કરી નાંખે છે. જુઓ, ત્રિપુરાસુરે કેટલું કર્યું ત્યારે તેમને ક્રોધ ચડયો. ઇન્દ્રને અત્યંત ગર્વ આવ્યો અને યુદ્ધ માંગ્યું તોપણ તેમને ક્રોધ ચઢયો નહોતો.

છેવટે તેણે ઉમીયાજીને લઇ જવાનું કહ્યું ત્યારે ક્રોધ ચઢયો, પણ પોતે કાંઇ કર્યું નહોતું અને જાળંધરને ઉત્પન્ન કર્યો. જુઓને, દક્ષ પ્રજાપતિને પણ તેમ જ કર્યું. તેણે મહાદેવજીનું અપમાન કર્યું છતાં ભોળીઆ રાજાને કાંઇ લાગ્યું નહોતું! પણ પાર્વતીજીએ યજ્ઞ-અગ્નિમાં પડી દેહ પ્રજાળ્યો ત્યારે તેમણે વીરભદ્રને મોકલ્યો. આવા હજારો દાખલા છે. માટે મુસલમાનો ઘણી વખત આવ્યા છતાં તેમણે ક્રોધ કર્યો નહોતો, પણ આ વખતે જરૂર ક્રોધ કરી મુસલમાનોનો નાશ કરી આપણી રક્ષા કરશે."

શ્રદ્ધાવાન્ ભક્તો આવી વાતો સત્ય માની મહાદેવજીને મહાપૂજા કરી પ્રસન્ન કરવા અને સમાધિમાંથી જાગ્રત કરી દુઃખના પોકારો કરી, પોતાની રક્ષા કરાવવાના વિચારથી આનંદિત થયા.

શિવાલયમાં બ્રાહ્મણો રૂદ્રાભિષેક શિવસહસ્ર મહિમ્નાદિના પાઠો વગેરે એક ચિત્તથી કરે છે. રૂદ્રાભિષેકમાં એકસો ને આઠ બ્રાહ્મણો અને પાઠ કરવામાં પણ તેટલા જ હોવાથી ગગનભેદી ધ્વનિ થાય છે. દર્શનાભિલાષીઓનાં વૃંદોનાં વૃંદો દર્શન કરવા આવે છે, તેથી એટલી ભીડ થાય છે કે સાધારણ પુરૂષને દર્શન તો શું પણ શરીરનો કચ્ચડ ઘાણ ન વળે તેટલા માટે દૂર રહેવું પડે છે અને તેઓ બહારથી જ પ્રાર્થના કરી ચલાવી લે છે.

શિવાલયમાં અપૂર્વ શોભા કરવામાં આવી છે. સોમેશ્વરને પ્રસન્ન કરવા અનેક જાતનાં દ્રવ્યોથી ચોક પુર્યા છે. અનેક દીપકોના પ્રકાશથી શિવાલય ઝગમગી રહ્યું છે. અધિષ્ઠાતા એક ધ્યાનથી દર્ભાસન પર પદ્માસન વાળી પંચાક્ષરનો જાપ કરે છે. દેવાલય "હરહર મહાદેવ હર" ના ગગનભેદી અવાજોથી ગર્જી રહ્યું છે અને સૌ કોઇ દર્શન કરી તૃપ્ત થાય છે.

મધરાત થઇ એટલે આરતી થઇ. સર્વે ભક્તોએ પ્રેમથી આરતીનાં દર્શન કર્યાં. ભક્ત જનો વિવિધ પ્રકારે મહાદેવજીની સ્તુતિ કરવા લાગ્યા. છંદ, છપ્પય વગેરે અનેક રાગ રાગણીથી ભોળા શંભૂને તેઓ રીઝવવા લાગ્યા. બંને હાથ જોડી એક ધ્યાનથી સૌ પ્રાર્થના કરવા લાગ્યા કેઃ—

"હે કરૂણામૃત વારિધે! હે અનંત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરવાને સમર્થ! હે સ્વયંભૂ! ભક્તવત્સલ મદનવિદારક ત્રિપુરારિ! હે અધમોદ્ધારક વિભુ! રક્ષા કરો! રક્ષા કરો!! આપના ત્રિજા લોચનથી દુશ્મનોને ભસ્મીભૂત કરો! વીરભદ્ર આદિ ગણોને મોકલી તેમનો નાશ કરો. અમો સર્વે આપણને શરણે છીએ. આપની કૃપાથી જ અમો આનંદ કરીએ છીએ, તેમાં વિઘ્ન નાંખી વિધર્મીઓ કષ્ટ આપે છે, માટે હવે આપ મહેર લાવો અને શત્રુઓનો નાશ કરો! નાશ કરો!!

"હે નાથ! આપે અનેક ભક્તોની સહાય કરી છે. અનેકને અમૂલ્ય વરદાનો આપી ભોળાનાથ કહેવાયા છો. આપ નિમિષ માત્રમાં આખા બ્રહ્માંડનો સંહાર કરી શકો છો, તો મુઠીભર વિધર્મીઓના શા ભાર છે? જરા ઇચ્છા કરી તેનો નાશ કરો! પાહિ મામ્! પાહિ મામ્!!"

આવી રીતે સર્વે નગરજનોએ આર્દ્ર વાણીથી પ્રાર્થના કરી. સાષ્ટાંગ દંડવત્ કરી પોતાની રક્ષા અને શત્રુઓનો જલદી નાશ થાય તેમ પુનઃ પુનઃ તેઓએ પ્રાર્થના કરી. તેથી સર્વના મનને થોડું આશ્વાસન મળ્યું. કેટલાએક શ્રદ્ધાળુઓએ નિશ્ચય કર્યો કે સવાર થતાંમાં શ્રી સોમેશ્વર પોતાના ગણને મોકલી શત્રુનો સંહાર કરી નાંખશે.

---

## પ્રકરણ ૩૬ મું.

### હમીરજીની હિમ્મત અને વેગડાનું મરણ.

હમીરજી, વેગડો અને ચાંપોવાળો રાત્રે એકત્ર થઇ વિચાર કરવા લાગ્યા અને સર્વને સંબોધી ચાંપોવાળો કહેવા લાગ્યો કે:–" શૂરવીરો! આપણે અહીં શા કારણથી આવ્યા છીએ, તે જણાવવાની જરૂર નથી. આપણા જીવન કરતાં આપણને ધર્મ વ્હાલો છે. ધર્મને માટે મુસલમાનો આપણા પર અત્યાચારો કરે છે, તો આપણે પણ આપણા ધર્મ માટે બચાવ કરવો જોઇએ, કેમકે જે મનુષ્યનો ધર્મ ગયો, તેનું સર્વસ્વ ગયું. મનુષ્ય અને પશુમાં કાંઇ પણ ફરક નથી; આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ બધામાં જ બન્ને સરખાં છે; માત્ર મનુષ્યમાં ધર્મ વિશેષ છે તેથી જ મનુષ્યો શ્રેષ્ઠ છે. તેમાં વળી ક્ષત્રિયો જે જગતના બાહુરૂપ ગણાય છે અને જેનો રક્ષા કરવાનો ધર્મ છે, તે ધર્મ અદા કરવા જ આપણે અહીં આવ્યા છીએ."

"આપણા ઇષ્ટદેવ શ્રી સોમેશ્વર છે. તેમને અપમાન પહોંચાડવા મુસલમાનો તનતોડ મહેનત કરે છે, તો તેના રક્ષણ માટે આપણે શા માટે પ્રાણની દરકાર રાખવી જોઇએ? ધર્મ છે તે જ આપણો આત્મા છે, માટે ધર્મની લડાઇમાં સર્વસ્વનો ભોગ આપી શત્રુ સામે કટિબદ્ધ થવું જોઇએ. દુશ્મનો સોમનાથજીની નજીક છાવણી નાંખી પડયા છે. તેઓ પ્રાતઃકાળમાં હુમલો કરવાના છે, કિલ્લામાં એવો કોઇ શૂર પુરૂષ નથી કે જે તમામને ઉશ્કેરીને લડાઇ કરે. આપણે બધા સામા રહી લડીશું તો દુશ્મનો ફાવી જશે કેમકે તેનું લશ્કર આપણા લશ્કર કરતાં પ્રબળ છે. તેની સામે ટકવું મુશ્કેલ છે. કિલ્લો તેઓ હાથ કરી લેશે તો

આપણે કાંઇ કરી શકવાના નથી; માટે કિલ્લામાં થોડું લશ્કર લઈ જવાની જરૂર છે. જ્યાંસુધી કિલ્લો તેના હાથમાં જશે નહિ, ત્યાંસુધી તેઓ ફાવવાના નથી; પણ કિલ્લાની અંદર તેનું લશ્કર દાખલ થયું એટલે આપણી યોજના ધૂળમાં મળી જશે અને કિલ્લામાં થોડું લશ્કર છે તે કોઈ સારા નેતા વિના કાંઇ કરી શકવાનું નથી. માટે કિલ્લામાં જઇ નેતૃત્વ લે તેવી આપણામાં કોણ હિમ્મત કરે છે?"

ચાંપાવાળાનું બોલવું પૂર્ણ થયું. કોઇની તરફથી જવાબ મળ્યો નહિ. બધા સ્તબ્ધ થયા. કોઈની હામ કિલ્લામાં જવાની ચાલી નહિ. સૌ વિચારવા લાગ્યા કે કિલ્લા તરફ જતાં વચમાં દુશ્મનોનો ભેટા થાય અને લડાઇમાં કામ આવીએ તો, તુરત કિલ્લો દુશ્મનોના હાથમાં જાય, પણ અહીં રહી યુદ્ધ કરીએ તો એકત્ર બળથી સારૂં થાય અને જુદા પડવાથી કિલ્લો સચવાય નહિ તેમ થોડા લશ્કરને જીતતાં દુશ્મનને સ્હેલું થાય. આવા વિચારથી કોઇ કિલ્લામાં જવા બહાર આવ્યું નહિ.

કોઇની તરફથી આશાજનક ઉત્તર નહિ મળવાથી હમીરજી ઉભા થઇ બોલ્યા કેઃ—"બંધુઓ! આપ સર્વે કિલ્લામાં જવાની હિમ્મત કરતા નથી તેનું કારણ મરવાની ભીતિ નહિ પણ કિલ્લામાં ન પહોંચી શકાય તો દુશ્મનો ફાવી જાય તે જ છે. મારો પણ વિચાર એવો હતો કે કિલ્લામાં નહિ ભરાઈ રહેતાં સમ્મુખ રહી દુશ્મનોને આપણી અસિનો સ્વાદ ચખાડવો અને પ્રાણત્યાગ કરવા. પણ ચાંપાવાળાના મતથી મને જણાય છે કે કિલ્લાને રક્ષણની જરૂર છે. આ કાર્ય બીજા કોઇએ હસ્તમાં લીધું હોત તો સારૂં હતું, કેમકે એક તરફથી કિલ્લા ઉપરથી મારો આવે અને પાછળથી મારે લડવું હતું એટલે દુશ્મનનું લશ્કર બે ભાગમાં થઇ જાત અને ત્રીજી તરફથી ચાંપોવાળો હલ્લો કરત એટલે દુશ્મનોનો પરાજય સુલભતાથી થઇ શકત; પણ તેવી હિમ્મત કોઇની ચાલતી નહિ હોવાથી કિલ્લામાં જઇ તેનું નેતૃત્વ લેવાનું હું માથે લઉં છું."

હમીરજીના પ્રસ્તાવથી દરેકને ઉલ્લાસ થયો અને કિલ્લા વિષેની સૌની ચિંતા નાબુદ થઈ. કોણે કેવી રીતે હરોલ(બ્યૂહ) ગોઠવવી, કેવી રીતે લડવું વગેરે વિચાર સૌએ સાથે મળીને ચલાવ્યો અને વિચારને અંતે નકી કરેલાં કાર્યો સોંપી પોતપોતાના તંબૂમાં જઇ સૌ શય્યામાં પડી નિદ્રા દેવીની આરાધના કરવા લાગ્યા.

હમીરજીએ આખી રાત્રી વિચારની તલ્લીનતામાં કાઢી. રાત્રિ ચાર પ્રહર અવશેષ રહી ત્યારે પોતાના રાજપૂતો તથા વેગડો અને તેના ભીલોને સાથે લઇ તે કિલ્લા તરફ રવાના થયા. ચાલતાં ચાલતાં તેઓ કિલ્લાની નજીક આવી પહોંચ્યા કે તુરત જ પાછળથી " અલ્લાહો અકબર " ની ગર્જના સંભળાઈ. પાછળ ફરી જોતાં તેમને જણાયું કે દુશ્મનો નજીક જ આવી પહોંચ્યા છે.

હમીરજી અને ગેમલ બંને જણા સાથે ઘોડા રાખી દોડાવતા હતા. પાછળ મુસલમાન લશ્કર જોસભેર ધસ્યું આવતું હતું. કિલ્લાની પાસે જતાં મુસલમાન લશ્કર આવી પહોંચ્યું. હમીરજી, ગેમલ અને બીજા રાજપૂતો કિલ્લાની નજીક દરવાજાની બારીથી દાખલ થયા. વેગડો બારી પાસે આવીને ઊભો રહ્યો અને શત્રુદળ તરફથી તીર, ગોળી વગેરેનો વરસાદ વરસવા લાગ્યો.

વેગડાને બારી પાસે ઊભો રહેલો જોઈ હમીરજી બોલ્યા કેઃ— "તમો હજી શામાટે ઊભા છો ? લશ્કરે તમને ઘેરી લેવા માંડ્યા છે. માટે જલદી અંદર આવો એટલે બારી બંધ કરી અંદરની વ્યવસ્થા કરીએ."

વેગડોઃ—" હમીરજી ! તમો કિલ્લામાં જાઓ. દુશ્મનને હઠાવી દરવાજો ઉઘાડી અવાય નહિ ત્યાંસુધી હું બારીમાં થઇને આવી શકીશ નહિ, કેમકે મારાં શીંગડા મોટાં છે એટલે તે બારીમાં આવતાં મને

અટકાવે છે. માટે હવે તો મરવું કાં મારવું એ જ મેં નિશ્ચય કર્યો છે." તે સાંભળી બારોટજી બોલ્યા કે:—

"વેગડ વડ ઝુંઝાર, ગઢ બારીએ ગર્યો નહિ;
શિંગ સમારણ હાર, અંબર લગી અડાવીઆં."

વેગડો પોતાના ભીલોનો વ્યુહ ગોઠવી દુશ્મન સામે લડવા લાગ્યો. કેટલાએક સૈનિકો સાથે નસરૂદ્દીન વેગડા સામે આવી ઊભો. ભીલોનાં તીરો સુસવાટ કરતાં મુસલમાન સૈનિકોના શરીરમાં ભોંકાવા લાગ્યાં. તરવારોના ખખડાટો થવા લાગ્યા. સામસામા ભેરૂ પડી જીવપર આવી બંને તરફના લડવૈયા લડવા લાગ્યા. વેગડો અત્યારે મદોન્મત્ત બની બંને હાથમાં તરવારો પકડી લડવા લાગ્યો. તેને પોતાના શરીરનું બીલકુલ ભાન રહ્યું નહિ. ક્રોધની પ્રચંડ મૂર્તિ હોય તેમ દુશ્મનોની સેનાને તે ડરાવવા લાગ્યો. તેની તરવારો વજ્ર જેવી ઉગ્ર થઇ હતી. દુશ્મનોનાં મસ્તકો ધડથી જુદાં પડવા લાગ્યાં. મુસલમાન સૈન્ય અવ્યવસ્થિત થવા લાગ્યું અને મદદના પોકારો પડવા લાગ્યા. આ જોઇ નસરૂદ્દીન લશ્કરીઓને ઉશ્કેરવા લાગ્યો પણ તેની અસર કાંઇ પણ થઈ નહિ.

ભીલસેના જીવપર આવી આગળ વધવા લાગી અને "હરહર મહાદેવ" "જય સોમેશ્વર" ના ગગનભેદી અવાજો કરી દુશ્મનોપર પોતાનો ક્રોધ બતાવવા લાગી. આકાશ અત્યારે વીર નાદોથી ગરજી રહ્યું. રણવાદ્યોના શૌર્યોત્પાદક ધ્વનિથી કાયરો પણ હાથમાં શસ્ત્ર ધારણ કરી લડવાને ઉત્સુક બને તેવી રીતે વાતાવરણ શૌર્યમય બની ગયું હતું. ઉદયાચળપર સૂર્ય ભગવાન્ પુરાણોના કથનાનુસાર રાક્ષસો સાથે યુદ્ધ કરી પોતાનો રસ્તો સાફ કરવામાં પ્રવૃત્ત હતા. પૃથ્વીપર વેગડો ભીલ મુસલમાનો સાથે યુદ્ધ કરી તેમનો પરાજય કરી દરવાજો ખોલી રસ્તો સાફ કરવા મથન કરતો હતો. પ્રલયકાળ નજીક આવ્યો હોય અને સાક્ષાત્

યમરાજ યુદ્ધ કરતા હોય, તેવું મુસલમાન લશ્કરને ભાન થવા લાગ્યું. વેગડાની સન્મુખ કોઇ ટકી શકતો નહોતો અને સૈનિકો જ્યાં ત્યાં પલાયન કરવા લાગ્યા હતા. આવી સ્થિતિ નિહાળી નસરૂદ્દીન વેગડાની સામે આવ્યો અને તેને કહેવા લાગ્યો કેઃ—

"અયે ભીલરાજ! તું અત્યારે તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર. તારો અવસાન કાળ નજીક આવ્યો છે, માટે તરવાર ચલાવ."

આવું સાંભળી વેગડો તેની તરફ ધસ્યો. વેગડો અને નસરૂદ્દીન બંને ખડ્ગો ગગનગામી કરી સામા ચાલ્યા. એક પ્રહરસુધી બન્ને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું, પણ એકે યોદ્ધો પાછો હઠયો નહિ. મુસલમાનોનું નવું લશ્કર આવી પહોંચ્યું. તાજા આવેલા સૈનિકો જોરથી લડવા લાગ્યા. શોણિતની સરિતા વહેવા લાગી. કેટલાકોનાં ધડથી મસ્તકો જૂદાં પડી પૃથ્વીપર રોળાવા લાગ્યાં. કેટલાકો અર્ધમૃત દશામાં "પાણીપાણી"ની જંખના કરી પ્રાણત્યાગ કરવા લાગ્યા. વેગડો અને નસરૂદ્દીન યુદ્ધમાં એટલા બધા પ્રવૃત્ત થયા હતા કે કોઇને આસપાસનું ભાન રહ્યું નહોતું. એવામાં મુસલમાન લશ્કરમાંથી અચાનક વેગડાપર ગોળીબ્હાર થયો, તે મર્મસ્થાનમાં લાગવાથી વૃદ્ધ વેગડો પૃથ્વીપર પડયો અને મુસલમાન લશ્કર "અલ્લાહો અકબર"ના પોકારો કરવા લાગ્યું.

વેગડો મરાયો કે અવશેષ રહેલા ભીલો દુશ્મનોના ભોગ થઇ પડયા અને કેટલાકો જીવ લઇ ન્હાસી છૂટયા. મુસલમાન લશ્કર ભીલો પર ધસ્યું અને ભીલોને ઘેરી નાસતા અટકાવી તેમની કત્લ કરવા માંડી. અસંખ્ય મુસલમાનો સામે નેતા વિનાના મુઠીભર ભીલો શું કરી શકે? થોડા જ વખતમાં ભીલ સેના છિન્ન ભિન્ન થઈ ગઇ. જ્યાં ત્યાં ન્હાસીને અને દુશ્મનોની અસિનો ભોગ થઇને સ્થાન છોડી તેમણે રસ્તો સાફ કર્યો અને મુસલમાનો કિલ્લા તરફ ધસ્યા.

હમીરજી કિલ્લાની અંદર જઈ સૈનિકોને સુવ્યવસ્થિત કરી દુશ્મનો સામે લડવા પ્રવૃત્ત થયા. મુસલમાનો તીડની માફક કિલ્લાપર આક્રમણ કરવા લાગ્યા. કિલ્લા ઉપરથી તીર બંદુક વગેરેનો અબાધિત મારો ચાલવા લાગ્યો.

હમીરજી સ્થળે સ્થળે કિલ્લાપર ફરવા લાગ્યા. દરેકને પ્રોત્સાહક વચનોથી તે શૌર્ય ચઢાવવા લાગ્યા. કિલ્લાપરના સૈનિકો હમીરજીનાં શૌર્યોત્પાદક વચનોથી મરવું કે મારવું એવો દૃઢ નિશ્ચય કરી પ્રાણની દરકાર કર્યા સિવાય બહાદુરીથી લડવા લાગ્યા.

મુસલમાન લશ્કર પણ એક જ નિશ્ચયપર આવ્યું હતું. કિલ્લો સર કરવાથી જ જીત છે તેમ જાણતા હોવાથી જીવનની આશા છોડી તેઓ આગળ વધવા લાગ્યા.

ચાંપોવાળો પણ નિશ્ચિંત બેઠો નહોતો. તેણે પાછળથી હુમલો કરી મુસલમાન લશ્કરને બે ભાગમાં વહેંચાવાની ફરજ પાડી હતી. આવી રીતે આખો દિવસ અવિશ્રાંત યુદ્ધ ચાલ્યું હતું, છતાં એકે તરફની જીત કે હાર થઇ નહોતી.

---

## પ્રકરણ ૩૭ મું.

### વીર હમીરજીનો અંત.

બીજે દિવસે પ્રાતઃકાળમાં "અલ્લાહો અકબર" ની ગગનભેદી ગર્જના સાથે મુસલમાન લશ્કર કિલ્લા તરફ ધસ્યું. રાજપૂત સૈનિકોએ "જય સોમેશ્વર" ની ગર્જના કરી પ્રત્યુત્તર દીધો.

આજે હમીરજીએ ભયંકર રૂપ ધારણ કર્યું છે. વામ કમરે બે

તરવારો લટકાવી છે. હાથમાં પ્રચંડ ભાલો ધારણ કર્યો છે. મુખપર ક્રોધનો સમ્પૂર્ણ પ્રાદુર્ભાવ થએલો હોવાથી અત્યારે પ્રલયકાળના સૂર્ય પેઠે તે શોભે છે. તેમણે આજે યાહોમ કરવાનો વિચાર કરી રાખેલો હોવાથી કેસરીયાં વસ્ત્ર પરિધાન કરેલાં છે. જેવી મુસલમાન સેના કિલ્લા નજીક આવી કે તુરત જ તોપોનો સખ્ત મારો હમીરજીએ શરૂ કર્યો. તોપોની ભયંકર ગર્જનાથી પૃથ્વી કમ્પાયમાન થવા લાગી. માણસોનાં હૃદયો ધડકવા લાગ્યાં. ધુમાડાથી આકાશ છવાઇ ગયું. સૂર્યની ગતિ રોકવા ધુમાડો જાણે મિથ્યા પ્રયત્ન કરતો હોય તેમ ધુમાડાની ઘટા ચોમેર બંધાવા લાગી અને સૂર્યપ્રકાશને પૃથ્વીપર આવતો અટકાવી અંધકાર ફેલાવવા લાગી.

મુસલમાન સેનામાંથી એક પછી એક યોદ્ધાઓ યમશરણ થવા લાગ્યા. તીર, તોપો વગેરેની સામે ચાલવા કોઇની હિમ્મત રહી નહિ. મુસલમાન સૈન્ય અવ્યવસ્થિત રીતે વિખરાવા લાગ્યું. ચારે દિશાઓ ભયંકર જણાવા લાગી. અંતકાળ નજીક આવ્યો હોય, તેમ મુસલમાન સેના નિર્બળ પડવા લગી. હાથમાંથી હથિઆરો સરી પડવા લાગ્યાં. આજે જાણે ખરેખર શંકર ત્રિપુરાસુર ઉપર કોપાયમાન થયા હોય તેમ હમીરજીની ઉગ્રતાથી સ્પષ્ટ ભાન થતું હતું. દેવાસુરના સંગ્રામમાં ઇન્દ્ર જેમ પોતાનું પ્રબળ બાહુબળ અજમાવતો હતો તેમ હમીરજી પોતાનું પરાક્રમ મુસલમાનોને બતાવવા લાગ્યા.

સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો. મુસલમાન સૈન્યમાંથી નિરાશાના ઉદ્ગારો નિકળવા લાગ્યા અને હમીરજીના સખ્ત મારાથી તેઓ પાછા હઠવા લાગ્યા. આવી રીતે મુસલમાન સૈન્યને મંદ ઉત્સાહી જોઈ રાજપૂતો જોરમાં આવ્યા અને અતુલિત બળ અજમાવવા લાગ્યા. સર્વને સંબોધી હમીરજી કહેવા લાગ્યા કે—

"મારા બહાદુર રાજપૂતો! આજે ખરેખર આપણી કસોટીનો સમય આવ્યો છે. આપણે પ્રબળ શત્રુ સામે લડીએ છીએ તે ભૂલી જવું જોઇતું નથી; તો પ્રાણની દરકાર કર્યા વિના દુશ્મનો ઉપર વિજય મેળવવાની ઇચ્છા રાખી લડો! લડો! લડો!! મારા બહાદુર વીરો લડો! તમારા ગૌરવ માટે લડો! તમારા ધર્મ માટે લડો! તમારી કીર્ત્તિ માટે લડો! તમારા દેશને માટે લડો! અને તમારા પ્રાણ અર્પો! જે મનુષ્ય પોતાના દેશ અને ગૌરવ માટે લડતો નથી તે અધમમાં અધમ છે–દેશદ્રોહી છે. તમો વીર પુરૂષો છો. તમો દેખતાં ઇષ્ટ દેવ સોમેશ્વરની સમ્પત્તિ લૂંટાય, વિધર્મીઓ મંદિરનો નાશ કરે, દેશને પાયમાલ કરે, એ શું તમે જોઇ શકશો? રાજપૂત કોઈ દિવસ પોતાનો કુળાચાર નષ્ટ થતો જોઇ શકે જ નહિ. તમો ખરા ક્ષત્રિય પુત્ર છો. પ્રજાનું રક્ષણ કરવાનો ભાર તમારા પર જ છે અને આવા અત્યાચારોથી પ્રજાને બચાવવાનું કાર્ય તમારૂં જ છે. માટે "कार्यं साधयामि वा देहं पातयामि" એ સૂત્રાનુસાર કાંતો શત્રુપર વિજય મેળવો અને કાંતો તમારા પ્રાણનો ભોગ આપો તથા સ્વર્ગના અનંત કાળનાં સુખોનો લ્હાવો લ્યો.

"યુદ્ધમાં પાછા હઠી રાજપૂત નામને લજાવી કુળમાં કલંકિત થવું અને શત્રુના ઘા પીઠપર લેવાથી અર્થાત્ નાસી પ્રાણ બચાવવાથી મહાન્ પાપના ભાગી થવાય છે; માટે શુદ્ધ રાજપૂત હોય તે સ્વપ્ને પણ શત્રુને પીઠ બતાવવાનો સંકલ્પ કરે નહિ, પણ શુદ્ધતામાં ખામી હોય તે જ તેમ કરે છે." હમીરજીનાં શૌર્યથી ભરેલાં વચનો સાંભળી શૂરા-રાજપૂતોનું રક્ત ઉછળવા લાગ્યું. સર્વનાં નેત્રો રક્તવર્ણથી રંગાઇ ગયાં.

મુસલમાન લશ્કરને અવ્યવસ્થિત જોઈ ઝુફરખાને હુકમ કરવાથી નવું લશ્કર લઇ ખાસુદ્દીન આગળ આવ્યો. કિલ્લામાં રાજપૂત લશ્કર પ્રમાણમાં ઓછું હતું જેથી કિલ્લામાં રહી લડવું હમીરજીને યોગ્ય લાગ્યું

નહિ. તેમણે નિશ્ચય કર્યો કે આવતી કાલે સ્હવારથી જ દરવાજા ખુલ્લા કરી મેદાનમાં લડવા જવું. આમ કિલ્લામાં ભરાઇ રહી લડવું યોગ્ય નથી. આવો વિચાર દ્રઢ કર્યો અને સૂર્યાસ્ત થતાં લડાઇ બંધ રહી.

ત્રીજે દિવસે અરૂણોદય પહેલાં હમીરજીએ તૈયાર થઇ શત્રુ સન્મુખ મેદાનમાં લડવાનું હોવાથી શૌર્યોત્પાદક વચનોથી રાજપૂતોને ઉત્સાહિત કર્યા અને સર્વે રાજપૂતો કેસરીઆં વસ્ત્રો પહેરી શસ્ત્રોથી સજ્જ થઇ હાથોહાથ લડવાનું હોવાથી આવેશમાં આવ્યા તથા એકબીજા સાથે લડવાની વાતો કરવા લાગ્યા.

હમીરજી સોમનાથના દેહેરામાં જઈ સોમેશ્વરની પૂજા કરી પ્રાર્થના કરવા લાગ્યા કે "હે સોમેશ્વર! આપના ચરણમાં મને રાખજે. હું અનેક ગુન્હાઓથી અધમ થએલો છું. આપ અનુગ્રહ કરી સદા આપનાં ચરણોમાં જ નિવાસ આપજો."

આવી રીતે પ્રાર્થના કર્યા પછી હમીરજીએ હવનકુંડમાંથી વિભૂતિ લઈ સર્વાંગે તેનું લેપન કર્યું, ભાલપર ત્રિપુંડ કરી રૂદ્રાક્ષની માળાઓ ધારણ કરી અને મંદિરના મુખ્યાધિષ્ઠાતાએ તેમને કુસુમમાળા પહેરાવી આશીર્વાદ આપ્યો.

સોમનાથજીનાં દર્શન કરી હમીરજી બહાર આવ્યા કે લાખબાઇ સામે જ ઊભી હતી. હમીરજીએ તેને પ્રણામ કર્યા અને કહ્યું: "માજી! આજે છેલ્લો દિવસ છે. અસંખ્ય દુશ્મન સૈન્ય સામે મુઠીભર રાજપૂતોથી વિજય મેળવી શકાય તેમ નથી, માટે હવે તમે મારૂં મુખ ફરીને જોઈ શકવાનાં નથી. હવે ખુશીથી મારા મરસીયાં કહો." હમીરજીએ પૂર્વસ્મરણ કરી મરસીયાં સાંભળવાની ઉત્કંઠા જણાવી.

"હા બાપ! હવે હું મરસીયાં કહું છું; સાંભળઃ—

* વન કાંટાળા વીર, તુજને તે જુવા થયા;
આંબો અળવ હમીર, ભાંગ્યો મ્હોરી ભીમાઉત. ૧
એકે અહર હણ્યે, શર લઇ એકે સાચવ્યો;
એમાં વખાણીએ વડે, કીઓ હાથ હમીરકો. ૨
વેળ તાહરી વીર, આવીને ઉવાટી નહિ;
હાકમ તણી હમીર, ભેખડ હુતી ભીમાઉત. ૩
કરમાં શર કરમળ કરે, જુવે શરને જગદીશ;
(એમાંથી) શર ચડયું હર શીષ, તેં ભજાડયું ભીમાઉત. ૪
પડીયા હાથ હમીર, શરમ પરચ સાદુ તણી;
કીંસાંસે સધીર, ભીડ પડી એ ભીમાઉત. ૫

---

* ૧ હે આંબારૂપ હમીર! તારા રક્ષણરૂપી કાંટાવાળી વાડ અર્થાત્ રાજા સહિત લશ્કર, તે તારાથી જુદું થયું એટલે તારી પાસે તે નથી, એથી તારૂં રક્ષણ થઇ શકયું નથી. તેથી તને મ્હોર—ખીલતી જુવાની આવી ત્યાં તું ભાંગી ગયો અર્થાત્ રણસંગ્રામમાં કામ આવ્યો.

૨ હે હમીરજી! એક હાથે અહર—અસુર—દુશ્મનોને હણ્યા અને બીજા હાથે તારા શર—માથાનું રક્ષણ કર્યું. આ બે હાથમાં તારા કયા હાથનાં વખાણ કરવાં?

૩ સાગર.રૂપી હમીર! તારામાં શૌર્યરૂપી વેળ—ભરતી આવી પણ ઉવાટ—ઓળ નાંખ્યો નહિ, કારણકે હાકમ એટલે જુફરખાનરૂપી આડી ભેખડ આવી એટલે તારાં મોજાં ફેલાઇ પાછાં પડયાં ને તેમાં તું મરાયો

૪ હે હમીરજી! જ્યારે તારૂં માથું પડયું ત્યારે તેં તેને હાથમાં લઈ લીધું. તે શર—માથાને જગદીશ—શંકરે જોયું. પછી તારૂં માથું હર—શંકરના શીષ ઉપર ચઢયું અર્થાત્ તારૂં માથું શંકરને અર્પણ થયું.

૫ હમીર! તું અને શંકર બંને સાઢુ થાઓ છો, કેમકે શંકર ભીલડી ઉપર મોહ્યા હતા, તું પણ ભીલકન્યા પાર્વતીને પરણ્યો; એટલે સાઢુના

પંથે શંકર પૂજીયો, માથું ઉતારી હાથ;
ધડ લડીયા ક્રુહતા, ભાલે ચડી ભીમાઉત. ૬

બોલ જ જે બાપુ તણાં, હામુ તને ચડયાં હૈયાં;
સાચા સાચવીયા, ભાંગે કાંધે ભીમાઉત. ૭

ચંત ચાલણા તે વાય, અંગ જે અણુસારો થયો;
ક્રમ તોય કુલ એવાય, તેં ભરીયા પાગજ ભીમાઉત. ૮

હું જાઉં હર પાલણાં, તું રે સાવ સધીર;
હવે પાટણ હમીર, તાં ભળાવ્યું ભીમાઉત. ૯

માથે મુંગીપર ખરૂં, વસાયા વર વીશ;
સોમૈયાને શીષ, અર્પ્યું અર્થિલા ધણી. ૧૦

---

સગપણે તને શરમ લાગી, એટલે સાહુનું રક્ષણ કરવા તું આવ્યો અને તેને માટે તેં પ્રાણ આપ્યા.

૬ અનેક વિધિથી શંકરને પૂજ્યા અને માથું આપી ધડથી લડયો: તારા ભાલાથી દુશ્મનોને માર્યા અને તારા ધડને પણ ભાલાથી વિંધાવી મરણ પામ્યો.

૭ હમીરજી! બાપના બોલથી તેં સોમનાથજીને શીષ અર્પણ કર્યું હતું, તે આજે યાદ કર્યું, અને તે વેણને સાચવી રાખી, હે ભીમજી ગોહિલના પુત્ર! તેં તારૂં કાંધ કપાવી–ગરદન ભંગાવી–સાચું કર્યું.

૮ તારા ચિત્તમાં દુશ્મન સામે ચાલવા માટે અંગમાંથી અણુસારો –ઇશારત–થઈ, તેનું કારણ એ જ છે કે તારા કુળનો ક્રમ–રીતિ એવી છે; તેથી દુશ્મન સામે પગલાં ભરીને સામે પગલે મરાયો.

૯ હે શંકરનું રક્ષણ કરવાવાળા હમીર! હવે હું ઘેર જાઉં છું, માટે તું સાવધાન થઇ રહેજે, કારણકે પાટણ તને જ ભળાવ્યું છે; માટે જીવતાંસુધી રક્ષણ કરજે.

૧૦ તારે માથે મુંગીપર છે, અર્થાત્ તું શાલિવાહનના વંશનો છે; વળી તારૂં મોસાળ પણ વીશ વાસાનું છે–કુલિન છે, તેથી જ તેં સોમનાથજીને શિષ અર્પણ કર્યું છે.

વેલો આવે વીર, સખાતે સોમૈયા તણી;
હીલોળવા હમીર, ભાલા અણીએ ભીમાઉત. ૧૧

પાટણ આવ્યાં પૂર, ખળહળતાં ખાંડાતણાં;
સેલે માંહી શૂર, ભેંસાસણસો ભીમાઉત. ૧૨

શંકર તણે શરીર, માથે મ્લેચ્છાયણ તણા;
પડીયા હાથ હમીર, ભોંય તાહરા ભીમાઉત. ૧૩

રડવડીએ રડીયાં, પાટણ પારવતી તણાં;
કાંકણ કમળ પડ્યાં ભોંય તાહરા ભીમાઉત. ૧૪

તું મરતે મરીયા, હર શિયર હીમાયતી;
છો ચુડા ચડીયા, જે ભજ ત્રી ભાંગ્યા ભીમાઉત. ૧૫

---

૧૧ હે વીર! સોમનાથજીની સખાતે-રક્ષણ કરવા અને ભાલાની અણીઓથી દુશ્મનોને હીલોળવા-રંગોળવા વહેલો આવજે.

૧૨ પ્રભાસ પાટણમાં ખળહળતા-ઘોધબંધ ખાંડા-તરવારોનું પુર આવ્યું, તેમાં ભેંસાસણ-પાડાની પેઠે સેલારા મારી-ચોટ દઇ-શૂરવીર હમીર! તું રમે છે.

૧૩ શંકર ઉપર મુસલ્માનોના હાથ પડયા, તેમાં તું લડી મરાયો; પણ અખંડીત રાખી શકયો નહિ તેથી તારા હાથ ભોંયે-જમીનપર પડ્યા.

૧૪ તું મરાયો તેથી પાર્વતીના પાટણમાં સૌ લોક રડયા અને સોમનાથજીનું માન હરાતાં પાર્વતીનાં કમળ જેવાં કંકણ ભોંયે રખડયાં.

૧૫ ઓ ભીમના વંશના! તું મરતાં ત્રણ જણ મુઆ: એક તો શિવ, બીજો શિવના કપાળનો ચંદ્ર અને ત્રીજો તું, તેથી તેઓની ત્રણે સ્ત્રીઓના ત્રણ હાથના છ ચૂડા ભાગી પડયા.

તું જ હમીર હમીર, શંભુ તાને સરાહીયો;
વાઢ પડંતે વીર જડે ન ભાગ્યો ભીમાઉત."* ૧૬

લાખબાઇના મુખથી મરસીયાં સાંભળી હમીરજી અત્યંત પ્રસન્ન થયા અને સમઢીઆળા ગામ ×લાખબાઇને દાનમાં આપી રવાના કર્યા.

મુસલમાન સૈન્ય દરવાજા પાસે આવવા ધસમસી રહ્યું હતું. એક તરફ ચાંપાવાળાએ આક્રમણ કર્યું અને બીજી તરફથી હમીરજીએ કિલ્લાના દરવાજા ઉઘાડા મુકી હલ્લો કર્યો.

---

૧૬ ઓ હમીર! તું તો હમીર જ ખરો; તને શિવે વખાણ્યો, કેમકે ઘા વાગતાં પણ તું નાઠો નહિ.

* લાખબાઇના કીધેલા સોરઠા ઘણા છે તેમ જ હમીરજી વિષેનાં કવિતો પણ ઘણાં છે, પણ અહીં બધું આપવાથી લંબાણ થાય, તેથી આપ્યું નથી.

× સમઢીઆળા ગામ ઘણી મુદત સુધી લાખબાઇના ભાણેજના વંશજોને ત્યાં રહ્યું હતું પણ કાળના વહન સાથે પ્રચંડ દુષ્કાળ પડવાથી તેના ગીરાસદારો માલ બચાવવા બહાર નિકળ્યા અને લાંબી મુદત સુધી બહાર રહ્યા, તેથી સમઢીઆળા ગામ લાઠી ઠાકોરે પોતાને તાબે લીધું અને ફટાયાને આપ્યું. ફટાયા આવીને રહેવા લાગ્યા પણ તે ગામ ચારણને બક્ષીસ કરેલું હોવાથી તેનું મન મનાવવા માટે વિચાર કર્યો કે, તેની આશિષ વિના આબાદ થશું નહિ. આમ વિચાર કરી શોધ કરાવી તેના વંશજોને બોલાવ્યા અને થોડી જમીન આપી આશીર્વાદ મેળવીને ત્યાં રહ્યા. હાલમાં લાઠીના ફટાયાના વંશજોને તાબે આ ગામ છે. ધોળા જંક્શનથી ત્રણ માઈલ વાયવ્ય તરફ કાળુભાર નદીના કાંઠે તે આવેલું છે. ગામની ઉત્તર તરફ કાળુભાર નદી છે અને સામે કાંઠે લાખબાઇની દેહેરી હૈયાત છે. લાખબાઈ એક સતી હતી. ચારણીઆણીઓ ઘણે ભાગે પતિવ્રતા અને સતી હોય છે અને તેના પ્રભાવે દેવીપદ પ્રાપ્ત કરે છે. લાખબાઇની દેહેરી પ્રત્યે હજી પણ માનની દ્રષ્ટિથી લોકો જુએ છે અને ભાવિકો તેને પૂજે છે.

ગિરિકંદરામાંથી જેમ કેસરી સિંહોનાં યૂથનાં યૂથ શિકાર ઉપર ફલાંગ મારી ધસે તેમ પ્રભાસપાટણના દરવાજામાંથી હમીરજી પોતાના સૈનિકો સાથે મુસલમાન સેનાપર તૂટી પડયા.

બંને સાગરો મર્યાદા મૂકી સંમિલિત થાય તેમ બંને તરફનાં લશ્કરો ભેળાઇ ગયાં, રાજપૂતો જીવ પર આવી પોતાના અપ્રતિમ પરાક્રમથી દુશ્મનોપર વીરતા દાખવવા લાગ્યા. બંને તરફના યોદ્ધાઓ એક બીજાના સંહારપર જ આવેલા છે, તેથી બંને તરફના યોદ્ધાઓમાંથી જોતજોતાંમાં ઘણા ધરણીપર ઢળી પ્રાણત્યાગ કરવા લાગ્યા અને તેમાંથી નીકળતું શોણિત સરિતા પેઠે વહન કરવા લાગ્યું. મુસલમાન સૈનિકો હમીરજીની વીરતાથી મુગ્ધ થયા. ઝુફરખાન હસ્તિપર આરૂઢ થઈ મુસલમાન સૈનિકોને ઉશ્કેરી આગળ વધવા પ્રેરવા લાગ્યો, પણ હમીરજીના પ્રચંડ વિક્રમ આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ.

આવા પ્રબળ શત્રુ સામે લડવું તે ઝુફરખાનને ઘણું જ દુર્ઘટ લાગ્યું. વિજય થશે કે કેમ તેની શંકા તેને થવા લાગી. હવે શું કરવું તેના વિચારવમળમાં તે ડુબકાં ખાવા લાગ્યો. મુઠીભર રાજપૂતો પણ પ્રલયકાળના સૂર્ય પેઠે તેજસ્વી લાગવા માંડયા.

હમીરજીના શરીરપર જખમો થયા હતા, છતાં તેની દરકાર કર્યા વિના દુશ્મનોપર પોતાની તીક્ષ્ણધારી તરવાર તેઓ ચલાવવા લાગ્યા. હવે ઝુફરખાનથી વધુ વખત જોઈ શકાયું નહિ, તેથી હસ્તિપરથી ઉતરી ઘોડેસ્વાર થઇ તે જાતે હમીરજી સામે લડવા આવ્યો, જેથી મુસલમાન સૈન્ય પૂર્ણ જોસમાં આવી લડવા લાગ્યું.

રાજપૂતો સદા ધર્મયુદ્ધ જ કરવાવાળા હોય છે, તેથી અત્યારે પણ તે ધર્મયુદ્ધ જ કરતા હતા; પણ ઝુફરખાને ધર્મયુદ્ધને તિલાંજલિ આપી ' યેન કેન પ્રકારેણ ' વિજય મેળવવો એવો નિશ્ચય દૃઢ કરેલો

હતો. હમીરજી અને ઝુફરખાન લડતા હતા, તેમાં ઝુફરખાને પ્રથમથી જ કરી રાખેલા સંકેત પ્રમાણે તેનો એક અંગરક્ષક, રાજપૂત વેશ પહેરી, રાજપૂત સેનામાં ભેળાઇ ગયો અને હમીરજી લડતા હતા તેમની પાછળ જઇ તરવારનો સખ્ત ઘા કર્યો એટલે હમીરજીનું મસ્તક ધડથી જુદું પડ્યું !!

ગેમલ ભીલ હમીરજીની સાથે જ હતો. તેને લડવાનું હતું નહિ. તેણે રાજપૂત વેશધારીને હમીરજી પર ઘા કરતાં જોયો કે તુરત જ દોડી જઇને તેણે એક ઝટકાથી તેને ઠાર કર્યો અને હમીરજીનું મસ્તક લઈ પોતાના થોડા ભીલો સાથે પોતાના ગામ તરફ તે રવાના થયો.

હમીરજીનું મસ્તક ધડથી જુદું થતાં જ હાથમાં શમશેર લઇ ધડ આગળ વધ્યું અને જ્યાં ત્યાં દુશ્મનોનો પરાજય કરવા લાગ્યું. આમ ધડને લડતું જોઇ ઝુફરખાન ગભરાયો અને આશ્ચર્ય પામ્યો કે, "આ શું? આ કોઇ ફીરસ્તો છે કે શું? મસ્તક નહિ હોવા છતાં એકલું ધડ લડે છે અને મારા બહાદુરોને હંફાવે છે! યા ખુદા!"

હમીરજીના ધડની સન્મુખ આવવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી. મુસલમાન સૈનિકો પણ આ દૃશ્ય જોઇને દંગ થઇ ગયા.

ઝુફરખાન વિમાસણમાં પડ્યો. કોઈ રીતે ધડ નીચે પડતું ન હોતું, ઘણા શૂરવીરોને સામા મોકલ્યા પણ દરેક તેની અસીનો ભોગ થઇ પડ્યો. કાંઇક વિચાર આવતાં પાસેના અંગરક્ષકને તેણે પૂછ્યું કે "હબીબ ક્યાં છે?"

આટલું સાંભળતાં જ હબીબને ઝુફરખાન યાદ કરે છે તેવા સમાચાર પહોંચાડવામાં આવ્યા, તેથી હબીબ ઝુફરખાન પાસે આવી કુર્નિશ બજાવી બોલ્યો કેઃ—

"આપે મને શા કારણથી યાદ કર્યો? આપનો હુકમ હોય તે ફરમાવો, ગુલામ ઉઠાવવા તૈયાર છે."

ઝુફરખાનઃ—"હબીબ ! તું ગુજરાતમાં લાંબી મુદતથી રહે છે અને રાજપૂતોથી ઘણો જ જાણીતો છે, માટે આ વીર પુરૂષનું માથું પડયા પછી ધડ લડે છે તેનું કારણ શું ? અમને બહુ જ આશ્ચર્ય થાય છે."

હબીબઃ—હજુર ! રાજપૂતોનાં કામો એવાં અદ્ભુત હોય છે કે બીજાને આશ્ચર્ય જ થાય. જે શુદ્ધ રાજપૂત હોય, રાજપૂત ધર્મમાંથી ભ્રષ્ટ થયો ન હોય, જેણે પરદારાને અંતઃકરણથી સહોદરા માની હોય, સત્યવક્તા અને સત્ય પ્રતિજ્ઞ હોય અને ધર્મયુદ્ધ જ કરતો હોય, તેનામાં આવું શૌર્ય આવે છે અને માથું પડયા પછી તેના પુણ્યે ધડ લડે છે. આવા રાજપૂતો ઘણા હોય છે."

ઝુફરખાનઃ—"એ તો ઠીક! પણ આ ધડ હવે પડશે કયારે તેનો રસ્તો કાંઈ બતાવીશ કે?"

હબીબઃ—"નામદાર! રાજપૂતો ઘણા જ પવિત્ર હોય છે. તેઓ ગળીને અપવિત્ર માને છે. ગળીનો સ્પર્શ કરવાથી મહાન્ પાપ થયું માને છે. જેનું ધડ લડતું હોય, તેને ગળીના રંગનો સૂત્રતંતુ અડકાડતાં જ તે ભૂશાયી થાય છે, માટે આને પણ તે પ્રયોગ કરવાથી સફળતા પ્રાપ્ત થશે."

ઝુફરખાને અકબર નામના તીરંદાજને બોલાવ્યો અને તેની પાસે ગળીનો સૂત્રતંતુ તીરપર ચઢાવી લક્ષ સાંધીને હમીરજીના ધડપર ફેંકાવ્યો. ગળીના સૂત્રતંતુનો શરીરે સ્પર્શ થતાં જ ધડ પૃથ્વીપર પટકાઇ પડયું.*

હમીરજીના પરાક્રમની પ્રશંસા મુસલમાન સૈનિકોએ પણ કરી. ધન્ય છે તેવા રાજપૂતોને, ભારતમાતાના સાચા સપૂતોને!!

---

* કહેવાય છે કે હમીરજીનું મસ્તક પડયા પછી તેનું ધડ ત્રણ ગાઉ સુધી લડયું હતું.

## પ્રકરણ ૩૮ મું.

### પાર્વતી સતી થઇ.

પ્રિય વાચકો ! આપણી કથા અહિં જ પૂર્ણ થાય છે. આ લેખનો ઉદ્દેશ હમીરજીનું વૃત્તાંત બહાર લાવવાનો હોવાથી વાર્તાના નાયકના અંત સાથે આ નવલકથાની સમાપ્તિ કરવામાં આવે છે.

હમીરજી મરાયા પછી ચાંપોવાળો પણ શૌર્યથી લડયો, પણ મુસલમાનની અગણિત ફોજ આગળ હમીરજી કે ચાંપોવાળો પ્રાણ આપ્યા સિવાય વિશેષ શું કરી શકે ? ચાંપોવાળો બહાદુરીથી લડી મરણ પામ્યો અને ઝફરખાને સોમનાથજીનો કિલ્લો સર કર્યો તથા ત્યાં પોતાનું થાણું સ્થાપિત કર્યું.

* * * * *

પાર્વતી અત્યારે એકલી બેઠી છે અને મનોગત વિચાર કરે છે કે મારા પતિ તથા મારા પિતા વગેરે યુદ્ધમાં ગયે ઘણો દિવસો વ્યતીત થયા છતાં કાંઇ સમાચાર આવ્યા નથી. મારા પતિદેવ વિજય કરી પાછા આવે અગર તેમનું મસ્તક લઇ મારો કાકો ગેમલ આવે તો સારૂં, કેમકે પતિવિયોગ હવે મારાથી સહન થઇ શકતો નથી. કાંતો ભૂતળપર અગર સ્વર્ગમાં ગમે ત્યાં તુરત જ ભેટો થાય તો સારૂં. આવો વિચાર કરીને તેણે ઉદ્‌ગાર કાઢ્યો કેઃ–

ડુંગરડા હરિયા થયા, નેણે ખળક્યાં નીર;
વાદળીયું વેલા થયું, હજુ ન આવ્યો હમીર.

આવા વિચારમાં તે તલ્લિન થઇ રહી છે. પતિદેવના નામનો ઉચ્ચાર કરી રહી છે. ઘડીમાં અશુભ વિચારો તો ઘડીમાં વિજય કરી

આવશે જ અને આનંદથી ભેટશે એવા શુભ વિચારતરંગોમાં તે કાળક્ષેપ કરે છે. આખરે આ વિચારોનો અંત આવ્યો અને છેવટના સમાચાર જાણવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ગેમલને દૂરથી આવતો તેણે જોયો. તેની દૃષ્ટિ તેનામાં સ્થિર થઇ. વિજયના સમાચાર આપશે કે અશુભ? શું હશે? આમ તેને કુતૂહલ થવા લાગ્યું અને એક નિમિષપણ યુગ સમાન જણાવા લાગી.

ગેમલ અશ્વ દોડાવી નજીક આવ્યો. પાર્વતી ઊભી થઇ અને ઉત્કંઠાથી પૂછવા લાગી કેઃ–" કાકા શા સમાચાર લાવ્યા? શું મારા પતિદેવ વગેરે દુશ્મનોનો નાશ કરી પાછળ પધારે છે અને તમે તેવા સમાચાર દેવા આગળ આવ્યા છો? બોલો, જલદી બોલો!"

આવાં વચનો સાંભળી ગેમલ દિગ્મૂઢ જેવો બની ગયો. શો જવાબ આપવો તે તેને સૂઝ્યું નહિ. જીહ્વાએ અશુભ વર્તમાન કહેવાની હિમ્મત કરી શકયો નહિ, તેથી તે ઝારઝાર રડવા લાગ્યો. તેનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. તે જોરથી ડુસકાં ભરવા લાગ્યો. પાર્વતી આવું જોઇ ચમકી અને વિચારવા લાગી કે, તે અશુભ સમાચાર જ લાવ્યા છે, નહિતો આમ અફસોસ કરે નહિ. જેવી ઇશ્વરની ઇચ્છા. તેમાં મનુષ્યનો ઉપાય નથી. ગેમલને સંબોધીને પાર્વતી બોલી કે—

"કાકા! હવે તૈયારી કરો! મારા પ્રાણનાથને અને મારે છેટું પડે છે." ગેમલ કિંકર્તવ્યવિમૂઢ થયો. તેને શો જવાબ દેવો તે સૂઝ્યું નહિ. છેવટે પાર્વતીના વિચારને તે તાબે થયો. પાર્વતી સતી થઇ પતિ સાથે સહગમન કરે છે તેવા વર્તમાન આખા ગામમાં પ્રસરી ગયા. નરનારીઓ હાથમાં શ્રીફળ લઇ સતીનાં દર્શને અને આશીર્વાદ મેળવવાને આવવા લાગ્યાં.

પાર્વતીએ ચિતા ખડકાવી શિવસ્તુતિ કરી, હમીરજીનું મસ્તક ખોળામાં લઇ ચિતાપ્રવેશ કર્યો અને વાદ્યયંત્રોનાં અવાજો સાથે જય અંબે! જય સોમનાથજી! વગેરે ગગનભેદી ગર્જનાઓથી આખું અરણ્ય ગરજી રહ્યું. જોતજોતાંમાં સર્વભક્ષી અગ્નિદેવે પાર્વતીના શરીરને પંચભૂતોમાં મેળવી દીધું અને પોતાના પતિદેવની સેવા કરવાની ઉમેદથી પાર્વતી સદાને માટે આ પૃથ્વીમાંથી અદ્રશ્ય થઇ ગઇ!

ધન્ય છે એવી પતિપરાયણા સતીઓને અને હમીરજી જેવા વીર રાજપૂતોને!!

હાલમાં જુના સોમનાથમાં હમીરજીની દેહેરી છે ત્યાં જે ગોહિલ યાત્રાળુ જાય છે તે અફીણનો કસુંબો કરી ચઢાવે છે, પણ તેની પહેલાં વેગડા ભીલના પાળીયાને શ્રીફળ ચઢાવે છે અને તે પછી જ હમીરજીના પાળીયાને કસુંબો ચઢાવી શ્રીફળ ચઢાવે છે. હમીરજીની દેહેરી હવે જર્જરિત થઇ ગઇ છે, પણ ગોહિલો પૈકી કોઇ આ દેહેરીનો જીર્ણોદ્ધાર કરી આવા વીર પુરૂષના સ્મરણચિન્હને ચિરંજીવી રાખવાં પ્રયાસ કરશે તો એ રીતે તેણે વીરપૂજા કરી ગણાશે.

હમીરજીથી પાર્વતીને પુત્ર પ્રાપ્ત થયો હતો, જેના વંશજો હાલમાં ગોહિલવાડમાં વિદ્યમાન છે.

